रा. रा. बाबूजी श्रीयुक्त

जुगलकिशोर मुख्तार महाशयको

सप्रेम समर्पित

लि. मुनि पुण्यविजय.

ता. १५-१०-१९६३.

पाटण.

પ્રકાશક:-
શ્રી મોહનલાલ દીપચંદ ચોકસી.
મંત્રી: જૈનાચાર્ય શ્રી આત્માનંદ જન્મ-
શતાબ્દી સ્મારક ટ્રસ્ટ બોર્ડ ત્રાંબાકાંટા:
વહોરાનો જૂનો માળો ચોથે માળે
: મુંબઈ ૩ :

કિંમત. રૂ. ૨-૮-૦.

વિ. સં. ૧૯૯૮. પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૪૨.

: મુદ્રક :
શા. મણિલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ.
ઘીકાંટા રોડ, અમદાવાદ

શ્રી આત્માનંદ જન્મશતાબ્દી સ્મારક ગ્રંથમાલા : પુષ્પ. ૫ મું.

# હેમસમીક્ષા

[ કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની સમગ્ર ઉપલબ્ધ કૃતિઓની પરિચાયક વિવેચના ]

શ્રી. જિનવિજયજીના પુરોવચન સાથે

મધુસૂદન ચિમનલાલ મોદી એમ. એ., એલએલ. બી.
અપભ્રંશ અને પ્રાચીન ગૂજરાતીના યુનિવર્સિટી
પોસ્ટ-ગ્રેજ્યુએટ અધ્યાપક, ગુ. વ. સો.
રિસર્ચ એન્ડ પોસ્ટ-ગ્રેજ્યુએટ ડિપાર્ટમેંટ,
અમદાવાદ.

અમદાવાદ.
૧૯૪૨

ॐ सत्यं मधु ॥

"इदं सत्यं सर्वेषां भूतानां मधु। अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन् सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सत्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मा। इदममृतमिदं ब्रह्मेदं सर्वम् ॥

बृहदारण्यकोपनिषद् २-५-१२

ॐ સત્ય એજ મધુ છે :

"એ સત્ય સર્વ પદાર્થોનું મધુ છે. એ સત્યના સર્વ પદાર્થો મધુ છે. એ સત્યમાં જે તેજોમય, અમૃતમય પુરુષ છે અને તેજોમય અમૃતમય પુરુષ જે અંતરમાં સત્યરૂપ છે તે એ જ છે જે આત્મા છે: એ અમૃત છે: એ બ્રહ્મ છે: એ આ સર્વ છે."

—બૃહદારણ્યક ઉપનિષદ ૨-૫-૧૨.

## ॥ समर्पणम् ॥

लोकोपकारकरणैकविनिश्चयैर्यो
विद्वद्वरैः प्रतिभया श्रुतपूतचित्तैः ।
निष्ठापितो विविधसुन्दरतालपात्रा-
बद्धेषु बोधनिकरः खलु पुस्तकेषु ॥ १ ॥

जातः स मानवकदाग्रहलुप्तकल्पः
पाषण्डदम्भकलुषेऽर्थपरे युगेऽस्मिन् ।
तस्योद्धृतिं जनहिताय करिष्यमाणो
ग्रन्थाभिरक्षणपरीक्षणयोजनाभिः ॥ २ ॥

यः प्राकृतादिरचनासु पुरातनीषु
ग्रन्थप्रदानविषमस्थलशोधनैर्माम् ।
प्रावेशयद्गुरुरिवाथ कृतिं ममैतां
पुण्यात्मपुण्यविजयाय समर्पयामि ॥ ३ ॥

मधुसूदन मोदी

# સમર્પણ

૧. લોકો ઉપર ઉપકાર કરવો એજ જેમનો વિશિષ્ટ નિશ્ચય છે, વિદ્યાથી જેમનાં ચિત્ત પવિત્ર બનેલાં છે,—એવા ઉત્તમ વિદ્વાનોએ પોતાની પ્રતિભા-વડે વિવિધ પ્રકારના સુંદર તાડપત્રોથી નિબદ્ધ થયેલા ગ્રંથોમાં જ્ઞાનસમુચ્ચય સ્થાપિત કર્યો હતો.

૨. પાખંડ અને દંભથી ભરપૂર અને અર્થ-પરાયણ આ યુગમાં મનુષ્યોના ખોટા આગ્રહથી એ લગભગ નષ્ટ થયો; ગ્રંથોની સાચવણી તથા તપાસણીની યોજનાઓ વડે તે જ્ઞાનસમુચ્ચયનો ઉદ્ધાર જનોના હિતને માટે કરવા ઇચ્છતા,—

૩. એવા જેમણે પ્રાકૃતાદિભાષાઓમાં રચાયલી પુરાતન રચાનાઓમાં, ગુરુની માફક, ગ્રંથો આપીને તથા વિષમ ગૂંચો ઉકેલી આપીને મને પ્રવેશ કરાવ્યો તે, પવિત્ર આત્માવાળા મુનિશ્રી પુણ્યવિજયને હું મારી આ કૃતિ સમર્પું છું.

મધુસૂદન મોદી.

## ग्रन्थकर्तुः प्रारम्भोक्तयः।

धृतग्रन्थौघशस्त्रास्त्रैः साहित्यस्याक्षवाटके।
वाग्युद्धे युध्यते वीरैर्यैस्तेभ्यः शतधा नमः ॥ १ ॥

अमर्षोत्प्लुष्टचित्तांस्तानन्वेवाहं च शारदाम्।
शुक्लाम्बरधरां सौम्यां नत्वेमं ग्रन्थमारभे ॥ २ ॥

ग्रन्थशस्त्रभृतां मन्योः शमोऽत्यर्थं हि दुष्करः।
सरस्वत्याः सुधावर्षी प्रसादोऽस्ति सनातनः ॥ ३ ॥

गुणमेरुश्च तैः सद्भिः सर्षपीक्रियतेऽचिरात्
भक्ताहृतगुणाणुस्तु हेमाद्रिर्मन्यतेऽनया ॥ ४ ॥

विवेकं वस्तुनो ज्ञात्वा मनोवैक्लव्यभीरुणा
शारदायाः स्तुतिः पश्चात्स्तुतेस्तेषां निधीयते ॥ ५ ॥

यः सुज्ञैः सर्ववित्प्रोक्तः कलिकालेऽपि सूरिराट्
तस्य श्रीहेमचन्द्रस्य प्रमाणं मेऽत्र वर्तताम् ॥ ६ ॥

"श्रेयोऽर्थमयमारम्भः किं तत्रात्मविकत्थनैः
परात्मनिन्दास्तोत्रे हि नाद्रियन्ते मनीषिणः" ॥ ७ ॥

वैदुष्यं दूषयन्त्येके मार्जन्त्येके च दूषणम्
स्वभावो यादृशः पुंसामाविष्कारोऽपि तादृशः ॥ ८ ॥

यः सिषाधयिषुः श्रेयो लोकानां गूर्जरावनौ
निर्मायानन्तशास्त्राणि ब्रह्मकीर्तिं तिरोदधे ॥ ९ ॥

सारस्वतजलैः पूते रत्नसमृद्धिमण्डिते
विहारारामहर्म्याढ्ये विद्वज्जनविराजिते ॥ १० ॥
अणहिल्लपाटके रेजे यस्य सिद्धकुमारयोः
चन्द्रलेखेव विदुषां संसत्सु शेमुषीप्रभा ॥ ११ ॥
तस्य श्रीहेमचन्द्रस्य पादाब्जद्वयसंनिधौ
मधुलाभाभिलाषं मे भृङ्गीभवतु मानसम् ॥ १२ ॥
सुहृदः सर्वदा सन्तु सज्जनाः सदसद्विदः
आश्रया दुष्करे कार्ये त एव न तु दुर्जनाः ॥ १३ ॥
निर्मिमाणस्य ग्रन्थं मे स्खलनानि स्युरनेकशः
सज्जनाः परिमार्जन्तु तानि सर्वाणि शर्मदाः ॥ १४ ॥
कोऽहं हेमसमीक्षार्थै भक्त्याहं प्रेरितो यते
आम्रकीर्तिं लघुश्चापि गायति किं न कोकिलः ॥ १५ ॥
हैमसारस्वतस्याहमुत्तितीर्षुर्महोदधिम्
भक्त्युत्को लघुपोतस्थः कर्णधार इवाबलः ॥ १६ ॥
"तथापि श्रद्धामुग्धोऽहं नोपालभ्यः स्खलन्नपि
विशृङ्खलापि वाग्वृत्तिः श्रद्दधानस्य शोभते" ॥ १७ ॥
विधाय हृदि सद्वर्णं सत्यं मधु मितं वचः
मया हेमसमीक्षैषा विद्वत्प्रीत्यै प्रतन्यते ॥ १८ ॥

मधुसूदन मोदी



ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય

શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ

**શ્રીમદ્ આત્મારામજી મહારાજ**

# બે બોલ

શ્રી. આત્માનંદ જૈનશતાબ્દીના પાંચમા પુષ્પ તરીકે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના સમગ્ર ઉપલબ્ધ ગ્રંથોની પરિચાયક વિવેચના કરતો હેમસમીક્ષા નામે ગ્રંથ વાચકો સમક્ષ રજૂ કરતાં અમને અત્યંત આનંદ થાય છે.

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય ગૂજરાતના મહાન જ્યોતિર્ધર અને સંસ્કારસ્વામી હતા. દુર્ભાગ્યની વાત તો એ છે કે તેમની કીર્તિની દુંદુભી સમા તેમના ગ્રંથોનો પરિચય જનતાને તથા કેટલાક વિદ્વાનોને પણ પૂરતા પ્રમાણમાં કરાવવામાં આવ્યો નથી. આ ઊણપ ઘણાએક વખતથી સૌને સાલતી હતી.

આ જ ગ્રંથમાલાના ચોથા પુષ્પ તરીકે આપણા પ્રસિદ્ધ લેખક શ્રી. ધૂમકેતુ વિરચિત 'કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય' પ્રકાશિત કરવામાં આવ્યું હતું. તે સારો આદર પામ્યું હતું. પ્રસ્તુત ગ્રંથની યોજના પણ શ્રી હેમસારસ્વતસત્ર પ્રસંગે વિચારાઈ હતી. આ ગ્રંથનું કાર્ય પ્રસિદ્ધ વિદ્વાન પ્રોફે. મધુસૂદન મોદી એમ. એ., એલએલ. બી., ને સોંપવામાં આવ્યું હતું. ગ્રંથ ૨૦૦ પૃષ્ઠનો થશે તેમ ધારણા હતી. સ્વાભાવિક રીતે શ્રીહેમચંદ્રાચાર્યનાં અનેક ગ્રંથરત્નોને ન્યાય આપવા આટલાં પૃષ્ઠો પૂરતાં ન હતાં. ગ્રંથનું કદ વધ્યું અને શ્રીહેમચંદ્રાચાર્ય જેવા અદ્વિતીય આચાર્યની કૃતિઓને સારી રીતે ન્યાય અપાવો

જોઈએ એ દૃષ્ટિએ કદ વધારવાને મંજૂરી પણ મળી. આ રીતે ૨૦૦ પૃષ્ઠના ગ્રંથને બદલે લગભગ ૩૪૫ પૃષ્ઠના દળદાર ગ્રંથને સમાજચરણે ધરતાં અમને આનંદ થાય એ સ્વાભાવિક છે.

હરિભદ્રસૂરિ, સિદ્ધસેન દિવાકર સમા યુગપ્રધાન પ્રકાંડ જૈનાચાર્યોનાં જીવન અને કવન આ રીતે પ્રસિદ્ધ થવાની અત્યંત આવશ્યકતા છે.

આ શતાબ્દીસ્મારકની યોજનાના પ્રયોજક જૈનધર્મ અને સમાજના કલ્યાણસાધક પંજાબ-કેસરી આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી છે. તેમની પ્રેરણા અમારી સમિતિને વખતોવખત ઘણી ઉપયોગી થઈ પડી છે.

આ વખતે પણ ભાઈશ્રી કાન્તિલાલ મગનલાલ ભાવનગરી તથા શ્રી. ફુલચંદ હરિચંદ દોશીએ ગ્રંથપ્રકાશન માટે સારો એવો શ્રમ લીધો છે તેને માટે સમિતિ તે બંને ભાઈઓનો આભાર માને છે.

આ ગ્રંથનું પુરોવચન વિદ્વદ્વર્ય શ્રી. જિનવિજયજીએ પોતાનાં અનેક રોકાણોમાંથી સમય કાઢી લખી આપ્યું છે તે માટે અમો તેમના અત્યંત ઋણી છીએ.

આશા છે કે આ ગ્રંથરત્નને જૈન તેમજ જૈનેતર પ્રજા વધાવી લેશે.

**મોહનલાલ દીપચંદ ચોકસી.**
**મંત્રી.**

# પુરોવચન

ગુજરાતી સાહિત્ય પરિષદના કરાચી મુકામે ભરાયેલા સંમેલનમાં, ગુજરાતના પુરાતન ઉત્કર્ષકાલના સર્વશ્રેષ્ઠ શાસ્ત્રકાર, સર્વવિદ્યાપારંગત, અસામાન્ય જ્ઞાનજ્યોતિઃસ્વરૂપ અને કલિકાલસર્વજ્ઞ બિરુદધારક આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિનો એક સાર્વજનિક સ્મૃતિઉત્સવ ઊજવવાનો પ્રેરક પ્રસ્તાવ ઉપસ્થિત કરવામાં આવ્યો હતો. તદનુસાર વિ. સં. ૧૯૯૪–૯૫ દરમ્યાન મુંબઈ, અમદાવાદ અને પાટણ જેવી ગુજરાતની નવી–જૂની રાજધાનીઓમાં જુદા જુદા પ્રસંગે એ ઉત્સવની ઊજવણી કરવામાં આવી હતી. મુંબઈમાં ઉજવાયેલા ઉત્સવપ્રસંગે, એ સ્મૃતિ–ઉત્સવના મૂળ પ્રેરક અને વિધાયક શ્રી. કન્હૈયાલાલ માણેકલાલ મુનશીના સમર્થ સદુદ્યોગથી ભારતીય વિદ્યાભવનની એક ભવ્ય અને ચિરસ્થાયી સ્થાપના પણ કરવામાં આવી, જેમાં પ્રાચીન ભારતીય વિદ્યાના વ્યાકરણ, સાહિત્ય, છન્દ, કાવ્ય, કોષ આદિ જે વિવિધ અંગોના પરિશીલનાત્મક અને વિવેચનાત્મક એવાં અનેકાનેક શાસ્ત્રોની હેમચંદ્રાચાર્યે રચનાઓ કરી છે, તેવાં સર્વ શાસ્ત્રોનું વિશિષ્ટ અધ્યયન થાય અને તે સાથે હેમચંદ્રાચાર્યના પુણ્યશ્લોક પુનિત નામનું પણ સંયોજન થાય. એ મહર્ષિના સિદ્ધિદાયક શુભ નામના સંકલ્પાત્મક સંયોજનથી, મુંબઈ સમીપવર્તી

આન્ધ્રગિરિ (અંધેરી) સ્થળમાં આજે એ વિદ્યાભવનનું સ્વકીય સુંદર સ્થાન બની ચુકયું છે. એમાં મુંબઇનિવાસી કેટલાક શ્રીમંત અને ઉદારચેતા જૈન બંધુઓએ આપેલી સારી સરખી આર્થિક સહાયતાના પરિણામે હેમચંદ્રાચાર્યનું મનોહર સ્મારક મન્દિર પણ પ્રતિષ્ઠિત થઈ ગયું છે. એ ભવ્ય અને પુનિત મન્દિરના એક શ્રદ્ધાળુ પુજારી તરીકે મેં મારી જાતને પણ સ્વેચ્છાએ નિયોજિત કરી છે.

પાટણ મુકામે તો એ સ્મૃતિ–ઉત્સવ બહુ જ વિશિષ્ટરૂપે ઊજવવામાં આવ્યો હતો. સાહિત્ય પરિષદે એ નિમિત્તે પોતાનું એક અસાધારણ સંમેલન ત્યાં ગોઠવ્યું હતું અને તેમાં ગુજરાતના ઘણાખરા પ્રમુખ વિદ્વાનો, સાક્ષરો અને સંસ્કારપ્રિય સજ્જનોએ સમ્મિલિત થઈ એ ઉત્સવને શોભાવ્યો હતો. એ અવસરે પાટણમાં બંધાયેલા અભિનવ હેમચન્દ્રજ્ઞાનમન્દિરની ઉદ્ઘાટનક્રિયા પણ શ્રીયુત મુનશીજીના શુભ હસ્તે કરવામાં આવી. એ પ્રસંગનિમિત્તે ભરાયેલા સમ્મેલનમાં અનેક વિદ્વાનો અને લેખકોએ શ્રીહેમચન્દ્રાચાર્યના જીવન અને સાહિત્ય વિષે પ્રસંગોચિત કેટલાક નિબંધો, લેખો અને કાવ્યો દ્વારા પોતાની પુષ્પાંજલિઓ અર્પિત કરીહતી. ગુજરાતી સાહિત્ય પરિષદે એ વિશિષ્ટ અધિવેશનના અહેવાલ અને નિબંધસંગ્રહને શ્રીહૈમ-સારસ્વતસત્રના નામે, સુન્દરરીતે, ગ્રન્થરૂપે પ્રકાશિત કરી, એ સ્મૃતિ–ઉત્સવને ચિરસ્મરણીય બનાવ્યો છે.



અમદાવાદ ખાતે ઉજવાયેલા એ ઉત્સવના મુખ્ય સંચાલકો સ્થાનીય જૈનયુવકસંઘના સદસ્યો હતા. પ્રેમાભાઈ હૉલમાં

અમદાવાદના સંસ્કારપ્રિય સર્વજાતીય નાગરિકોના સુન્દર સમારોહ સામે એ સ્મૃતિ–ઉત્સવનો સમારંભ યોજવામાં આવ્યો હતો. તેમાં જુદા જુદા અનેક વિદ્વાનોએ ગુજરાતના એ મહાન જ્યોતિર્ધરની જ્ઞાનજ્યોતિના ભાવપૂર્ણ સ્તુતિ-પાઠો ઉચ્ચાર્યા હતા. પ્રાસંગિક સમારંભ ઉપરાંત, એ સંઘના કેટલાક સદસ્યોએ એ ઉત્સવની સ્મૃતિ ચિરકાલીન બને તે અર્થે કાંઈક ચિરસ્થાયી સાહિત્યિક કાર્ય પણ કરવાનો પ્રયત્ન કર્યો અને શ્રીઆત્માનંદ જૈનશતાબ્દી સ્મારકના પ્રેરક આચાર્ય શ્રીવલ્લભસૂરીશ્વરજીએ આ પ્રયત્નને પ્રોત્સાહન આપ્યું. તેના પરિણામે શ્રીહેમચંદ્રાચાર્યના સાધક જીવન અને વાઙ્મય –ઉપાસનાનાં પરિચાયક એવાં બે સુન્દર પુસ્તકો ગુજરાતી જનતાને પ્રાપ્ત થાય છે.

એમાંનું પહેલું પુસ્તક જેનું નામ ‘કલિકાલસર્વજ્ઞ શ્રીહેમ-ચંદ્રાચાર્ય’ છે તે આ પૂર્વે પ્રકટ થઈ ગયું છે. તેના પ્રણેતા ગુજરાતના સુવિશ્રુત પ્રતિભાવાન વિચારક, અને સમર્થ લેખક શ્રીધૂમકેતુ છે. એ પુસ્તકમાં શ્રીધૂમકેતુએ પોતાની અનોખી શૈલીમાં કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યના અસામાન્ય સાધક જીવનનો જે સુન્દર અને સર્વગ્રાહી પરિચય કરાવ્યો છે, તે ગુજરાતી વાઙ્મયમાં ચિરસ્થાયી સ્થાન પ્રાપ્ત કરશે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે આજીવન કરેલી અદ્વિતીય વાઙ્મય ઉપાસનાનો સુન્દર અને સર્વગ્રાહી પરિચય કરાવનાર બીજું પુસ્તક તે પ્રસ્તુત હેમસમીક્ષા. આ સમીક્ષાના લેખક શ્રીયુત મધુસૂદન મોદી પોતાના વિષયના ઉત્તમ પંડિત, પ્રામાણિક વિવેચક, પ્રૌઢ લેખક, મર્મજ્ઞ અધ્યાપક અને ચિન્તનશીલ

અભ્યાસક છે. સંસ્કૃતસાહિત્યવિષયક એમનું અધ્યયન તો ખૂબ વિસ્તૃત અને તલસ્પર્શી છે જ પણ તે સાથે પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગૂર્જર ભાષાનું એમનું અધ્યયન પણ એટલું જ મૌલિક અને અન્તઃપ્રવિષ્ટ છે. હેમચંદ્રાચાર્યરચિત વાઙ્મયની સમીક્ષા કરવા માટે એ સમુચિત અધિકારી છે. યથેષ્ટ શ્રમ અને વિશિષ્ટ અધ્યયન કરી એમણે પ્રસ્તુત પુસ્તકનું આલેખન કર્યું છે. એ દ્વારા ગૂર્જર જ્ઞાનપિપાસુઓને કલિકાલસર્વજ્ઞની જ્ઞાનોપાસનાનો સર્વાંગીણ અને સુબોધ પરિચય કરાવવાનો અભિનંદનીય પ્રયત્ન તેમણે કર્યો છે.

હેમચન્દ્રાચાર્ય પ્રાચીનભારતના એક બહુ જ ભાગ્યશાલી ગ્રન્થકાર છે. સિદ્ધરાજ અને કુમારપાલ જેવા ગુજરાતના સુવર્ણયુગના સર્વશ્રેષ્ઠ બે નૃપતિઓએ એમને ગ્રન્થપ્રણયનમાં કેવળ ઉદાર એવો રાજ્યાશ્રય જ નહિ આપ્યો હતો પરંતુ અતિભક્તિપૂર્વક પ્રાર્થનાઓ કરીને એમને સાહિત્યસર્જનમાં ભવ્ય પ્રેરણાઓ પણ આપી હતી તથા એમની કૃતિઓને અદ્ભુત રીતે સમ્માનિત કરી લોકપ્રતિષ્ઠિત પણ કરાવી હતી. સિદ્ધરાજ અને કુમારપાલ બંનેએ એમના ગ્રન્થોની લાખો–કરોડો રૂપિયા ખર્ચી અસંખ્ય પ્રતિલિપિઓ કરાવી અને આખાય ભારતના સુવિશ્રુત ભારતીભંડારોમાં એ પ્રતિલિપિઓ સ્થાપિત કરાવી. ગુજરાતના એવા ગૌરવસૂચક જ્ઞાનભંડારોમાં સાક્ષાત્ હેમચન્દ્રાચાર્યના જ જીવનકાલમાં લખાયેલી એમની કેટલીક ગ્રન્થકૃતિઓ આજે પણ ઉપલબ્ધ થાય છે જે ગુજરાતી પ્રજાની એક મોટામાં મોટી અને અસાધારણ મૂલ્યવાન્ સંપત્તિ ગણી શકાય. રાજ્યાશ્રય ઉપરાંત લોકપ્રિયતા પણ

એમની કૃતિઓને અસામાન્ય રીતે મળી હતી. તેને લીધે, એમના સર્જનસમયથી લઈ આજ સુધીમાં લગભગ ૭૦૦ વર્ષ જેટલા દીર્ઘકાળમાં, એ ગ્રંથોની હજારો–લાખો પ્રતિલિપિઓ થઈ છે અને તેને માટે અગણિત એવો દ્રવ્યવ્યય કરવામાં આવ્યો છે. આખાય હિંદુસ્તાનમાં નાના મોટા એવા જે હજારો જૈન ગ્રન્થભંડારો આજે વિદ્યમાન છે તેમાંથી ભાગ્યે જ કોઈ એવો ભંડાર હશે જેમાં હેમચંદ્રાચાર્યની કોઈ ને કોઈ કૃતિની પ્રતિલિપિ ઉપલબ્ધ નહિ થતી હોય. જૈન ગ્રન્થકારોમાં બીજો કોઈ એવો મહાભાગ્ય શાસ્ત્રકાર નથી થયો જેના ગ્રન્થોનો આટલો વિશિષ્ટ પ્રચાર અને પ્રસાર થયો હોય.



હેમાચાર્યની કૃતિઓની આવી લોકપ્રિયતાનું મુખ્ય કારણ તેમાં રહેલી શૈલીની સુપાઠ્યતા, ભાષાની સરલતા, રચનાની પૂર્ણતા, વિષયની વ્યાપકતા, વિવેચનની તટસ્થતા, પ્રમાણની પરિમિતતા અને સંકલનાની સુગમતા આદિ છે. હેમચન્દ્રાચાર્યની શાસ્ત્રરચનાનો મૂળ ઉદ્દેશ અગાધ એવા પાંડિત્યનું પ્રદર્શન કરાવવાનો ન હતો તેમ જ કોઈ નવીન સિદ્ધાન્ત કે તત્ત્વને પ્રતિપાદન કરવાનો ન હતો. તેમનો ઉદ્દેશ તો માત્ર વિદ્યાભિલાષિઓને વત્સલભાવે સુગમ અને સુબોધ રીતે તે તે વિષયોનું સર્વાંગીણ અને સારભૂત આકલન કરાવવાનો હતો. હેમાચાર્યનો એ લોકહિતકર અને વિદ્યાપ્રિય વિશુદ્ધ ઉદ્દેશ સર્વ રીતે સફળ થયો છે; એ આપણે આજ સાતસાત સૈકાઓથી એમના ગ્રન્થોના થતા આવતા અવિરત પઠન

પાઠન અને ટીકા–ટિપ્પણ ઉપરથી તેમ જ પ્રસ્તુત સમીક્ષામાં કરવામાં આવેલા તે તે ગ્રન્થના વિસ્તૃત નિરૂપણ અને વિવેચન ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ.



પ્રાચીન હસ્તલેખનયુગના સમયને વટાવી આપણે અર્વાચીન મુદ્રણયુગમાં જ્યારે પ્રવેશ કરીએ છીએ ત્યારે પણ સૌથી પ્રારંભમાં જ આપણને હેમાચાર્યના ગ્રન્થોમાંના કેટલાક અતિ ઉપયોગી ગ્રંથોનું પ્રકાશન થએલું જોવા મળે છે. ભારતની પ્રાચીન વિદ્યાના જિજ્ઞાસુ એવા પશ્ચિમીય દેશોના વિદ્વાનોને જેવો હેમાચાર્યના ગ્રંથોનો પરિચય થાય છે કે તેવો જ તે ગ્રન્થોનો અભ્યાસ અને ઉદ્ધારકાર્ય શરૂ થાય છે. હેમાચાર્યની કૃતિઓમાંથી સૌથી વધારે અને વહેલી પ્રસિદ્ધિ બે કૃતિઓને મળી છે. તેમાંની પહેલી કૃતિ તે અભિધાનચિન્તામણિ નામે સંસ્કૃત શબ્દકોષ, અને બીજી કૃતિ તે પ્રાકૃત વ્યાકરણના નામે સિદ્ધહેમશબ્દાનુશાસનનો અષ્ટમોધ્યાય. સંસ્કૃત ભાષાના જેટલા જૂના શબ્દકોષો છે તેમાં સૌથી પ્રથમ સ્થાન પ્રાચીનતાની દૃષ્ટિએ અમરકોષને મળે છે અને તે પછીનું બીજું સ્થાન વધુ ઉપયોગિતાની દૃષ્ટિએ હેમાચાર્યના અભિધાનચિન્તામણિને મળે છે. અભિધાનચિન્તામણિકોષનો, જૈન તેમ જ જૈનેતર બંને પક્ષના વિદ્વાનો, સરખો ઉપયોગ અને અભ્યાસ પ્રાચીન સમયથી જ કરતા રહ્યા છે. એ કોષની આવી પ્રસિદ્ધિ જોઈને, સૌથી પ્રથમ કલકત્તામાં, કોલબ્રુક સાહેબની આજ્ઞાથી વિદ્યાકરમિશ્ર નામના વિદ્વાને વિક્રમ સંવત ૧૮૬૪ ( ઇ. સ. ૧૮૦૮ ) માં એને છપાવીને પ્રકા-

શિત કર્યો હતો. એની સાથે અનેકાર્થનામમાળાનું પણ મુદ્રણ કરવામાં આવ્યું હતું. આ રીતે લગભગ આજથી ૧૩૫ વર્ષ પહેલાં હેમાચાર્યની કૃતિનું પ્રથમ મુદ્રણ થયું હતું. એ પછી એમની બીજી મહત્ત્વની કૃતિ જે પ્રાકૃત વ્યાકરણ તેનું પ્રથમ પ્રકાશન વિ. સં. ૧૯૨૯ માં મુંબઈના એક મહાબલ કૃષ્ણ નામના મહારાષ્ટ્રીય વિદ્વાને કરેલું. એ દરમિયાન, કોલબ્રુક, લાસેન, વેબર વગેરે યુરોપીય વિદ્વાનોએ હેમાચાર્યના બીજા પણ ગ્રન્થોનો કેટલોક પરિચય મેળવ્યો હતો અને તેમના વિષે નાની–મોટી કેટલીક નોંધો વગેરે લખી પ્રસિદ્ધ કરી હતી. એ પછી ધીમે ધીમે એમના ગ્રન્થોનો વધારે વિસ્તૃત અભ્યાસ થતો ગયો. અંતે આપણા દેશના તેમ જ યુરોપના કેટલાય વિદ્વાનોએ એમના અન્યાન્ય ગ્રન્થોને પણ સંશોધિત–સંપાદિત કરી પ્રકાશમાં મૂકવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્નના પરિણામે વર્તમાનમાં હેમાચાર્યની પ્રાયઃ બધી ઉપલબ્ધ કૃતિઓ ઓછે–વત્તે અંશે સંશોધિત–સંપાદિત થઈ મુદ્રિત રૂપમાં પ્રકાશ પામી શકી છે અને તેથી શ્રીયુત મધુસૂદન મોદી જેવા સાક્ષરને પ્રસ્તુત સમીક્ષા જેવા પુસ્તકની રચના કરવામાં ઉચિત સરળતા પ્રાપ્ત થઈ શકી છે.



આ સમીક્ષાના વાચકોને જણાશે કે હેમાચાર્યે કેટલા બધા ભિન્ન વિષયના અને કેવા વિશિષ્ટ અને મહત્ત્વના ગ્રંથોની રચના કરી છે. આટલા વિષયોના, આવા સર્વાંગ પરિપૂર્ણ ગ્રંથો રચનાર તરીકે આપણને ભાગ્યે જ કોઈ અન્ય શાસ્ત્રકારનું નામ, આપણા પ્રાચીન ઇતિહાસમાં, મળી આવશે. એમના એ

દરેક ગ્રંથની વિગત, વિશિષ્ટતા અને વિવેચના પ્રસ્તુત સમીક્ષામાં શ્રીયુત મોદીએ સંક્ષેપમાં પણ બહુ જ સુંદર રીતે રજૂ કરી છે. એ સમીક્ષાના વાચનથી વાચકને હેમાચાર્યના સમગ્ર વાઙ્મયનો સારગ્રાહી સ્વરૂપાવબોધ ઘણી સરસ રીતે થઈ શકશે. આજ સુધીમાં એતદ્દેશીય તેમ જ વિદેશીય વિદ્વાનોએ હેમાચાર્યના જુદા જુદા ગ્રંથો વિષે, જુદી જુદી ભાષામાં નાના-મોટા અનેક નિબંધો, લેખો વગેરે લખ્યા છે; પણ પ્રસ્તુત સમીક્ષાના લેખકની જેમ સમગ્ર ગ્રંથોનો, એકધારી શૈલીમાં, એકત્ર પરિચય કરાવવાનો કોઈ વિદ્વાને પ્રયત્ન કર્યો ન હતો. અલબત્ત, જર્મન વિદ્વાન ડૉ. બ્યુલ્હરે હેમાચાર્યના જીવનનો પરિચાયક એક વિશિષ્ટ નિબંધ જર્મન ભાષામાં લખેલો છે, જેનું અંગ્રેજી ભાષાન્તર, મેં સિંધી જૈન ગ્રંથમાળામાં પ્રકટ કરાવ્યું છે. તેમાં એમના ઘણાખરા ગ્રંથોનું સિંહાવલોકન જેવું વિવેચન આપવામાં આવ્યું છે. પણ તેમાં પ્રસ્તુત સમીક્ષાની જેમ દરેક ગ્રંથનો પ્રારંભિક પરિચય, વિષયવિભાગ, વસ્તુસંકલન, ગ્રન્થપરિમાણ, ટીકા-ટિપ્પણ અને વિશેષત્વનિરૂપણ આદિ જ્ઞાપક કશોય વિશિષ્ટ વિવરણાત્મક પરિચય આલેખવામાં આવ્યો નથી. એ દૃષ્ટિએ શ્રીયુત મોદીની પ્રસ્તુત હેમસમીક્ષા સર્વ પ્રથમ કૃતિ છે અને તે ગુજરાતી ભાષા બોલનારા તેમજ સમજનારા જિજ્ઞાસુવર્ગને ઘણી ઉપયોગી થઈ પડશે એ નિઃસંશય છે.



હેમાચાર્યના ગ્રંથોની આ પુસ્તકમાં કરવામાં આવેલી સમીક્ષા, વિષયપરિચાયક અને તાત્પર્યદર્શક પૂરતી જ છે એ આપણે એના સંદર્ભથી સમજી શકીએ છીએ. આવા સાધારણ કદના

પુસ્તકમાં દરેક ગ્રંથની વિસ્તૃત સમીક્ષાને અવકાશ ન હોઈ શકે. તેના માટે તો દરેક ગ્રંથ દીઠ આવું એક-એક સ્વતંત્ર પુસ્તક લખાય તો પણ તે પૂરતું ન થાય તેટલી વિવિધ વિચારણા અને વિસ્તૃત મીમાંસાની અપેક્ષાવાળા હેમાચાર્યના ગ્રંથો છે. વ્યાકરણ, કોષ, કાવ્ય, સાહિત્ય, છંદ, પ્રમાણ, યોગ, પુરાણ અને સ્તુતિ આદિ વિષય પ્રતિપાદક દરેક કૃતિનો અનેક દૃષ્ટિબિંદુઓથી અભ્યાસ કરી શકાય તેમ છે અને તે દરેક ઉપર, જો અભ્યાસીઓ લખવા ઇચ્છે તો, યુનિવર્સિટીની 'પીએચ. ડી.' ( Ph. D. )ની ડીગ્રી મેળવવા માટે, કેટલાય મૌલિક ગ્રંથસંદર્ભ ( Thesis ) લખી શકાય તેમ છે. હેમાચાર્યની એ દરેક કૃતિ તે તે વિષયના વ્યાપક નિરૂપણની દૃષ્ટિએ તો પરિપૂર્ણ છે જ પણ તે ઉપરાંત એમાં ગુજરાતી ભાષા અને ગુજરાતી પ્રજાની જે જૂની ભૌગોલિક પરિસીમા છે તેના પ્રાચીન સ્વરૂપ અને સંસ્કાર આદિના જ્ઞાનની દૃષ્ટિએ અનન્ય સાધનરૂપ છે. ઉદાહરણ તરીકે એક 'ગૂર્જર' શબ્દ જ લઈયે. ગૂર્જર શબ્દનું ખરું મૂળ શું છે એ હજી સુધી નિર્ણીત થયું નથી. ૫ મા ૬ ઠ્ઠા સૈકા પછી એ શબ્દ આપણા સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં પ્રવેશ પામ્યો હોય તેમ દેખાય છે. પણ એ શબ્દને કોઈ જૂના વ્યાકરણ કે કોષમાં સ્થાન મળ્યું જણાતું નથી. જ્યાંસુધી હું જાણું છું, ત્યાંસુધી હેમાચાર્યે જ સૌથી પ્રથમ એ શબ્દને પોતાના સિદ્ધહેમશબ્દાનુશાસનમાં દાખલ કર્યો અને એ રીતે 'ગૂર્જર' શબ્દને વ્યાકરણસિદ્ધ શબ્દની માન્યતા આપી. પ્રસ્તુત સમીક્ષાના પૃષ્ઠ ૫૫ ઉપર શ્રીયુત મોદીએ એ શબ્દની નોંધ લીધી છે, તે ઉપરથી જણાશે કે હેમાચાર્યે પોતાના ઉણાદિસૂત્રપાઠમાં ગૂર્જર શબ્દને તદ્દન નવો જ દાખલ કર્યો છે. એ શબ્દની જે

વ્યુત્પત્તિ ત્યાં આપવામાં આવી છે તેની કશી ટીકા કરવાની જરૂર નથી. કારણ કે સંસ્કૃત વૈયાકરણો હજારો શબ્દોની આવી જ કલ્પિત વ્યુત્પત્તિઓ આપતા રહે છે. જે શબ્દની કોઈ યથાર્થ વ્યુત્પત્તિ ન જડી આવે તે માટે એ શબ્દમાં પ્રાધાન્ય ભોગવતા શબ્દાવયવને, કોઈ એક એને જ મળતા એવા સંસ્કૃત ‘ ધાતુ ’ને તદ્દરૂપસાધક પ્રત્યય લગાડી, તે શબ્દની સિદ્ધિ કરી બતાવવામાં આવે છે. એટલે વ્યુત્પત્તિની દૃષ્ટિએ નહીં; પણ શબ્દસંગ્રહના ઇતિહાસની દૃષ્ટિએ આ ઉલ્લેખો અવશ્ય મહત્ત્વના સમજવા જોઈએ. બાકી ‘ગૂર્જર’ શબ્દ અસલ કઈ ભાષાનો છે અને એનો વાસ્તવિક અર્થ શો છે એ હજુ સુધી ભારતીય ભાષાશાસ્ત્રીઓ અને પુરાવિદો માટે એક વિશિષ્ટ શોધનો વિષય જ થઈ રહ્યો છે, તેથી હેમાચાર્યની વ્યુત્પત્તિને એ દૃષ્ટિએ જોવી–અવલોકવી અપ્રસ્તુત ગણાય. હેમાચાર્યના આ ઉલ્લેખ ઉપરથી આપણને એ પણ એક વસ્તુ વિચારવા જેવી લાગે કે એમના સમયમાં અને એમના મનમાં ‘ ગૂર્જર ’ દેશની વ્યાખ્યા અને પરિસીમા નિશ્ચિત ન હતી, ‘ ગૂર્જર ’ શબ્દનો અર્થ સમજાવવાની દૃષ્ટિએ એની સાથે એ લખે છે કે ‘ गूर्जरः सौराष्ट्रादिः ’ એટલે કે સૌરાષ્ટ્ર આદિ દેશ ‘ ગૂર્જર ’ કહેવાય. ખરી રીતે તો ‘ ગૂર્જર ’ દેશ આબુની પશ્ચિમે અને ઉત્તરે આવેલા મારવાડના ભિન્નમાલ, જોધપુર, ડીડવાણા આદિનો જે પ્રદેશ છે તે અસલ ગૂર્જર દેશ હતો. પણ હેમાચાર્યના સમયમાં તે પ્રદેશનું એ પ્રાચીન નામ લગભગ વિસ્મૃત થઈ ગયું હતું. તેને બદલે એ સામાન્ય મરુભૂમિ અથવા મરુદેશના નામે ઓળખાવા લાગ્યો હતો. અણહિલપુર કે જે હેમાચાર્યના સમયમાં વાસ્તવિક રીતે ગૂર્જર દેશનું પાટનગર હોઈ જેના સ્વામિઓને એમણે

ગૂર્જરેન્દ્ર મહારાજાધિરાજ તરીકે આલેખ્યા છે તે જ 'ગૂર્જર' દેશનું કેન્દ્રસ્થળ હતું; પરંતુ લોકમાં એ પ્રદેશનું તે નામ રૂઢ બન્યું નહોતું અને તેથી એમને 'ગૂર્જર' એટલે 'સૌરાષ્ટ્રાદિ' એવો અસ્પષ્ટ અર્થ આપવો પડ્યો હતો. આ તો અહિં ઉદાહરણ સ્વરૂપે એક શબ્દ સૂચવવામાં આવ્યો છે. હેમચન્દ્રસૂરિએ પોતાના વ્યાકરણ, કાવ્ય, કોષ અને અલંકાર વિષયક ગ્રંથોમાં એવા અસંખ્ય નવા શબ્દો ઊમેર્યા છે જે એમની પૂર્વેના ગ્રન્થોમાં દૃષ્ટિગોચર થતા નથી, છતાં લોકમાં અને સાહિત્યમાં પ્રચલિત હતા. જો કોઈ અભ્યાસી હેમાચાર્યે સંગ્રહેલા એવા નૂતન શબ્દોનો પૃથક્ સંગ્રહ કરવા ઇચ્છે તો તેમનો એક નાનો સરખો કોષ જ જૂદો થાય એટલી એમની વિપુલતા છે.



હેમાચાર્ય એકલા સંસ્કૃત સાહિત્યના જ મહાન ગ્રંથકાર ન હતા પણ તેઓ પ્રાકૃત, અપભ્રંશ અને દેશ્ય ભાષાના વાઙ્મયના પણ તેટલા જ સમર્થ અને પારંગત ગ્રંથપ્રણેતા હતા. તેમનું રચેલું પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ તો સમગ્ર ભારતીય વાઙ્મયમાં એક અપૂર્વ અને અનન્ય ગ્રંથ તરીકે સર્વસમ્મત થયેલું છે અને તે સાથે તેમનો રચેલો દેશીનામમાલા તરીકે પ્રસિદ્ધ દેશી શબ્દકોષ પણ તેટલો જ અદ્વિતીય મનાયો છે. એમનું રચેલું છન્દોઽનુશાસન પણ છન્દઃશાસ્ત્રોમાં સર્વોપરિ ગણાય તેટલી ઉચ્ચ કોટિનો અને સર્વાંગપરિપૂર્ણ ગ્રંથ છે. શ્રીયુત મોદીએ, આધુનિક કવિઓને પણ એ ગ્રંથના અધ્યયનથી છન્દોવિષયક કેટલીય નવી વસ્તુઓ પ્રાપ્ત થઈ શકે તેમ છે, એવું જે સૂચન, એ ગ્રંથના નિરૂપણપ્રસંગે કરેલું છે તે સર્વથા સત્ય અને તથ્યપૂર્ણ છે.

હેમાચાર્યની કૃતિઓનું આપણે જો આવી દષ્ટિએ, વિસ્તૃત રૂપમાં નિરીક્ષણ અને સમીક્ષણ કરીએ તો આપણને એમાંથી આપણા સમાજ, ધર્મ, વિજ્ઞાન, સાહિત્ય, ઇતિહાસ, ભાષા અને સંસ્કારની દષ્ટિએ અનેકાનેક ઉલ્લેખયોગ્ય વિચારો અને વિધાનો મળી આવે તેમ છે.

શ્રીયુત મોદીની પ્રસ્તુત સમીક્ષામાં આવી કેટલીક ઉલ્લેખનીય વસ્તુઓ તરફ ગર્ભિત દિશાસૂચક અંગુલિનિર્દેશ કરવામાં આવ્યો છે જે અભ્યાસીઓને અવશ્ય હેમાચાર્યના વાઙ્મયનું અધ્યયન કરવામાં પ્રેરણાદાયક થઈ પડશે; અને આશા રાખીએ કે ભવિષ્યમાં વિશિષ્ટ અભ્યાસીઓના હાથે એમની દરેક કૃતિ વિષે વિસ્તૃત સમીક્ષા કરતું આવું એકેકું મૂલ્યવાન અને સદૈવ અભ્યસનીય પુસ્તક તૈયાર થઈ ગુજરાતી ભાષાના ભંડારને સમૃદ્ધ બનાવશે.

વૈશાખી પૂર્ણિમા
સંવત ૧૯૯૮

જિ ન વિ જ ય.

# પ્રસ્તાવના

**શ્રી હેમચંદ્રાચાર્યની** કૃતિઓની સમીક્ષા કરવી એ મહાસાગર ઓળંગવા જેવો વિકટ પ્રયાસ છે. એમની કૃતિઓ અનેકાનેક, વળી વિષયવૈવિધ્ય પણ બહુ જ અને પાંડિત્ય તથા પ્રતિભાના ગંભીર, દ્યોતક અને સામાન્ય અભ્યાસકની બુદ્ધિને ટપી જાય તેવા ઉન્મેષો પણ ઘણા. આ બધાયને જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓમાં રોકાયેલો એક અભ્યાસક કદાચ પૂરો ન્યાય ન આપી શકે એ દેખીતું છે. પરંતુ આચાર્યશ્રી તરફની ભક્તિ અને શ્રદ્ધા, એ જ મારા જેવાને આ વિકટ કાર્ય હાથ લેવા પ્રેરે છે. કોકિલ લઘુ હોવા છતાં શું આંબાનાં યશોગાન ગાતો નથી? કાલ અને સ્થળથી દૂર દૂર રહેલો એક વિનીત શિષ્ય પ્રતિભોજ્જવલ સંસ્કારસ્વામીના તેજના અંબારમાંથી એકાદ કિરણ શું ન ઝીલે? આવું જ કાંઈક શ્રીહેમચંદ્રાચાર્યની ઉપલબ્ધ કૃતિઓમાંથી ઝીલી વાચક સમક્ષ રજૂ કરવાનું મને પ્રાપ્ત થાય છે એ હું મારી ધન્ય ઘડી સમજું છું. આચાર્યશ્રીની કૃતિઓનું મારી બુદ્ધિ અનુસાર મનન કરતાં મારા હૃદયમાં અનેકાનેક ભાવો ઉત્પન્ન થયા છે, આચાર્યશ્રી પ્રત્યેની મારી ભક્તિમાં વધારો થયો છે, અને તે ભક્તિને લીધે એક પ્રકારની

શ્રદ્ધા અને સમભાવ મારામાં જન્મ્યાં છે. ભક્તિ, શ્રદ્ધા અને સમભાવથી રચાયેલા મારા અમુક પ્રકારના દૃષ્ટિકોણથી આચાર્યશ્રીના ગ્રંથોની સમીક્ષા કરવા માટે આ પ્રયત્ન મેં આદર્યો છે.

સમભાવ વિના કોઈ પણ બાબતની સમજ પણ શકય નથી તો સમીક્ષા તો શકય કયાંથી જ હોય? પૂર્વગ્રહોથી પીડિત થયેલું માનસ લેખકના હાર્દને સમજી શકતું નથી. શ્રીહેમચંદ્રાચાર્યના ગ્રંથોના કેટલાક વિવેચકો આ પ્રકારના છે. શ્રીહેમચંદ્રાચાર્ય ઉપર પૂર્વગ્રંથોના જ ઉતારા કરી ગ્રંથો રચ્યાના આક્ષેપો આવા કેટલાક વિવેચકોએ કર્યા છે. સમભાવ ન હોવાને લીધે જ શ્રીહેમચંદ્રાચાર્યના ગ્રંથરચનાના શુભાશયને તેઓ સમજયા નથી. એ બધાય માટે કાંઈક ને કાંઈક આ ગ્રંથમાં યથાસ્થાન કહેવા મેં પ્રયત્ન કર્યો છે. શ્રીહેમચંદ્રાચાર્યના ગ્રંથો વાંચવા માટે પ્રેરણા થાય તે માટે પણ પ્રત્યેક ગ્રંથનું વિવેચન કરતાં કેટલાક નૂતન મુદ્દાઓ મેં રજૂ કર્યા છે. પ્રત્યેક ગ્રંથના વસ્તુનો સાર આપવા માટે મેં ખાસ ધ્યાન આપ્યું છે. અર્વાચીન યુગમાં હેમચંદ્રાચાર્યના ગ્રંથોનું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આ પ્રકારના ગ્રંથની આવશ્યકતા હતી. તે આવશ્યકતા સંતોષવી એ આ ગ્રંથરચનાનો હેતુ છે.

શ્રીહેમચંદ્રાચાર્યના ગ્રંથોનું વિષયવૈવિધ્ય બુદ્ધિને હચમચાવી દે તેવું છે. વ્યાકરણશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર, મહાકાવ્ય-રચના, છંદઃશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, યોગશાસ્ત્ર, પુરાણરચના અને એવા અનેક શાસ્ત્રીય પ્રકારના વૈવિધ્ય ભરેલા પાંડિત્યપૂર્ણ ગ્રંથો તેમણે લખ્યા છે. તે બધાયની અહીં તો એક જ લેખકે સમીક્ષા

કરવા પ્રયત્ન કર્યો છે. કેટલે દરજ્જે તે સફળ થયો છે તે તો વિદ્વાન વાચકોનો વિવેક જ નક્કી કરી શકે. આચાર્યશ્રીના પ્રત્યેક ગ્રંથને સમજાવવા માટે આવું એક એક પુસ્તક સર્જવું ઘટે; પણ વિષયને મર્યાદિત કરી જેમ બને તેમ સંક્ષેપમાં પ્રત્યેક ગ્રંથનું મેં અહીં વિવેચન કર્યું છે. આ કારણે એ તો સ્પષ્ટ છે કે કેટલાક મુદ્દાઓ આ ગ્રંથમાં લાવી ન શકાયા હોય, કેટલાકનું વિવેચન અધુરું હોય, કેટલાક ઉપર તો માત્ર મેં દૃષ્ટિશલાકા નાખી હોય, કેટલુંક ન પણ લખી શકાયું હોય. આ બધુંય મારા ખ્યાલમાં છે. છતાં પણ જો શ્રી હેમચંદ્રાચાર્યની કૃતિઓ પ્રત્યે મારો આ નમ્ર પ્રયત્ન વિદ્વાનોને વધારે ઉંડો અભ્યાસ કરવા પ્રેરશે તો મારો શ્રમ હું સફળ થયો માનીશ.

આ ગ્રંથ ધાર્યા કરતાં ઘણો મોડો બહાર પડે છે. કારણો અનેક છે. પ્રથમ તો આ ગ્રંથના યોજકોએ ધારેલું કે આ ગ્રંથ લગભગ સો દોઢસો પાનમાં પતી જશે. મેં પણ તે સમયે કલ્પના કરી કે બસેં પાનમાં હું આ ગ્રંથને પૂર્ણ કરીશ. બીજી એક મારી કલ્પના હતી કે અન્ય વિદ્વાનોનાં વિવેચનોનો લાભ ઉઠાવી લઈ આ ગ્રંથ હું ઝડપથી લખી નાખીશ. પણ જેમ જેમ હું કાર્યમાં ઉંડો જતો ગયો તેમ તેમ મારો ભ્રમ ભાગી ગયો. બસેં તો શું પણ સાડાત્રણસેં પાન રોકતાં પણ મનમાં તો એમ થાય છે કે આચાર્યશ્રીના ગ્રંથોની યોગ્ય સમીક્ષા થઈ શકી જ નથી. બીજાનાં વિવેચનો ઉઠા[illegible] નાખ્યો હતો તે પણ ઇન્દ્રજાળ જેવો ઠર્યો. બી[illegible] વિવેચનો કેટલા[illegible] જ ગ્રંથ ઉપર નીકળ્યાં અને તે પણ અધૂરાં. એટલે મારે ગ્રંથો જ મૂળ ગ્રંથોનું પરિશીલન કરી જવું પડ્યું અને તે ઉપરથી મને

કાંઈ સૂઝયું તે અહીં મેં નોંધ્યું. કેટલીક વાર તો આચાર્યશ્રીના ગ્રંથો પ્રાપ્ત કરવા એ પણ મુશ્કેલ બનતું. કેટલાક ગ્રંથો મુદ્રણાતીત ( out of print ) હોઈ, વિદ્વાનો પાસેથી તથા અજાણ્યા ગ્રંથસંગ્રહોમાંથી મહામુશીબતે મેળવવા પડતા અને જાણે આ મુશ્કેલીઓને વધારે વિષમ બનાવવા દૈવે નિર્ધાર્યું હોય તેમ વારંવાર આ ગ્રંથના મુદ્રણ માટે મુદ્રણાલયની ફેર-બદલીનાં સંકટો પણ અનેક આવ્યાં. શ્રીહેમચંદ્રાચાર્યના કેટલાક ગ્રંથો મારી નજર હેઠળ પહેલાંથી ન આવ્યા હોત, અનેક શાસ્ત્રોનો મને આછો–પાતળો પરિચય ન હોત, સંસ્કૃત–પ્રાકૃત–અપ-ભ્રંશાદિ ભાષાનું જ્ઞાનનો ન હોત, તો કદાચ આ ગ્રંથ લખવો મારે માટે અશક્ય બનત.



મુનિમહારાજશ્રી પુણ્યવિજયજીએ આ ગ્રંથ છપાઈ રહ્યો ત્યાર પછી વાંચી લીધો હતો. તેમણે નીચેની સૂચનાઓ કરી હતી. તે અત્યંત ઉપયોગી હોઈ, તેમના પત્રમાંથી તેમના જ શબ્દોમાં હું નીચે આપું છું:

૧. તમે પૃષ્ઠ ૪૫ ઉપર લખ્યું છે કે – “આઠમા અધ્યાય ઉપરની બૃહદ્વૃત્તિ અદ્યાવધિ પ્રાપ્ત થઈ નથી.” મારી સમજ પ્રમાણે આ વાત બરાબર નથી. કારણ કે આજે જે વૃત્તિ મળે છે એ **બૃહદ્-વૃત્તિ** જ છે. નથી મળતી તો લઘુવૃત્તિ નથી મળતી એમ કહેવું જોઈયે. સિદ્ધહેમવ્યાકરણ ઉપર જે બૃહદ્વૃત્તિ અને લઘુવૃત્તિ છે. તેનું ખાસ લક્ષણ એ છે કે બૃહદ્વૃત્તિમાં ભૂધાતુનો પ્રયોગ આચાર્યે કર્યો છે અને લઘુવૃત્તિમાં અસ્ધાતુનો. આ ઉપરાંત બૃહદ્વૃત્તિમાં અન્ય આ-ચાર્યોના મતાંતરો ટાંકેલા છે જ્યારે લઘુવૃત્તિમાં તે નથી. આજે મળતી આઠમા અધ્યાયની વૃત્તિમાં ભૂધાતુનો પ્રયોગ અને અન્ય આચાર્યોના

મતાંતરો નોંધેલ છે. આ સિવાય એક બીજી પણ વાત છે કે લઘુ-વૃત્તિમાં આચાર્યે ગણોની નોંધ અર્થાત્ આકૃતિગણોને લગતા શબ્દોની નોંધ નથી આપી; જ્યારે બૃહદ્‌વૃત્તિમાં ગણોને લગતા શબ્દો આપેલા છે જે આજે ઉપલબ્ધમાન વૃત્તિમાં છે. દાખલા તરીકે માંસાદિ. વસ્ત્રાદિ વગેરે ગણો આચાર્યે વૃત્તિમાં આપેલા છે. આ કારણસર આજે મળતી વૃત્તિ બૃહદ્‌વૃત્તિ છે.

૨. સિદ્ધહેમ શબ્દાનુશાસન ઉપર ન્યાસ નીચે પ્રમાણે મળે છે.

| | | | |
|---|---|---|---|
| અધ્યાય | ૧ | પાદ | ૧ નો |
| અધ્યાય | ૨ | પાદ | ૧–૨–૩–૪ નો |
| અધ્યાય | ૩ | પાદ | ૪ નો |
| અધ્યાય | ૭ | પાદ | ૩ નો |

એકંદર સાત પાદનો ન્યાસ મળે છે.

૩. સિદ્ધહેમમા ચાર વિભાગ ગણવામાં આવ્યા છે જેની નોંધ ન્યાસકારે કરેલી છે; તે વિભાગ આ પ્રમાણે છે:

૧ ચતુષ્કવૃત્તિ ૨ આખ્યાતવૃત્તિ ૩ કૃદ્વૃત્તિ અને ૪ તદ્ધિતવૃત્તિ.
અધ્યાય ૩ પાદ ૨ સુધી ચતુષ્કવૃત્તિ.
અધ્યાય ૩ પાદ ૩ થી અધ્યાય ૪ સંપૂર્ણ પર્યંત આખ્યાતવૃત્તિ
અધ્યાય ૫ સંપૂર્ણ કૃદ્વૃત્તિ
અધ્યાય ૬–૭ પર્યંત તદ્ધિતવૃત્તિ
આ રીતે સંસ્કૃત વ્યાકરણના વિભાગ છે.

૪. હેમચંદ્રના સ્વોપજ્ઞ લિંગાનુશાસનની આલોચના નથી થઈ કે જે લિંગાનુશાસનની અપેક્ષાએ મહત્ત્વની છે. લિંગાનુશાસનની આ-લોચના કરી છે. હવે જો એ પાછળના ભાગમાં શક્ય હોય તો એ સ્વોપજ્ઞ ટીકા સાથેનું પુસ્તક છપાઈ ચૂકેલું છે.

૫. બીજી વાત પૃષ્ઠ ૭૮ ઉપર શિલોગ-છનો જે પાઠ આપ્યો છે તે અશુદ્ધ છે. વાસ્તવિક રીતે એ પાઠ वैक्रमेऽब्दे त्रिविश्वेन्द्रमिते

છે જે આ સાથે હું સટીક ઉતારો કરીને મોકલાવું છું તે વિદિત થાય.

कस्मिन् वर्षे ? इत्याह – विक्रमस्य–विक्रमादित्यान्नृपतेरयं वैक्रमः, तस्येदमित्यण् , तस्मिन्–विक्रमादित्यनृपतिसम्बन्धिनि अब्दे' सवत्सरे किम्भूते ? ' त्रिविश्वेन्द्रमिते ' " अङ्कानां वक्रतो गतिः " इति वचनप्रामाण्यात् इन्द्रशब्देन चतुर्दशसंख्यायाः संज्ञा, यदुक्तम्–" शक्रैर्गुरुः सप्तकभिश्च मन्दः " इत्यत्र शक्रैरिति चतुर्दशभिरित्यर्थः, विश्वशब्देन भुवनम्, भुवनशब्देन त्रीणि, पुनरपि त्रीणि, ततश्च द्वन्द्वे त्रिविश्वेन्द्राः तैर्मितः–प्रमितः त्रिविश्वेन्द्रमितस्तस्मिन् त्रिविश्वेन्द्रमिते १४३३ वर्षे ॥ वल्लभोपाध्यायकृता टीका ॥

મૂલ પાઠ –

**वैक्रमेऽब्दे त्रिविश्वेन्द्रमिते** પાઠ છે.



આપણા ગૂજરાતના અદ્વિતીય અને પ્રસિદ્ધ પુરાવિદ્ શ્રી. જિનવિજયજીએ અનેક સૂચનાઓ આપી હતી તથા કેટલાંક અપ્રાપ્ય પુસ્તકો પણ તેમના સંગ્રહમાંથી મને ઉપયોગ માટે આપ્યાં હતાં. વળી આ ગ્રંથ માટે પુરોવચન લખવા માટે તેમણે સમય કાઢી આ ગ્રંથનો પુરસ્કાર કર્યો છે. આ બધા માટે હું તેમનો અત્યંત ઋણી છું. પં. બેચરદાસ દોશીએ પણ આ ગ્રંથનો કેટલોક ભાગ મુદ્રણ માટે જાય તે પહેલાં વાંચ્યો હતો. તેમણે કરેલાં કેટલાંક સૂચનોનો પણ આ ગ્રંથમાં મેં ઘટિત સમાવેશ કરેલો છે. તેમણે પણ કેટલાંક અપ્રાપ્ય પુસ્તકો તેમના સંગ્રહમાંથી આપી મને મદદ કરી હતી. તેમનો હું આ બધી મદદ માટે આભારી છું. મારા અનેક મિત્રોની મદદ પણ

વિસરાય તેમ નથી. શ્રી ધૂમકેતુએ મને અનેક સૂચનાઓ આપી છે. શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહે આ ગ્રંથને સૂચિ (Index) થી અલંકૃત કર્યો છે અને તેની ઉપયોગિતા વધારી છે. શ્રી. ફુલચંદભાઈ દોશી તથા શ્રી. કાન્તિલાલ ભાવનગરીએ આ ગ્રંથની પ્રસિદ્ધિમાં મને અનેક પ્રકારની મદદ કરી છે. એ માટે એ સર્વ મિત્રોનો હું સહૃદય આભાર માનું છું.

શ્રી હેમચંદ્રાચાર્ય તો ગૂજરાતની પરમ વિભૂતિ હતા, અને તે વિભૂતિની સાહિત્યિક કૃતિઓનો આ ગ્રંથ પરિચય આપવા માત્ર યત્ન કરે છે. તેમની સાહિત્મિક કૃતિઓનો પૂરો પરિચય આપવો કેટલો દુર્ઘટ છે એ તજ્જ્ઞો માટે અપરિચિત વાત નથી. જે કાંઈ આ ગ્રંથમાં આપી શકાયું છે, તે વિદ્વાનોને અને સંસ્કારવાંછતી સામાન્ય જનતાને પ્રેરક થશે તો આ ગ્રંથની કૃતાર્થતા સિદ્ધ થશે.

મધુસૂદન ચિમનલાલ મોદી

# અનુક્રમ




કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય – પરમાર્હત શ્રી કુમારપાલ ભૂપાલ

[ શ્રી આત્માનંદ જૈન સભા ભાવનગરના સૌજન્યથી ]

Man is in the highest degree a historical being. He is situated in history and history is situated in him. Between man and history there exists such a deep, mysterious, primordial and coherent relationship, such a concrete interdependence, that a divorce between them is impossible. It is impossible to detach man from history and to consider him abstractly as it is to detach history from man and to examine it from without, that is from a non-human point of view. Nor is it possible to consider man isolated from the profoundest spiritual reality of history.

—Prof. Nicolas Berdyaev: The Meaning of History: P. 15.

# પૂર્વરંગ

**મહાપુરુષના** ઘડતરનું કારણ કેવળ તેની નિસર્ગશક્તિ નથી. તેના જન્મપ્રદેશની સંસ્કૃતિપરંપરાઓ તેની નિસર્ગ-શક્તિને રંગરેખાઓ પૂરી પાડે છે. તેની નિસર્ગશક્તિનો આવિ-ષ્કાર સમકાલીન સંજોગો વચ્ચે થાય છે. આ રીતે મહાપુરુષનું વ્યક્તિત્વ ત્રણ કારણોએ કરીને સ્થૂલ સ્વરૂપમાં—તેના જીવન-કાર્યમાં પરિણમે છે. તે ત્રણ કારણો : મહાપુરુષની નિસર્ગશક્તિ, તેની સંસ્કૃતિપરંપરાઓ, અને તેના સમકાલીન સંજોગો. શ્રીહેમ-ચંદ્રાચાર્ય જેવા પ્રભાવક પુરુષના વ્યક્તિત્વની પ્રતિમા સમાં તેમનાં સારસ્વતસર્જનોનાં મૂલ્યાંકન ઉપર દર્શાવેલી ત્રણ દૃષ્ટિઓની ભૂમિકા ઉપર થવાં જોઈએ. તેમની નિસર્ગશક્તિ અને તેમના સંજોગોના બ્યાનના પૂર્વરંગરૂપે, તેમના જન્મપ્રદેશ તથા કાર્ય-પ્રદેશ, ગૂજરાતની સાંસ્કારિક પરંપરાનું—ખાસ કરીને સાહિત્ય-વિષયક પરંપરાનું—આલેખન પ્રથમ થવું ઘટે છે.

ગૂજરાત સારસ્વતપ્રદેશ છેઃ સરસ્વતીનાં નીર તેને પાવન કરી રહ્યાં છે તેથી માત્ર નહિ; પણ સરસ્વતીનાં અમૃત ગૂજ-રાતના પ્રતિભાશાળી પુત્રોએ ઝીલ્યાં છે અને બહલાવ્યાં છે તેથી પણ. મૌર્યકાળમાં—વિક્રમસંવત પૂર્વે ત્રીજા સૈકામાં—ઊર્જય-

તની તળેટીમાં વસેલું ગિરિનગર પ્રથમ દૃષ્ટિગોચર થાય છે. અશોકના શિલાલેખો ઊર્જયત—અર્વાચીન ગિરનાર—ની પથ્થરની છાટ ઉપર કોતરાયા હતા. ચંદ્રગુપ્ત મૌર્યના સુબા પુષ્યગુપ્તે અને અશોકના સુબા તુષાસ્ફે ગિરિનગરનું સુદર્શન તળાવ સમરાવ્યું હતું.[1]

વિક્રમ સંવત્ ૧૩૪ થી ૪૫૪ સુધી ગૂજરાત અને સૌરાષ્ટ્ર ઉપર ચષ્ટન વંશના ક્ષત્રપોનું શાસન હતું. ક્ષત્રપ રુદ્રદામાનો લેખ અશોકના લેખ પાસે જ કોતરાયેલો હાલ પણ મોજૂદ છે. રુદ્રદામાના લેખની ભાષાપ્રૌઢી સંસ્કૃતભાષાના વિકાસ અને પ્રચારનું દિગ્દર્શન કરાવે છે. રુદ્રદામન્, રુદ્રસિંહ જેવાં

---

૧. જુનાગઢનો રુદ્રદામાનો શિલાલેખ: इदं तडाकं **सुदर्शनं गिरिनगरादपि** ૯૦; + + + पर्ज्जन्येन एकार्णवभूतायामिव पृथिव्यां कृतायां **गिरेरूर्जयतः** सुवर्णसिकता–पलाशिनीप्रभृतीनां नदीनां ૯૦; + + + मौर्यस्य राज्ञः चन्द्रगुप्तस्य राष्ट्रियेण वैश्येन पुष्यगुप्तेन कारितं अशोकस्य मौर्यस्य ते यवनराजेन तुषास्फेनाधिष्ठाय प्रनालीभिरलंकृतं + + + ઇત્યાદિ. . . . . જૈનાગમોમાં 'ઊજ્જયન્ત' ઉલ્લેખ વિપુલ પ્રમાણમાં છે. On Yuan Chwang's Travels in India Vol. II by T. Watters. P. 248. 'Su–la–cha' નામે પ્રદેશના વર્ણનમાં જણાવવામાં આવ્યુ છે કે, "Near the capital was the Yuh–Shan–To hill on the top of which was a monastery with most of its various buildings quarried in cliff; it was densely planted and watered by running streams; it was visited by saints and sages and in it congregated supernatural rishis." "Yuh–Shan–To=ઊજ્જયન્ત" એમ કનિંગહામની માન્યતા છે. Ancient Geography of India: P. 372.

નામો, ક્ષત્રપો માહેશ્વર હોય એમ સૂચવે છે. આજ સમયમાં આભીર વગેરે મધ્ય એશિયાની રખડતી ટોળીઓએ આ પ્રદેશમાં પોતાનું થાણું જમાવ્યું હતું. બૌદ્ધ સ્થવિરોએ આ પ્રદેશમાં ક્યારનુંય ધર્મપ્રચારનું કાર્ય કરવા માંડ્યું હતું; અને જૈન આચાર્યોએ ક્યારનોય પોતાના સિદ્ધાન્તો અને ધર્મતત્ત્વોનો ઉપદેશ પ્રજાના માનસમાં રેડવો આરંભી દીધો હતો. સોમનાથનું સ્થાન અત્યંત પવિત્ર મનાતું. માહેશ્વરોની સંખ્યા તે કાળમાં વિપુલ પ્રમાણમાં હતી.

ધર્મ અને રાજસત્તા સામાન્ય જનતા ઉપર આંતરિક તેમજ બાહ્ય શાસન ચલાવે છે. એ પ્રકારે તે બન્નેય પ્રજાના જીવનને અને સંસ્કારને ઘડે છે. આર્યાવર્તમાં પ્રવર્તતા વિશાળ સંપ્રદાયોનો પ્રચાર તે કાળે સૌરાષ્ટ્ર અને ગૂજરાતમાં થઈ રહ્યો હતો. તેમાં ગુપ્તકાળે ભાગવત–સંપ્રદાયના બળને ગૂજરાતમાં આણ્યું. વિક્રમ સંવત ૪૫૫–૪૫૬ માં ચંદ્રગુપ્ત બીજાએ આ પ્રદેશ જીત્યો હતો. વિ. સં. ૫૧૩ માં સ્કંદગુપ્તે સુદર્શન સરોવરને ફરીથી સમરાવ્યું હતું.

ગુપ્તકાળમાં સાહિત્ય અને કલાએ ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. તે સુવર્ણકાળમાં આર્યાવર્તની સંસ્કૃતિ શિરોબિંદુએ હતી. ઉજ્જયિની પશ્ચિમ આર્યાવર્તની રાજધાની હતી. એ ઉજ્જયિનીની દેવાંગનાસમી અંગનાઓ અને ગગનચુંબી મહોલાતો, સિપ્રાનદીને કાંઠે આવેલું મહાકાલેશ્વરનું મંદિર અને ત્યાં નૃત્ય કરતી દેવનર્તકીઓ, પોતાની પ્રતિભાએ પૃથ્વીમાં પણ દેવભવનો સર્જતા કવિઓ અને બોતેર કલાઓની નિપુણતાથી પૌરજનોને પ્રેરણા પાતી વારાંગનાઓ—તત્કાલીન સંસ્કૃતિનાં સમૃદ્ધિ, બુદ્ધિ અને કલ્પનાનાં પ્રતીક હતાં. મેઘદૂતમાં કાલિદાસે ઉજ્જયિનીને

અમર કરી છે—તે ઉજ્જયિની, ગૂજરાતને સીમાડે જ પોતાની ફોરમ ફેલાવતી ઊભી હતી. તેની અસર સમકાલીન ગૂજરાતના સંસ્કાર અને સાહિત્ય ઉપર ન થાય એ અસંભવિત હતું.[૨]

ગૂજરાતની સંસ્કૃતિ ઉપર માલવાની અસર ઠેઠ ચૌલુક્યો સુધી રહી છે. માલવરાજ વિક્રમ અને ભોજ જેવા સંસ્કારસ્વામી બનવાની અભિલાષાએ સિદ્ધરાજની સાંસ્કારિક પ્રેરણાઓને બળ અને વેગ આપ્યાં. પરંતુ તે સંસ્કારોને ગ્રહણ કરવાની શક્તિ તો ગૂજરાતે મૌર્ય, ક્ષત્રપો અને ગુપ્તોના શાસન નીચે કેળવવા માંડી હતી. તે શક્તિ મૈત્રકોના સમયમાં તેજસ્વી બની. મૈત્રકોના સમયમાં ગૂજરાત એક સામ્રાજ્યનો પ્રાન્ત મટી સ્વતંત્ર રાજ્ય બન્યું. મૈત્રકો તેના શાસક હતા; અને વલભી તેમની રાજ્યધાની હતી. વલભીએ સાહિત્ય અને ધર્મને પોષવા અનેક યત્નો કર્યા હતા. વલભીમાં વિ. સં. ૫૬૫–૮૨૧–૨૨ સુધી મૈત્રકોનું શાસન રહ્યું. વિ. સં. ૬૯૭ના અરસામાં યુઆન–ચ્વાંગ નામે ચીની મુસાફર આ પ્રદેશમાં આવ્યો હતો. તેણે વલભી અને ભિન્નમાલને પોતાની નજરે જોયાં હતાં. ગૂજરાતના પ્રદેશમાં તેણે પર્યટન

૨. Yuan–Chwang's Travels Vol. II: (Watters) P. 247 માં આનન્દપુર–જેને અર્વાચીન વડનગર કહેવામાં આવે છે તેનુ વર્ણન કરતાં જણાવવામાં આવે છે: "It was rich and flourishing. It was a dependency of Malava and like that country in products, climate, written language and institutions. In it there were more than 10 monasteries with 1000 brethren belonging to the Hinayanist Sammatiya school." વલભી અને આનંદપુરમાં માલવાની સંસ્કૃતિની અસર બહુ જ ઘાડી હતી.

કર્યું હતું. તેણે પોતાની મુસાફરીના અહેવાલમાં ગૂજરાતનું ગૌરવભર્યું વર્ણન આપ્યું છે. તે ઉપરાંત મૈત્રકોના સમયનાં અનેક તામ્રપત્રો પણ મળ્યાં છે. તે તામ્રપત્રો પણ મૈત્રકોના ગૌરવનો સારો ખ્યાલ આપે છે.

યુઆન–સ્વાંગ માલવાના પ્રદેશનું વર્ણન કરતાં કહે છે :

" આર્યાવર્તની બે સરહદ ઉપરના પ્રદેશો તેના પ્રજાજનોની વિદ્યા માટે પ્રખ્યાત છે : નૈઋત્યમાં મો–લા–પો અને અગ્નિ-કોણમાં મગધ પ્રદેશ. આ પ્રદેશમાં લોકો નીતિના પ્રશંસક છે અને માનવપ્રેમને ચાહે છે. તેમનું માનસ અત્યંત બુદ્ધિશાળી છે અને તેઓ અભ્યાસક વૃત્તિના છે; છતાં પણ આ પ્રદેશના લોકોમાં કેટલાક પાષંડોને અને કેટલાક સાચા ધર્મને માને છે. આ પ્રદેશમાં સેંકડો સંઘારામો છે અને તેમાં ૨૦,૦૦૦ ભિક્ષુકો રહે છે. તેઓ હીનયાન સંપ્રદાયના સમ્મતીય મતનો અભ્યાસ કરે છે. જુદાં જુદાં ત્યાં સેંકડો દેવમંદિરો છે. પાષંડીઓ ઘણી મોટી સંખ્યામાં છે અને તેઓ મુખ્યત્વે પાશુપત સપ્રદાયના છે."[3]

તે જ પ્રખ્યાત મુસાફર વલભીનું વર્ણન કરતાં જણાવે છે :

" આ પ્રદેશ (ફ–લ–પિ) ૬૦૦૦ લિના ચકરાવામાં છે; અને તેના મુખ્ય શહેરનો ઘેરાવો ૩૦ લિ છે. પેદાશ, આબોહવા, લોકોની રીતભાત માલવાના રાજ્ય જેવી જ છે. પ્રદેશ બહુ ફળદ્રૂપ અને સમૃદ્ધ છે. ૧૦૦ કરતાં વધારે સંઘારામો છે; અને ૬૦૦૦ હીનયાન સમ્મતીય સંપ્રદાયના ભિક્ષુકો તેમાં રહે છે.

૩. Yuan–Chwang's Travels: Vol. II. P. 242 Mo–la–po (Malava). પાશુપત સંપ્રદાયના વિસ્તૃત ખ્યાન માટે અને મૈત્રકોના ધર્મસંબંધે જુઓ: Bom. Gaz. I. i. P. 83.

અહીં સેંકડો દેવમંદિરો છે અને વિવિધ સંપ્રદાયના અનુયાયીઓ મોટી સંખ્યામાં છે."[૪] યુઆન-ચ્વાંગ ત્યાર પછી વલભીરાજ ધ્રુવપટનો ઉલ્લેખ કરે છે અને ગુણમતિ તથા સ્થિરમતિએ આ શહેરમાં પોતાની પ્રખ્યાત કૃતિઓની રચના કરી હતી તેમ જણાવે છે.[૫] ધ્રુવસેનનું ઈ. સ. ૫૭૮નું તામ્રપત્ર પણ, યુઆન-ચ્વાંગે રજૂ કરેલી છેલ્લી હકીકતને ટેકો પૂરે છે.[૬] મૈત્રકવંશના રાજાઓ પણ વિદ્યાવ્યાસંગી હતા. તેમણે બ્રાહ્મણોને અને બૌદ્ધોને પણ દાન કર્યાં હતાં. ધર્મની બાબતમાં ધરસેન બીજો પરમ ભાગવત હતો; ધરપટ્ટ પરમાદિત્યભક્ત હતો; ગુહસેન બીજો પરમોપાસક હતો; જ્યારે બીજાઓ પરમમાહેશ્વર હતા. ધરસેન ચોથાના વખતમાં ભટ્ટિકાવ્યની રચના વલભીમાં

૪. Yuan-Chwang's Travels. Vol. II. P. 246. Fa-la-hi (Valabhi).

૫. પાદનોંધ ૪ ના અનુસંધાનમાં જ તે ગ્રંથ જણાવે છે: "The reigning sovereign was Kshtriya by birth, a nephew of S'iladitya the former king of Malava and a son-in-law of S'iladitya reigning at Kanyakubja. His name was Tu-lo-po-po-ta. . . . . Not far from the capital was a large monastery erected by Achara in which the P'us'as Gunamati and Sthiramati had lodged and composed treatises which had great vogue."

૬. ગૂજરાતના ઐતિહાસિક લેખો: પુસ્તક ૧: વલભીનો શિલાલેખ. નં. ૪૫. (પાન ૯૩: વલભીના લેખોનું) वलभ्यां आचार्यभदन्तस्थिरमतिकारितश्रीबप्पपादीयविहारे भगवतां बुद्धानां पुष्पधूपगन्ध-

થઈ.[૭] વિ. સં. ૫૧૦ માં દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણના પ્રમુખપદે સ્થવિરોની પરિષદ જૈન સિદ્ધાંતગ્રંથોનો ઉદ્ધાર કરવા માટે વલભીમાં બોલાવવામાં આવી હતી.[૮] મલ્લવાદીએ જૈન સંપ્રદાયને પોતાના કાર્યથી વલભીમાં વેગ આપ્યો.[૯] વલભીનું પતન વિ. સં. આઠમા સૈકામાં થયું, અને તેના સંસ્કારોનો પમરાટ અણહિલપુરને મળ્યો.

ગૂજરાતની સંસ્કૃતિને પોષણ આપનાર વલભી અને ભિન્નમાલ એ બે શહેરો. વલભી ભાગ્યું; ભિન્નમાલ ભાગ્યું—અને તે બન્નેય શહેરોના સંસ્કારો અણહિલવાડે અપનાવ્યા અને બહલાવ્યા. ભિન્નમાલનાં બીજાં નામ શ્રીમાલ અને ભિલ્લમાલ. ભિલ્લ અને માલ નામની જંગલી પ્રજાઓના નામ ઉપરથી આવું તેનું નામ પડ્યું

---

दीपतैलादिक्रियोत्सर्पणार्थम् ઇ૦; આ તામ્રપત્રમાં ઉલ્લેખેલ સ્થિરમતિ પ્રખ્યાત આચાર્ય વસુબંધુનો સુપ્રસિદ્ધ શિષ્ય હતો; અને યુવાન-ચ્વાંગનો ઉલ્લેખ પણ આ જ સ્થિરમતિને અનુલક્ષીને છે.

૭. ભટ્ટિકાવ્ય: સર્ગ ૨૨. શ્લો. ૩૫:

काव्यमिदं विहितं मया वलभ्यां श्रीधरसेननरेन्द्रपालितायाम् ।
कीर्तिरतो भवतान्नृपस्य तस्य प्रेमकरः क्षितिपो यतः प्रजानाम् ॥

Bombay Gazetoer: I. i. P. 92. ભટ્ટિએ ધરસેન ૪ થાના કાળમાં ઈ. સ. ૬૪૦–૬૪૯ માં આ કાવ્ય લખ્યું.

૮. જુઓ: मुनिश्री कल्याणविजय: वीरनिर्वाण सवत् और जैनकालगणना: पान ११२ ઇ૦ વિસ્તૃતચર્ચા માટે. વીરનિર્વાણ સવત ૯૮૦=વિ. સં. ૫૧૦.

૯. જુઓ પ્ર. ચ. પાન ૧૨૩–૧૨૭. હેમચંદ્રાચાર્યે મલ્લવાદીની વાદી તરીકે પ્રશસ્તિ કરી છે. જુઓ સિ. હે. ૨. ૨. ૩૯ ઉપર ટીકા: अनुमल्लवादिनः तार्किकाः ।

હોય એ સંભવિત છે. એ ભિલ્લમાલના રાજાઓ એક મતે-ચાપો અને બીજે મતે ગૂર્જરો હોવા સંભવ છે. ભિન્નમાલનાં ખંડેરો આબુની ગિરિમાલાની પશ્ચિમે પંદર માઈલને છેટે આવેલાં છે. વલભીથી, કનિંગહામના મતે, ૩૦૦ માઈલ છેટે ભિન્નમાલ આવેલું છે.[૧૦] યુઆન-ચ્વાંગ વિ. સં. ૬૯૬ માં આ નગરમાં આવ્યો હતો. એ ચીની મુસાફર ભિન્નમાલને ગુર્જરોની રાજધાની કહે છે. સરસ્વતીમાહાત્મ્ય, પ્રભાવકચરિત વગેરે આ પ્રસિદ્ધ નગરનાં તેજસ્વી વર્ણનો આપે છે. યુઆન-ચ્વાંગના વર્ણન પ્રમાણે છ માઈલનો તો તેનો ઘેરાવો હતો અને વસ્તી અત્યંત ગાઢી હતી. મહાકવિ માઘ તે નગરમાં થઈ ગયો. પ્રખ્યાત વણિક્કુલો—જેમકે શ્રીમાલી, પોરવાડ વગેરેનું તે નિવાસસ્થાન હતું. પ્રખ્યાત ખગોળશાસ્ત્રી બ્રહ્મગુપ્ત ભિલ્લમાલકાચાર્ય કહેવાતા હતા. વિ. સં. ૯૬૨ માં જૈન મુનિ સિદ્ધર્ષિએ 'ઉપમિતિભવપ્રપંચકથા' આ નગરમાં લખી હતી. ઉદ્દ્યોતનસૂરિએ 'કુવલયમાલા' નામે પ્રાકૃત ભાષામાં કથા અહીં જ નિવાસ કરી પૂરી કરી હતી. પ્રસિદ્ધ જૈનાચાર્ય યાકિનીસૂનુ હરિભદ્રસૂરિનો વિહાર આ નગરમાં ઘણી વાર થતો; અને તેમણે પોરવાડોને પોતાના ઉપદેશથી જૈનધર્મમાં આણ્યા. શ્રીમાલમાં—સરસ્વતીમાહાત્મ્યને આધારે—જૈનધર્મનો પ્રચાર સારો હતો. યુઆન-ચ્વાંગના કથન પ્રમાણે બૌદ્ધધર્મનો પણ કાંઈક પ્રચાર આ નગરમાં ખરો. અન્ય ધર્મોનો પ્રચાર આ નગરમાં હતો જ, અને તે તેનાં

૧૦. Watters: Yuan-Chwang: Vol. II. P, 249: Ku-che-lo=ગૂર્જરપ્રદેશ.

ખંડેરો ઉપરથી માલૂમ પડી આવે છે. શ્રીમાલ વિદ્યાનું ધામ હતું. અનેક વિદ્યાશાળાઓમાં વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ ત્યાં થતો. સાહિત્ય, ધર્મશાસ્ત્ર, અને ખગોળશાસ્ત્ર જેવાં વિજ્ઞાન-શાસ્ત્રોને પણ આ નગર પોષણ આપતું. ભિન્નમાલની જાહોજલાલી વિક્રમના ૧૧ મા સૈકાના આરંભ સુધી હતી. ત્યારપછી ભીમસેન નામે રાજાના સમયે ૧૮૦૦૦ ગુર્જરોએ ભિન્નમાલ છોડયું. શ્રીમાલપુરાણના અભિપ્રાયે, વિ. સં. ૧૨૦૩ માં શ્રીએ શ્રીમાલનો ત્યાગ કર્યો.

વલભી અને શ્રીમાલ ભાગ્યાં—અને તેમની ભવ્યતાના, કીર્તિના અને વિદ્યાના અંશો ધીમે ધીમે અણહિલવાડમાં આવ્યા. વિન્સેંટ સ્મિથના અભિપ્રાયે : "After the overthrow of Valabhi, its place as the chief city of Western India was taken by Anhilwad, which retained that honour until the fifteenth century, when it was superseded by Ahmedabad."[૧૧] ભિન્નમાલના વિનાશ પછીની સ્થિતિ માટે બોમ્બે ગેઝેટિયરમાં જણાવ્યા પ્રમાણે : "An important result of this abandonment of Bhinnamala was the transfer of overlordship from Bhinnamala to Anhilavada."[૧૨]

---

૧૧. Vincent Smith: Early History of India: P. 314–315.

૧૨. Bombay Gazeteer: Vol. I. Part i. 'History of Gujarata' P. 469.

ગૂજરાતની સંસ્કૃતિના ઇતિહાસમાં એક વાત ખાસ ધ્યાન ખેંચે તેવી છે. ધર્મ અને સાહિત્યના પોષકો અને રક્ષકો મધ્ય એશિયામાંથી આવેલા ક્ષત્રપો અને મૈત્રકો હતા. ગૂર્જર, માલ વગેરે પરદેશમાંથી આવેલા હતાં; તેમણે સત્તા અને શક્તિ કેળવ્યાં હતા. ધાર્મિક, સામાજિક અને રાજકારણીય ક્ષેત્રોમાં તેમણે અદ્દ્ભુત વીર્ય અને તેજસ્વિતા વ્યક્ત કર્યાં હતાં. વિ. સં. ૮૦૨માં અણહિલવાડ પાટણની સ્થાપના થઈ; અને પરંપરા પ્રમાણે વનરાજે આ નગરની સ્થાપના કરી. વિ. સં. ૬૮૪માં ભિન્નમાલમાં વ્યાઘ્રમુખ 'ચાપ' રાજ્ય કરતો હતો. અવનિજનાશ્રય પુલકેશી પોતાના તામ્રપટમાં જણાવે છે તે પ્રમાણે વિ. સં. ૭૯૫માં આરબોએ 'ચાવોટક' (ચાવડાઓ) ઉપર હુમલો કર્યો. પ્રતિહારોએ ભિન્નમાલ જીતી લીધું; એટલે ચાવડાઓ પંચાસરમાં આવ્યા. પ્રતિહારોએ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો અને કાન્યકુબ્જને પોતાની રાજધાની બનાવી. ચાવડાઓનો રાજા પ્રતિહાર સાથેના યુદ્ધમાં હણાયો હશે, અને ચાવડાઓએ કનોજના પ્રતિહારો સામે બહારવટું લીધું હશે. ચાવડાઓને ગૂજરાતમાંથી કેટલાક સાધનસંપન્ન અને સમર્થ માણસોએ ટેકો આપ્યો હશે, અને તેમની મદદથી અને પોતાના પરાક્રમથી પ્રાપ્ત કરેલી સમૃદ્ધિથી અણહિલવાડની સ્થાપના કરી નાનકડું રાજ્ય ચાવડા વનરાજે સ્થાપ્યું હશે.

'ગુર્જરોનું આ રાજ્ય વનરાજથી માંડીને જૈનમંત્રીઓએ દૃઢ કર્યું છે'—એ મેરુતુંગનું કથન અવાસ્તવિક નથી.[13]

---

૧૩. પ્ર. ચિ. પાન ૧૩.

गूर्जराणामिदं राज्यं वनराजात्प्रभृत्यपि ।
जैनैस्तु स्थापितं मन्त्रैस्तद्द्वेषी नैव नन्दति ॥

ભિન્નમાલના પતન પછી ઓસવાલ, પોરવાડ અને શ્રીમાલીઓ અણહિલવાડ તરફ આવ્યા. તેમનાં સાહસિકતા અને શક્તિ, તેમનાં બુદ્ધિ અને ગૌરવ, તેમનાં પ્રતાપ અને તેજસ્વિતાએ ગૂજરાતના મંત્રીપદને શોભાવ્યું. વનરાજના મંત્રી જાંબ અને નિન્નયથી માંડી વસ્તુપાલ સુધી—ઠેઠ શેઠ શાંતિદાસ સુધી ગૂજરાતને તેમણે શૌર્ય, વીર્ય તથા વિદ્વત્તાથી દીપાવ્યું છે, જૈનપ્રાસાદોના સુંદર સ્થાપત્યથી શણગાર્યું છે અને ચિત્રકલાને વિકસાવી ગૂજરાતને વિશિષ્ટતા આપી છે.

ચાવડાઓના રાજ્યનો વિસ્તાર ઘણો થોડો હતો. ગૂજરાતની સંસ્કૃતિને વેગ આપનાર સોલંકીઓ હતા. સોલંકીવંશનો આદિ પુરુષ રાજિ ભિન્નમાલની આસપાસના પ્રદેશનો, કાન્યકુબ્જના પ્રતિહારોનો સામંત હોવો જોઈએ; અને ચાવડાઓની સમૃદ્ધિ મોટા ઠાકોરોની સમૃદ્ધિથી વધારે નહિ હોય. પ્રબંધકારોના કહેવા પ્રમાણે છેલ્લા ચાવડા રાજા સામંતસિંહે પોતાની બેન લીલાને રાજિ સાથે પરણાવી. તેનાથી તેને મૂલરાજ નામે પુત્ર થયો. મૂલરાજ પ્રતાપી, મહત્ત્વાકાંક્ષી અને પરાક્રમી હતો. ચાવડાઓ પાસેથી તો નાનો પ્રદેશ જ તેના હાથમાં આવ્યો હતો. કાન્યકુબ્જ, માળવા, માન્યખેટ વગેરે રાજવંશોનું વર્ચસ્વ જોઈ મૂળરાજના મનમાં ચક્રવર્તીપદની મહત્ત્વાકાંક્ષા જાગી. અને ચક્રવર્તીપદ કેવળ મુલક જીતવાથી કે મુલકનો વિસ્તાર વધારવાથી જ આવતું નથી. મહત્ત્વાકાંક્ષી રાજાઓ સાહિત્ય, સ્થાપત્ય અને એવાં અનેક સાંસ્કારિક અંગો ઉપર પોતાનું લક્ષ દોડાવે છે. દાનથી પોતાના રાજ્યના યોગ્ય જનોને ટેકો આપે છે, પ્રત્યેક સંપ્રદાયને સંતોષે છે, તેમનું આંતરિક ઘર્ષણ શમાવે છે,

તેમનાં શુભ તત્ત્વોને બહલાવે છે. આ પ્રકારે મહત્ત્વાકાંક્ષી રાજા પોતાના રાજ્યને રોનક અને વિશિષ્ટતા અર્પે છે.

મૂલરાજનું શાસન વિ. સં. ૯૯૮ થી ૧૦૫૩ સુધી ગૂજરાત ઉપર રહ્યું. મૂલરાજનાં કાર્યો ઉપરથી તેના માનસનો ખ્યાલ કરી શકાય છે. તેણે માળવાના પ્રતાપી, વિદ્યાપ્રિય અને પોતાની શક્તિઓથી માનવહૃદયોને મુગ્ધ કરનાર મુંજનો સામનો કર્યો. તેમાં મૂલરાજને પાછા હઠવું પડયું, પણ ત્યારથી માલવા અને ગૂજરાતની સ્પર્ધા તીવ્ર બની. મૂળરાજે રુદ્રમહાલય આરંભ્યો; ઔદિચ્યોને ઉત્તરમાંથી ગૂજરાતમાં આણ્યા; દાનથી દારિદ્રયને હણ્યું; શૌર્યથી દુર્જનોને જીત્યા; માલવપતિ મુંજ, શાકંભરીનાથ વિગ્રહરાજ અને દક્ષિણના ચાલુક્ય રાજા તૈલપ જેવા બળવાન પ્રતિપક્ષીઓ વચ્ચે રહી ગૂજરાતના સામ્રાજ્યનો પાયો નાખ્યો; અને દેવભક્તિમાં મગ્ન બની શ્રીસ્થળમાં પોતાના દેહની આહુતિ અગ્નિને આપી. તેના પુત્ર ચામુંડના હાથીઓના મદની ગંધથી માળવાનો સિંધુરાજ પાછો ફર્યો. ચામુંડે પણ શુકલતીર્થમાં વિ. સં. ૧૦૬૬ માં અનશન વ્રતથી દેહત્યાગ કર્યો. દુર્લભરાજ અને વલ્લભરાજ—ચામુંડના ઉત્તરાધિકારીઓ—શૂરવીર હતા. માળવા–ગૂજરાતની ઝપાઝપીનો આસ્વાદ તેમણે પણ કર્યો હતો.

દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર ભીમદેવ વિ. સં. ૧૦૭૮ માં ગાદીએ આવ્યો. ગૂજરાતની સંસ્કૃતિની ભવ્યતાના સવિતાનો ઉદય મૂળરાજના સમયમાં થયો; તેનાં બધાં કિરણોનો આવિષ્કાર ભીમદેવના સમયમાં થયો; સિદ્ધરાજના સમયમાં તે મધ્યાહ્ને પહોંચ્યો; કુમારપાલના સમયમાં તેમાં મધ્યાહ્ન પછીની સુકુમારતા પ્રવેશી; અને કર્ણ વાઘેલાના સમયમાં તે અસ્ત પામ્યો.

ભીમદેવના સમયમાં ગૂજરાત–માળવાનું ઘર્ષણ ચાલુ હતું. ધારાપતિ ભોજ સાથે ભીમને અનેક યુદ્ધો થયાં હોવાં જોઈએ. મેરુતુંગ એક પ્રબંધમાં જણાવે છે કે સિંધુ દેશને જીતવામાં ભીમ રોકાયો હતો ત્યારે ભોજે કુલચંદ્રને સેનાપતિ બનાવી અણહિલપુર ઉપર વિજય કરવા માટે મોકલ્યો. તેણે અણહિલપુર ભાંગી રાજપ્રાસાદના દ્વાર આગળ કોડીઓ દાટી જયપત્ર લીધું.[૧૪] ભોજથી હાર્યા પછી ભીમે તેની સાથે સારો સંબંધ કેળવ્યો. તે સંબંધ કેળવવામાં ડામર–દામોદર–નામે ભોજના દરબારમાં રહેતો ભીમનો મંત્રી કારણભૂત હતો. ભોજને તેણે ભીમ ઉપર ચઢાઈ કરતાં પોતાની ચતુરાઈથી અટકાવ્યો હતો, એટલું જ નહિ પણ ભોજ તરફથી ભેટ મોકલાવી ગૂર્જરરાજ ભીમદેવને તેણે સમ્માનિત કરાવ્યો હતો. ડામર સારો કવિ પણ હતો. તેનાં સુભાષિતો વલ્લભદેવની સુભાષિતાવલી વગેરે ગ્રંથોમાં મળી આવે છે. પ્ર. ચિં. ની એક પ્રતમાં તેને નાગર બ્રાહ્મણ કહ્યો છે. ધારાધીશ મુંજ અને ભોજ વિદ્યાપ્રેમી હતા. તેમની વિદ્વત્તાની અસર પણ ગૂજરાત ઉપર થઈ.

સોલંકીઓના સમયમાં ગૂજરાતની સંસ્કૃતિ ઉપર જૈનધર્મની અસર વિપુલ પ્રમાણમાં થવા લાગી. વલભી અને ભિન્નમાલનું જૈન-ગૌરવ અણહિલવાડ રાજધાની બનતાં, અણહિલવાડમાં પણ આવ્યું. "મૂળરાજના સમય પહેલાંના બે ત્રણ સૈકાઓ દરમિયાન ભિલ્લમાલ મારવાડમાં જૈનધર્મનો સારો પ્રચાર હતો એમ એ સૈકાઓનો જૈન–ઇતિહાસ જોતાં જણાય છે."[૧૫] ચામુંડ

---

૧૪. પ્ર. ચિં. પાન ૩૨.

૧૫. દુર્ગાશંકર શાસ્ત્રી: ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિ-

ઉપર જૈનાચાર્ય વીરસૂરિનો પ્રભાવ હતો; અને તેમણે કૃપા કરીને આપેલા વાસક્ષેપથી તેની રાણીને વલ્લભરાજ વગેરે પુત્ર થયા.[૧૬] ચામુંડ યુવરાજ હતો ત્યારે તેણે જૈનમંદિરને ધૂપ, દીપ અને ફુલહારના નિભાવ માટે ક્ષેત્રનું દાન કર્યું હતું, એવું ચામુંડરાજનું તામ્રશાસન શ્રી. જિનવિજયજીએ પ્રસિદ્ધ કર્યું છે.[૧૭] શ્રી શાંતિસૂરિ અણહિલપુરમાં ભીમદેવના દરબારમાં કવીંદ્ર અને વાદિચક્રી તરીકે પ્રખ્યાત થયા હતા; અને અવન્તીદેશના મહાકવિ, અને મુંજરાજે જેને 'સરસ્વતી'નું બિરુદ આપ્યું હતું, તે ધનપાલે પોતાની 'તિલકમંજરી' નામે કથાનું સંશોધન શાંતિસૂરિ પાસે કરાવ્યું હતું. ભીમદેવના સમયમાં થયેલા કૌલમતના પ્રકાંડ પંડિત ધર્મને પણ તેમણે અણહિલપુરમાં જીત્યો હતો. ભીમદેવના મામા દ્રોણાચાર્ય મોટા જૈનાચાર્ય હતા અને

હાસ (વિભાગ ૧ લો) પાન ૨૨૨; તેમ જ મોહનલાલ દલીચંદ દેશાઈ: જૈનસાહિત્યનો ઇતિહાસ વિ. ૨. પ્રકરણ ૭.

૧૬. પ્ર. ચ. વીરપ્રબન્ધ: (પાન ૨૧૪) શ્લો. ૧૩૯–૧૪૩.

૧૭. ભારતીયવિદ્યા: ઈ. સ. ૧૯૩૯, નવેમ્બર. પાન ૮૦.

श्रीमान् सुन्दरशीलताप्रविदितः सच्चाहमानान्वय–
श्रीमद्भोजनराधिपोत्तमसुताश्रीमाधवीकुक्षिभूः ।
औद्धत्यास्पदयौवराज्यपदवीलाभेऽप्यनुत्सेकवान्
तस्यानेकगुणाकरः समभवच्चामुण्डराजः सुतः ॥
भोगत्यागसुधर्मसाधनफला नैताः श्रियः शाश्वता
मत्वैवं वरुणादिशर्म्मकपुरे तेनात्मनः श्रेयसे ।
श्रीमज्जैनगृहाय वेतनकृते धूपप्रदीपस्रजां
क्षेत्रं दत्तमुदग्दिशिस्थितमदः सामान्यकेदारकम् ॥

દ્રોણાચાર્યના ભાઈ સંગ્રામસિંહના પુત્ર એટલે ભીમદેવના માતુલપક્ષે ભાઈ પ્રસિદ્ધ જૈનાચાર્ય સૂરાચાર્ય થઈ ગયા. તેમણે પણ પોતાની અદ્‌ભુત વિદ્વત્તાનો પરિચય ભોજરાજને કરાવ્યો હતો. તેમના વિજયની વાત સાંભળી, હર્ષથી રોમાંચિત થયેલો ભોજરાજ કહેવા લાગ્યો: "મારા બંધુએ ભોજરાજને જીતી લેતાં હવે તેના જય માટે મને શી ચિંતા છે?" પછી ગજરાજ ઉપર પોતાની પાસે શ્રેષ્ઠ આસન ઉપર બેસાડીને રાજાએ સૂરાચાર્યનો પ્રવેશમહોત્સવ કરાવ્યો.[૧૮]

ભીમદેવનો પૂર્વાધિકારી દુર્લભરાજ પણ જિનેશ્વરસૂરિનો પ્રશંસક હતો. દુર્લભરાજના તથા ભીમદેવના સમયમાં જૈન અને શૈવ વિદ્વાનો કેટલા ઉચ્ચાશયી અને પરસ્પરસહિષ્ણુ હતા તેનું એક સુંદર દૃષ્ટાંત પ્રભાવકચરિત નોંધે છે. સિદ્ધસેન, હરિભદ્ર અને હેમચંદ્ર—માનવ તરીકે વિશાળ હૃદયના, સૌમ્ય, સર્વ ધર્મને સત્યશોધકની દૃષ્ટિએ અવલોકનારા હતા. તેજ પ્રમાણે અન્ય સંપ્રદાયીઓમાં પણ જૈનશ્રમણો પ્રત્યે દ્વેષરહિત દૃષ્ટિથી જોનારા ઘણા વિદ્વાનો હતા. દુર્લભરાજના રાજ્યકાલમાં બે સુવિહિત સાધુઓ—જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ પાટણમાં આવ્યા. રાજપુરોહિત સોમદેવને ત્યાં તેઓ આવ્યા અને કહેવા લાગ્યા: "વેદ અને જૈનાગમનો અર્થ

૧૮. પ્ર. ચ. શ્રીસૂરાચાર્ય પ્રબન્ધ : પાન ૨૯૦, શ્લો. ૨૫૧-૨૫૨.

श्रीभीमः प्राह तच्छ्रुत्वा पुलकोद्भेदमेदुरः
मद्बन्धुना जिते भोजे का मे चिंताऽस्ति तज्जये ॥
स्वसमीपे समारोप्य गजराजवरासने
सूराचार्यस्य भूपालः प्रवेशोत्सवमातनोत् ॥

સારી રીતે જાણીને અમે દયામાં અધિક એવા જૈનધર્મનો સ્વીકાર કર્યો છે.” પુરોહિતે તેમને પૂછ્યું: “તમે ક્યાં ઊતર્યા છો?” તેમણે ઉત્તર આપ્યો: “અહીં ચૈત્યવાસીઓને લીધે અમને કોઈ જગાએ ઉતારો મળતો નથી.” આ સાંભળી નિર્મળ મનવાળા પુરોહિતે તેમના નિવાસ માટે પોતાના પ્રાસાદનો ઉપરનો ભાગ કાઢી આપ્યો; અને તેમને માટે શુદ્ધ આહારની યોજના કરી. બપોરે પુરોહિતે બધા વિદ્વાનોને પોતાને ઘેર બોલાવ્યા. બ્રહ્માની સભામાં ચાલે તેમ વિદ્યાવિનોદ ચાલી રહ્યો હતો. એવામાં ચૈત્યવાસીઓ ત્યાં આવી ચડ્યા. તેમણે આવીને જણાવ્યું: “તમે જલ્દી નગર બહાર ચાલ્યા જાવ: ચૈત્યબાહ્ય શ્વેતાંબરોને અહીં સ્થાન નથી.” ચૈત્યવાસીઓએ આ વાત રાજા પાસે રજૂ કરી. પુરોહિતે જણાવ્યું: “એ બે મુનિઓને, તેમના પક્ષમાં સ્થાન ન મલવાથી, ગુણગ્રાહકતાને લીધે મેં નિવાસ આપ્યો છે: આ બાબતમાં મારી ગફલત થઈ હોય, તો આપ મને ઉચિત દંડ કરો.” ચૈત્યવાસીઓએ પોતાનો હક રજૂ કર્યો. છેવટે એ બે મુનિઓને નગરમાં રહેવા દેવા એવો રાજાએ નિર્ણય આપ્યો. પુરોહિતે તેમને માટે નિવાસભૂમિની માગણી કરી. એટલામાં જ્ઞાનદેવ નામે શૈવાચાર્ય ત્યાં આવ્યા. રાજાએ તેમનો સત્કાર કરી તેમને આસન આપ્યું. રાજાએ તેમને એ મુનિઓના ઉપાશ્રય માટે જમીન આપવા કહ્યું. શૈવાચાર્યે જણાવ્યું “નિષ્પાપ ગુણીજનોની તમે અવશ્ય પૂજા કરો. અમારા ઉપદેશનું એ જ ફળ છે. બાલભાવનો ત્યાગ કરી પરમપદમાં સ્થિર થનાર શિવ એ જ જિન છે. દર્શનમાં ભેદ રાખવો એ મિથ્યામતિનું લક્ષણ છે.” તેમણે પુરોહિતને તે મુનિઓના

ઉપાશ્રય માટે જમીન કાઢી આપી; અને સ્વપક્ષ તથા પરપક્ષથી થતા સમસ્ત વિઘ્નનું નિવારણ કરવા વચન આપ્યું.[૧૯]

આ બુદ્ધિસાગરસૂરિએ આઠ હજાર શ્લોક પ્રમાણ વ્યાકરણ રચ્યું. તેમનું વ્યાકરણ તે શ્વેતાંબર પરંપરામાં આદ્ય જૈન વ્યાકરણ છે.[૨૦] હેમચંદ્રાચાર્યનું વ્યાકરણ પછીથી રચાયું. વિ. સં. ૧૦૮૦માં એટલે ભીમદેવ ગૂજરાતમાં રાજ્ય કરતો હતો ત્યારે, જાબાલિપુરમાં તેમણે આ વ્યાકરણનું સર્જન કર્યું. તેમના સાથીદાર જિનેશ્વરે પ્રમાલક્ષણ–નામે ન્યાયશાસ્ત્ર ઉપર ગ્રંથની રચના કરી.

---

૧૯. પ્ર. ચ. પાન ૨૬૧–૨૭૨ અભયદેવપ્રબંધ: શ્લો. ૪૨–૮૯. જ્ઞાનદેવ નામે શૈવાચાર્યના શબ્દો: (શ્લો. ૮૫–૮૬):

गुणिनामर्चनां यूय कुरुध्व विधुतैनसाम्
सोऽस्माकमुपदेशान्त फलपाकश्रियां निधिः।
शिव एव जिनो बाह्यत्यागात्परपदस्थितः
दर्शनेषु विभेदो हि चिह्न मिथ्यामतेरिदम् ॥

૨૦. પ્ર. ચ. પાન ૨૬૭: શ્લો૦

श्रीबुद्धिसागरः सूरिश्चक्रे व्याकरण नवम्।
सहस्राष्टकमान तत् श्रीबुद्धिसागराभिधम् ॥

શ્રી બુદ્ધિસાગર વ્યાકરણની અંત–પ્રશસ્તિ:

श्रीविक्रमादित्यनरेन्द्रकालात् साशीतिके याति समासहस्रे।
सश्रीकजाबालिपुरे **तदाद्यं** दृब्धं मया सप्तसहस्रकल्पम् ॥

ઉપરનો '**આદ્ય**' શબ્દ ધ્યાનમા લેવા યોગ્ય છે. વધારે પરિચય માટે જુઓ પુરાતત્ત્વ: પુ. ૪. અ. ૧–૨. પાન ૮૩–૮૪. પં. બેચરદાસનો લેખ. 'ગૂજરાતનુ પ્રધાન વ્યાકરણ.'

તેમના શિષ્ય અભયદેવસૂરિએ—ભીમદેવના સમયમાં સન્મતિતર્ક નામે મહાન તર્કગ્રંથની વાદાર્ણવ નામે ટીકાની રચના કરી.

ભીમદેવના સમયની આ સાહિત્યપ્રવૃત્તિ બતાવે છે કે ગૂજરાતની સંસ્કૃતિનાં તત્ત્વો ઘણાં તેજસ્વી બન્યાં હતાં. વિચાર અને આચારનું ઔદાર્ય એ સંસ્કૃતિનું લક્ષણ છે. પુરોહિત સોમેશ્વર અને શૈવદર્શની જ્ઞાનાચાર્યનું કથાનક વિચારનું ઔદાર્ય બતાવે છે. આ સમયમાં માળવા અને ગૂજરાતનો સાંસ્કારિક વિનિમય ધુરંધર વિદ્વાનો મારફતે થાય છે. દામોદર અને ધનપાલ આ સંસ્કારસંબંધને કેળવે છે. ભીમદેવના સમયમાં ગૂજરાતની સીમા વિસ્તરે છે. વિમલ જેવો પ્રતાપી મંત્રી ભીમદેવના સમયમાં પ્રવર્તમાન થયો. વિમલવસહિની આબુ ઉપર રચના, ઉદયામતિએ બંધાવેલી રાણીની વાવ, ભીમદેવે બંધાવેલ સોમનાથનું પથ્થરનું મંદિર, વગેરે શિલ્પસર્જનો ભીમદેવના સમયમાં થયેલા સ્થાપત્યનો વિકાસ બતાવે છે. વિમલનાં દહેરાંઓની રચના વિ. સં. ૧૦૮૮ માં થઈ. ભીમદેવે સૂરાચાર્યના આગમન વખતે કહ્યું હતું: "મારા બંધુએ ભોજરાજાને જીતી લેતાં હવે તેના જય માટે મને શી ચિંતા છે?" અને સંજોગો પણ તેવા જ હતા. "મૂળરાજે જીતેલો ઉત્તરનો આબુ સુધીનો પ્રદેશ ભીમે પોતાને કબજે રાખ્યો એટલું જ નહિ પણ નડૂલના રાજાને સામંત બનાવ્યો, તથા પૂર્વમાં ભોજ જેવા એ વખતના ભારતપ્રખ્યાત પરાક્રમી રાજા સામે વારંવાર લડીને તથા છેવટ ચેદીના કર્ણને મદદ કરીને ગૂજરાતની એ તરફની સરહદ વધારી સિદ્ધરાજના માલવવિજય માટે રસ્તો કરી આપ્યો એ ભારે કામ કર્યું."[૨૧]

૨૧. દુર્ગાશંકર શાસ્ત્રી : ગૂજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ: પાન ૨૮૦.

ભોજ વૃદ્ધાવસ્થામાં નબળો પડતાં, ચેદીના રાજા, કર્ણાટકના રાજા અને ભીમદેવ મળી તેને દબાવ્યો; ધારા લૂંટાયું; અને સંભવ છે કે તેમાંનો કેટલોક ભાગ ભીમદેવને મળ્યો પણ હશે. સમગ્ર દૃષ્ટિએ જોતાં ભીમદેવનો સમય સિદ્ધરાજ અને કુમારપાલના સુવર્ણયુગની તેજસ્વી પૂર્વપીઠિકા છે.

સિદ્ધરાજના પિતા કર્ણના સમયમાં માળવા અને ગૂજરાતનાં ઘર્ષણો પાછાં ચાલુ થયાં. લાટ ઉપર કર્ણે વિજય મેળવ્યો. આશા ભીલને હરાવ્યો અને આશાપલ્લીને સ્થાને કર્ણાવતી વસાવ્યું. સ્થાપત્યને ઉત્તેજન આપ્યું. કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી મયણલ્લા સાથે લગ્ન કર્યું. મયણલ્લા અને ત્રિભુવનમલ્લ કર્ણદેવનો પુત્ર તે સિદ્ધરાજ. કર્ણના સમયમાં ગૂજરાતનું સાંસ્કારિક જીવન ઊંચી કક્ષાનું હતું. વાદિદેવસૂરિ, નવાંગી ટીકાકાર અભયદેવસૂરિ વગેરે કર્ણના સમયમાં પ્રવર્તમાન થયા હતા. સં. ૧૧૫૦ માં કર્ણદેવનું અવસાન થયું.

રાજ્યારૂઢ થતી વખતે સિદ્ધરાજની ઉંમર આઠ વર્ષની હતી. વિ. સં. ૧૧૪૩માં તેનો જન્મ થયો. તેના રાજસી સ્વભાવના પાયામાં સત્ત્વને ઢાળનાર શ્રી હેમચંદ્રસૂરિનો જન્મ વિ. સં. ૧૧૪૫ કાર્તિકમાસની શુક્લપક્ષ પૂર્ણિમાને દિવસે થયો હતો. કુમારપાલનો જન્મ વિ. સં. ૧૧૪૯માં થયો હતો. શ્રી હેમચંદ્રાચાર્ય સિદ્ધરાજ જયસિંહથી બે વર્ષ નાના અને કુમારપાલથી ચાર વર્ષ મોટા હતા. તેમની જ્યોતિર્લેખાએ એક પક્ષે સિદ્ધરાજને મુગ્ધ કર્યો હતો અને બીજે પક્ષે કુમારપાલને પરમાર્હત બનાવ્યો હતો. હેમચંદ્રનાં તેજકિરણો એ સમસ્ત યુગને વ્યાપી રહ્યાં હતાં.

હેગલ નામના જર્મન તત્ત્વવેત્તાએ સંસ્કૃતિની વ્યાખ્યા

આપતાં કહ્યું છે: "Culture is the measure of things taken for granted." સંસ્કૃતિનું માપ પ્રજાની સ્વભાવગત બની ગયેલી બાબતો ઉપરથી નીકળી શકે છે. જે પ્રજાના કારણ-દેહને સુંદર અને ભવ્ય વૃત્તિઓ ઘડે છે, તે પ્રજાની સંસ્કૃતિ ઉન્નત બને છે. પ્રજાના ઇતિહાસને તેના અપૂર્વ પુરુષો સર્જે છે. તે જ રીતે પ્રજાની સંસ્કૃતિનું ઓજસ પણ તેના મહાપુરુષો ઉપર જ નિર્ભર છે. આ દૃષ્ટિએ જોતાં હેમચંદ્રાચાર્ય યુગપ્રધાન સંસ્કારમૂર્તિ હતા. અશોકે કરેલી અહિંસા અને ધર્મપાલનની ઘોષણા હેમચંદ્રાચાર્યે ગૂર્જરભૂમિમાં સ્વભાગવત બનાવી દીધી; અને સાહિત્ય મારફતે માનસસુલભ બનાવી. ઇન્દ્ર–પાણિનિ–કાત્યાયન–પતંજલિ, અને શાકટાયન તથા અમરસિંહ અને ધનપાલ જાણે આ એક મહાપુરુષ મારફતે વ્યક્ત થયા અને પંચાંગી વ્યાકરણ—સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાનુ—ગૂજરાતને મળ્યું. પતંજલિના યોગસૂત્રના સિદ્ધાન્તો તેમણે યોગશાસ્ત્રમાં નિરૂપ્યા—એમની પોતાની રીતે અને દૃષ્ટિએ. મૈત્રકવંશનો રાજા ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશની રચનાઓમાં નિપુણ હતો,[૨૨] પણ હેમચંદ્રાચાર્યે એ ત્રણેય ભાષામાં કાવ્યરચના તથા વ્યાકરણ અને કોષની રચનાથી ગૂજરાતના ગૌરવને બહલાવ્યું.

---

૨૨. ગૂજરાતના ઐતિહાસિક લેખો : ભાગ ૧. પાન ૧૦૭ : ૫. ૫. संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबंधरचनानिपुणतरांतःकरणः + + + श्रीगुहसेनः । ડૉ. ભાઉ દાજી આ તામ્રપત્રને બનાવટી કહે છે. પ્રો. યાકોબીએ 'ભવિસત્તકહા'ની પ્રસ્તાવના પાન ૫૫ ઉપર 'અપભ્રંશ' સાહિત્યભાષા ઇ. સ. છઠ્ઠા સૈકામાં હતી તે પૂરવાર કરવા આ ઉલ્લેખ પ્રમાણ તરીકે ટાંક્યો છે.

મૈત્રકકુલના રાજા ધરસેન ચોથાના આશ્રિત કવિ ભટ્ટિએ પાણિનિનાં વ્યાકરણસૂત્રોના નિદર્શનરૂપ બનતું ભટ્ટિકાવ્ય સર્જ્યું; હેમચંદ્રે પોતાના વ્યાકરણને અને ગૂજરાતના ઇતિહાસને ગૂંથીને દ્વયાશ્રય કાવ્યની રચના કરી;—અને તેમ કરીને વલભીની વિદ્વત્તા સવાઈ બનીને અણહિલપુરમાં વસી છે એમ સિદ્ધ કરી બતાવ્યું. મહાકવિ કાલિદાસે રઘુકુલની કીર્તિ રઘુવંશમાં અમર કરી; આચાર્ય શ્રી હેમચંદ્રે સોલંકીઓની કીર્તિને સંસ્કૃત અને પ્રાકૃત દ્વયાશ્રયમાં સનાતન જ્યોતિ આપી. હરિભદ્રસૂરિની ઉપદેશશક્તિએ ભિન્નમાલને પાવન કર્યું હતું; અને તે જ ઉપદેશશક્તિ અણહિલપુરને પાવન કરવા માટે જાણે હેમચંદ્રાચાર્યમાં ઊતરી હતી. સોમપ્રભાચાર્ય હેમચંદ્રાચાર્યની પ્રતિભાનું વર્ણન કરતાં કહે છેઃ—

क्लृप्तं व्याकरणं नवं विरचितं छंदो नवं द्वयाश्रया-
लंकारौ प्रथितौ नवौ प्रकटितं श्रीयोगशास्त्रं नवम् ।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
बद्धं येन न केन केन विधिना मोहः कृतो दूरतः ॥[२३]

"નવું વ્યાકરણ કલ્પ્યું; નવું છંદઃશાસ્ત્ર રચ્યું; દ્વયાશ્રય મહાકાવ્ય અને અલંકારશાસ્ત્રને વિસ્તાર્યાં અને નવાં જ પ્રકટ કર્યાં. શ્રીયોગશાસ્ત્રને પણ નવું રચ્યું; નવા તર્કશાસ્ત્રને જન્મ આપ્યો; જિનવરોનાં ચરિત્રોનો નવો ગ્રંથ રચ્યો : કઈ કઈ રીતે શ્રી હેમચંદ્રાચાર્યે અજ્ઞાનને દૂર કર્યું નથી ?"

---

૨૩. સોમપ્રભવિરચિત સ્વોપજ્ઞવૃત્તિયુક્ત શતાર્થકાવ્યઃ (પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રંથાવલિઃ ગ્રંથ ૨. મુનિશ્રી ચતુરવિજય સંપાદિત : પ્રકાશક સારાભાઇ નવાબ) પાન ૧૨૪.

શ્રી હેમચંદ્રાચાર્યના સાક્ષરજીવનનો પૂરો ઊકેલ સોમપ્રભનો શ્લોક આપી દે છે. ભૂતકાલીન સંસ્કૃતિતત્ત્વો તેમના સમસ્ત વ્યક્તિત્વમાં ઓતપ્રોત હતાં. ગૂજરાતનાં ઇતિહાસ અને સંસ્કૃતિ તેમના થકી વર્તમાનમાં ઉજ્જવલ બન્યાં હતાં.

શ્રી હેમચંદ્રાચાર્યનું વ્યક્તિત્વ અદ્ભુત હતું. તેમનો વર્ણ હેમ જેવો તેજસ્વી હતો. તેમની મુખમુદ્રામાં ચંદ્રની શીતળતા વસી હતી. તેમનાં નેત્રો કમલસમાં રમણીય હતાં. તેમની દેહકાંતિ લોકોના લોચનમાં હર્ષના વિસ્તારને પલ્લવિત કરે તેવી હતી. તેઓ બાલબ્રહ્મચારી હતા. તેમનું શુદ્ધ ચારિત્ર લોકોને ચમત્કાર ઉપજાવે તેવું હતું. બાવીશ પ્રકારના પરિષહોને સહન કરી શકે તેવું અને તીવ્ર તપથી કસાયેલું તેમનું ખમીર હતું. તેમની બુદ્ધિ જગપ્રસિદ્ધ હતી. પરવાદીઓનો તેમણે પરાજય કર્યો હતો. તેમની કીર્તિ દિગન્તમાં વ્યાપી હતી. ગંભીર અર્થનાં શાસ્ત્રોમાં તેમણે અવગાહન કર્યું હતું. હેમસૂરિનાં આ લોકોત્તર લક્ષણો દેખી કોઈ પણ બુદ્ધિશાળી માનવીને આસ્થા બેસની કે આપણે તીર્થંકર કે ગણધરોને જોયા નથી, છતાં પણ ખરેખર પુરાતન કાળમાં તેમનું વ્યક્તિત્વ જગતમાં સૌરભ ફેલાવતું હશે.[૨૪] તેમની ઉપદેશશક્તિ તો અનન્ય હતી: અને

૨૪. कुमारपालप्रतिबोध : સં. શ્રી જિનવિજય. (G. O. S. XVI) प्रस्ताव. १. गा. २०–२४.

तुलियतवणिज्जकंती सयवत्तसवत्तनयणरमणिज्जा
पल्लवियलोयणहरिसप्पसरा सरीरसिरी ॥ २० ॥
आबालत्तणओ वि हु चारित्तं जणियजणचमक्कारं
बावीसपरीसहसहणदुद्धर तिव्वतवपवरं ॥ २१ ॥

તેમના ઉપદેશે કુમારપાલ પરમાર્હત બન્યો.[૨૫] તે યુગપ્રધાન મૂર્તિનું તેજ તે પ્રતાપી કાળને શોભાવી રહ્યું હતું અને હજુય તેનો સનાતન પ્રવાહ વર્તમાન ભવ્યજનોનાં હૃદયોમાં વહી રહ્યો છે.

હેમચંદ્રાચાર્યની દીક્ષાના સમયથી સ્તંભતીર્થમાં વસતો ઉદયન મંત્રી તેમના જીવનમાં રસ લેતો થયો હતો. ઉદયન મંત્રીએ ચંગદેવને સોંપવા તેના પિતા ચાચિગને સમજાવ્યો હતો. દેવચંદ્રે તે અપૂર્વ બાળકને દીક્ષા આપવા માટે નિર્ણય કર્યો ત્યારે તેમણે સ્તંભતીર્થ જઈ બધીય બાબત ઉદયન મંત્રીને સોંપવી યોગ્ય ધારી. ઉદયન મંત્રી ચુસ્ત જૈન હતો; સમૃદ્ધ હતો—અને સમૃદ્ધ બંદરનો દંડનાયક હતો. આ ઉદયન મંત્રીએ મૂળથી જ આ બાળદીક્ષિત–ચંગદેવમાં રસ લેવા માંડ્યો હતો. દીક્ષિત ચંગદેવનું નામ સોમચંદ્ર રાખવામાં આવ્યું હતું.

---

मुणियविसमत्थसत्था निम्मयवायरणपमुहगंथगणा
परवाइपराजयजायकित्ती मई जयपसिद्धा ॥ २२ ॥
धम्मपडिवत्तिजणणं अतुच्छमिच्छतमुच्छिआणंपि
महुखीरपमुहमहुरत्तनिम्मिय धम्मवागरणं ॥ २३ ॥
इच्चाइगुणोह हेमसूरिणो पेच्छिऊण छेयजणो
सद्दहइ अदिट्ठे वि हु तित्थंकरगणहरप्पमुहे ॥ २४ ॥

२५. कुमारपालप्रतिबोधः પ્રસ્તાવ ૫. પાન ૪૭૯ :

स्तुमस्त्रिसन्ध्यं प्रभुहेमसूरेरनन्यतुल्यामुपदेशशक्तिम् ।
अतीन्द्रियज्ञानविवर्जितोऽपि यः क्षोणिभर्तुर्व्यधित प्रबोधम् ॥
सत्त्वानुकम्पा न महीभुजां स्यादित्येष क्लृप्तो वितथः प्रवादः ।
जिनेन्द्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यो न केषां स कुमारपालः ॥

પ્રથમ તો સોમચંદ્રે પોતાના ગુરુ પાસે અભ્યાસ કર્યો હતો. મોટે ભાગે સ્તંભતીર્થ–ખંભાતમાં જ તેમનો અધ્યયનકાલ ગયેલો હોવો જોઈએ. સોમચંદ્રમુનિએ પોતાના ચંદ્રસમાન ઉજ્જવળ પ્રજ્ઞાબળથી સત્ત્વર તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને સાહિત્યવિદ્યાનો અભ્યાસ કરી દીધો હતો.[૨૬] તે સમયે કાશ્મીર સંસ્કૃત વિદ્યાનું કેન્દ્રસ્થાન ગણાતુ હતું. તેજસ્વી પ્રતિભાવાળા સોમચંદ્રે કાશ્મીર જઈ સરસ્વતીની આરાધના કરવા અને અધ્યયનમાં સંપૂર્ણ સિદ્ધિ મેળવવા નિશ્ચય કર્યો. પરંતુ ઉદયનમંત્રીએ અને દેવચંદ્રે તેમને માટે કાશ્મીરના ગ્રંથો અને કાશ્મીરી પંડિતોની ગોઠવણ કરી હોય એ સંભવિત છે. [૨૭]ઉત્સાહ, કક્કલ, બિલ્હણ વગેરે ગૂજરાતના આશ્રિત બન્યા હતા. મમ્મટ, અભિનવગુપ્ત વગેરે આચાર્યોની અસર ગૂજરાતના કાવ્યશાસ્ત્રના અભ્યાસ ઉપર પડી હતી. એટલે જ, કાશ્મીરીપંડિતોની યોજના ઉદયનની સમૃદ્ધિથી થઇ શકી હશે, અને જેમ બિલ્હણ મહામાત્ય સંપત્કરનો આશ્રિત થઈ રહ્યો હતો, તે પ્રમાણે ઉદયન મંત્રીએ કેટલાક કાશ્મીરી પંડિતોને સોમચંદ્રના

૨૬. પ્ર. ચ. હેમચંદ્રસૂરિપ્રબન્ધ પાન ૨૯૮ શ્લો. ૩૭:

सोमचन्द्रस्ततश्चन्द्रोज्ज्वलप्रज्ञाबलादसौ

तर्कलक्षणसाहित्यविद्याः पर्यच्छिनद् द्रुतम् ॥

૨૭. પ્ર. ચ. હેમચંદ્રસૂરિપ્રબન્ધ પાન ૨૯૮, ૨૯૯. શ્લો. ૩૮–૪૫ માં શ્રી હેમચંદ્રાચાર્ય કાશ્મીરવાસિની દેવી–સરસ્વતીનુ આરાધન કરવાની ઇચ્છા કરે છે. પરંતુ સરસ્વતી સાક્ષાત્ ધ્યાનમાં આવી કહે છે કે, “તમે પરદેશ–કાશ્મીર જશો નહિ, અને હુ તુષ્ટ થઇ છુ.” આમાં મને તો કાશ્મીરની શાસ્ત્રવિદ્યા માટે સ્તંભનતીર્થમાં જ પ્રબન્ધ થયો હોય અને હેમાચાર્યને આથી કાશ્મીર જવું ન પડયુ હોય–એ જ ફલિતાર્થ લાગે છે.

અભ્યાસ માટે પોતાના આશ્રિત બનાવ્યા હોય. ઉદયનનો રસ આ બાલ વિદ્વાન સોમચંદ્રમાં વધ્યો હતો. ઉદયનપુત્ર વાગ્ભટની ભક્તિ હેમચંદ્રમાં અચલ હતી, તે કુમારપાલપ્રતિબોધ નોંધે છે.

શાસ્ત્રાવગાહનમાં સોમચંદ્રે એકવીસ વર્ષ ગાળ્યાં. સરસ્વતીના પ્રસાદથી સોમચંદ્ર મુનિ સિદ્ધસારસ્વત, વિદ્વાનોના અગ્રેસર, અને ઉદ્ભવતા અંતરશત્રુઓ માટે અગોચર થયા.[૨૮] વિ. સં. ૧૧૬૬ વૈશાખ સુદ તૃતીયાને દિવસે તેમના ગુરુ શ્રીદેવચંદ્રે તેમને આચાર્યપદે સ્થાપિત કર્યા. આ જ અરસામાં હેમચંદ્રાચાર્યને વારંવાર પાટણ તરફ વિહાર કરવાનું પ્રાપ્ત થયું હતું. ઉદયન પણ એક અગ્રગણ્ય મંત્રીશ્વર તરીકે વારંવાર પાટણ જતો હતો. પાટણની રાજસભા અને રાજમાતા મયણલ્લા સાથે ઉદયને હેમચંદ્રાચાર્યનો પરિચય કરાવ્યો હશે. વાદિદેવસૂરિનો સહવાસ તો આચાર્યપદ પ્રાપ્ત કર્યા પહેલાં અને પછીથી પણ થયો હોય એમ પૂરાવાઓ ઉપરથી જણાઈ આવે છે. હેમચંદ્રાચાર્યની છત્રીશ વર્ષની ઉંમર થઈ ત્યારે દિગંબર કુમુદચંદ્ર અને શ્વેતાંબરાચાર્ય વાદિદેવસૂરિ વચ્ચે પાટણની રાજસભામાં વાદ થયો હતો. પ્રભાવકચરિતના ઉલ્લેખ પ્રમાણે 'સોમચંદ્ર દેવસૂરિના એક વિદ્વાન મિત્ર હતા.'[૨૯] કલ્પના થાય છે કે એ

---

૨૮, પ્ર. ચ. પા. ૨૯૯ શ્લો. ૪૬ :

सिद्धसारस्वतोऽक्लेशात्सोमः सीमा विपश्चिताम्

अभूदभूमिरुन्निद्रांतरवैरिकृतद्रुहः ॥

૨૯. પ્ર. ચ. પાન ૨૮૦ શ્લો. ૪૩–૪૪.

विद्वान् विमलचन्द्रोऽथ हरिचन्द्रः प्रभानिधि :

**सोमचन्द्रः** पार्श्वचन्द्रो विबुधः कुलभूषणः ॥

સોમચંદ્ર—મુનિ સોમચંદ્ર—એટલે કે હેમાચાર્ય હોય એ સંભવિત છે. મુદ્રિતકુમુદચંદ્રમાં સિદ્ધરાજની અજોડ રાજસભાનું વર્ણન આપવામાં આવેલું છે;[30] અને એ રાજસભાના એક અદ્વિતીય પંડિત હેમાચાર્ય પણ હતા. ઉદયન, દેવસૂરિ વગેરે મિત્રોએ, તેમના અનુપેક્ષ્ય વ્યક્તિત્વે, અને તેમની પ્રકાંડ વિદ્વત્તાએ, સિદ્ધરાજ જયસિંહની રાજસભામાં તેમના ગૌરવને પ્રસિદ્ધ કર્યું હતું, વિકસાવ્યું હતું અને સ્થિર કર્યું હતું.

---

प्राज्ञः शांतिस्तथाऽशोकचन्द्रश्चन्द्रोल्लसद्यशाः
अजायंत सखायोऽस्य [देवसूरेः] मेरोरिव कुलाचलाः ॥

૩૦. યશશ્ચન્દ્રવિરચિત : मुद्रितकुमुदचन्द्रप्रकरणम् (જૈન યશોવિજય ગ્રંથમાલા. ગ્રન્થાંક ૮.) પાન ૪૦. અંક ૫. શ્લો. ૧૮-૧૯ :

कविः—भगवन्, इहगेव गुर्जरेश्वरस्य सभा । तथा हि.

तावद् व्याकरणप्रवीणभणितिः प्रागल्भ्यमुज्जृम्भते
तावत्काव्यविचारभारधरणे धीरायते धुर्यता ।
तावत्तर्ककथाऽनुबन्धविषये बद्धाभिलाषं मनो
यावन्नो जयदेवसिंहसदसि प्रेक्षावतामागमः ॥

देवसूरिः—सा किं कलाऽप्यस्ति या न प्रेमाकुला चौलुक्यचन्द्रमसि ।

कविः—भगवन् एवमेवैतत् । तथा हि,

ऊढा प्रौढिर्न मन्त्रोद्धरणपरिणतैः कर्षितो न प्रकर्ष-
स्तन्त्रोत्तानै रसेन्द्राभ्युदयविधिबुधैर्यारितं नोध्धुरत्वम् ।
स्मार्तैः स्फुर्तिर्वितेने न न पटिमगुणः स्फोटितो वेदविद्भिः
चर्चा चाणक्यवाचां व्यरचि न सचिवैर्यत्र सिंहासनस्थे ॥

देवसूरिः—कविकुञ्जर विदुषामखण्डपुण्यखेलितमिदं यदयमेवंविधः क्षितिपतिः सभापतिः ।

સિદ્ધરાજ જયસિંહ એક વાર નગરમાં ગજારૂઢ થઈ રાજમાર્ગે જતો હતો. શ્રી હેમચંદ્રસૂરિને તેણે સામે આવતા જોયા. તેમની મુખમુદ્રાની સ્ફૂર્તિ જોઈ, તેનું અંતર પ્રમોદ પામ્યું. તેણે પોતાના હાથીને અટકાવ્યો અને પૂછ્યું: "કંઈક વચન અમને કહો." રાજાને હાથી રોકતો જોઈ બિલકુલ ક્ષોભ પામ્યા વિના તે સમયને ઉચિત વચન બોલ્યા:

सिद्धराज गजराजमुच्चकैः कारय प्रसरमेतमग्रतः ।
संत्रसन्तु हरितां मतगजास्तैःकिमद्य भवतैव भूर्धृता ॥ ३१

"હે સિદ્ધરાજ, ગજરાજને ઝડપથી આગળ ચલાવ. દિગ્ગજો ભલે ત્રાસ પામે, પણ તેમનું કામ પણ શું છે? આજે તો તું જ પૃથ્વીને ધારણ કરી રહ્યો છે."

સિદ્ધરાજનો હેમાચાર્ય સાથે પરિચય રાજસભાના એક પંડિત તરીકે હતો; પણ આ પ્રસંગ પછી પંડિત તરીકેનો આયો સંબંધ નિકટના મિત્ર જેવો બન્યો. તે અદ્ભુત વચનથી વિસ્મિત બનેલા રાજાએ કહ્યું: "હે પ્રભો, મારી પાસે આપ હંમેશ આવજો." પછી તો બપોરે સિદ્ધરાજ પાસે હેમાચાર્ય હંમેશાં જતા અને અમૃત જેવાં મીઠાં વચનોથી તેને રંજિત કરતા. હેમચંદ્ર અને સિદ્ધરાજ—પ્રતિભા અને સમૃદ્ધિ બન્ને એ ધન્યપળે સાથે મળ્યાં. ગૂજરાતનું ગૌરવ એ પુનિત ક્ષણે અનુપમ બન્યું.

---

૩૧. જયસિંહસૂરિ વિરચિત: कुमारपालभूपालचरित्रं महाकाव्य સર્ગ ૧ નો ટાંકેલો શ્લોક ૨૭૭ છે. પ્ર. ચ. પા. ૩૦૦ શ્લો. ૬૭.

कारय प्रसरं सिद्धहस्तिराजमशङ्कितम् ।
त्रस्यंतु दिग्गजाः किं तैर्भूस्त्वयैवोध्धृता यतः ॥

# १

# સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન

भ्रातः ! संवृणु पाणिनिप्रलपितं कातन्त्रकन्था वृथा
मा कार्षीः कटु शाकटायनवचः क्षुद्रेण चांद्रेण किम् ।
किं कण्ठाभरणादिभिर्बठरयस्यात्मानमन्यैरपि
श्रूयन्ते यदि तावदर्थमधुराः श्रीसिद्धहेमोक्तयः ॥[१]

"હે ભાઈ, જો અર્થમધુર સિદ્ધહેમનાં વચનો સંભળાય–તો પાણિનિના પ્રલાપને બંધ થવા દે; કાતન્ત્ર વ્યાકરણરૂપી કંથાને નકામી ગણ; શાકટાયનના વ્યાકરણનાં કટુ વચનો કાઢ નહિ; ક્ષુદ્ર ચાંદ્રવ્યાકરણનો શો ઉપયોગ છે? અને કંઠાભરણાદિ અન્ય વ્યાકરણોથી શા માટે આત્માને જડ કરે છે?"

વિ. સં. ૧૧૯૩નો સમય હતો. સિદ્ધરાજ જયસિંહે માલવરાજ યશોવર્માનો પરાજય[૨] કરી અણહિલ્લપુર પાટણમાં

---

૧. પ્ર. ચિં પાન ૬૧.

૨. હિમાંશુવિજય: 'સિદ્ધહેમચંદ્રવ્યાકરણનો રચનાસંવત્' બુદ્ધિપ્રકાશ: અમદાવાદ: માર્ચ ૧૯૩૫નો અંક. ગૌરીશંકર ઓઝા: राजपुतानेका इतिहास ભા. ૧–૧૯૬ ઉપર લખે છે કે સિદ્ધરાજ

પ્રવેશ કર્યો. તેને માલવરાજનો પ્રદેશ એટલો જ હાથ કરવો ન હતો તેને તો માલવાના સંસ્કારનાં, સાહિત્યનાં અને કલાનાં બધાંય પ્રતીકોને અને સાધનોને ગૂજરાતમાં વસાવવાં હતાં. ગૂર્જરરાજ્યને સામ્રાજ્યની ભવ્યતા અને બૃહસ્પતિનો વિવેક આપવાં હતાં; પોતાનું ચક્રવર્તિત્વ સિદ્ધ કરવું હતું અને પાટણને માનવસમુદ્ર બનાવવું હતું.[3] સિદ્ધરાજના નગરપ્રવેશ પછી બધાય સંપ્રદાયના વિદ્વાનો તેને આશીર્વચન દેવા માટે રાજસભામાં જવા લાગ્યા.[4] અનેકકલાકોવિદ શ્રીહેમાચાર્ય પણ રાજસભામાં ગયા અને તેમણે સરળ શૈલીમાં રાજાને આશીર્વાદ આપ્યો

> भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकरा
> मुक्तास्वस्तिकमातनुध्वमुडुप त्वं पूर्णकुम्भीभव ।
> धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा-
> न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥[4]

"હે કામધેનુ, તું તારા ગોમયરસથી ભૂમિને સીંચી દે; હે રત્નાકર, તું મોતીઓથી સ્વસ્તિક પૂરી દે; હે ચંદ્ર, તું પૂર્ણ-

---

જયસિંહે યશોવર્માને વિ. સં. ૧૧૯૨ થી ૧૧૯૫ વચ્ચે હરાવ્યો હશે. ઉજ્જૈનનો શિલાલેખ જણાવે છે કે માલવા સં. ૧૧૯૫ જ્યેષ્ઠ વદિ ૧૪ને દિને સિદ્ધરાજના અમલ નીચે હતુ.

૩ જિનવિજયઃ पुरातनप्रबंधसंग्रह (સિંઘી સીરીઝ. ગ્રંથાક ૨.): गुर्जरत्रायाः विवेकबृहस्पतित्वम्, नृपस्य सिद्धचक्रित्वम्, पत्तनस्य नरद्रसमुवमसहन् विवदते ।; मुद्रितकुमुदचंद्र અંક ૩. શ્લોક ૧૭. પાન ૩૧ પછીથી अत्र विवेकबृहस्पतिरपि राजा એમ વર્ણન આવે છે.

૪. પ્ર. ચ. પાન ૩૦૦ શ્લોક ૭૨; પ્ર. ચિં. પાન ૫૯.

કુંભ બની જા; હે દિગ્ગજો, તમે સૂંઢ સીધી કરી કલ્પવૃક્ષનાં પત્રો લઈ તોરણો રચો; ખરેખર, સિદ્ધરાજ પૃથ્વી જીતીને અહીં આવે છે!"

આ સુંદર શ્લોકથી અન્યદર્શનીઓ ઝંખવાઈ ગયા; સિદ્ધરાજ ખુબ જ ખુશ થયો; અને હેમચંદ્ર ઉપર એની પ્રીતિ અત્યંત વધી.[૫] બીજા દર્શનીઓ ટોણો મારવા લાગ્યા કે હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા અમારા વ્યાકરણગ્રંથોને લીધે છે.[૬] પણ એટલામાં જ એક સુંદર પ્રસંગ બન્યો. સિદ્ધરાજે ધારાનો ધ્વંસ કરી ત્યાંનો અણમોલો પુસ્તકભંડાર પાટણ આણ્યો હતો તેમાં ભોજરાજવિરચિત સરસ્વતીકંઠાભરણ નામે વ્યાકરણનો ગ્રંથ હાથ લાગ્યો. ગૂજરાતમાં તેવા વિદ્વાનના હાથે લખાયેલો વ્યાકરણ-ગ્રન્થ ન હોય એ તેના દિલને હાડોહાડ લાગી ગયું.[૭] હેમચંદ્ર ઉપર પણ પરધર્મીઓનો ઘા તાજો હતો. સિદ્ધરાજની નજર વ્યાકરણની

૫. પ્ર. ચિં. પાન ૬૦.

૬. પ્ર. ચિં. પાન ૬૦; પ્ર. ચ. પાન ૩૦૧. શ્લોક ૮૩–૮૪:

पाणिनेर्लक्षण वेदस्यांगमित्यत्र च द्विजाः
अवलेपादसूयन्ति कोऽर्थस्तैरुन्मनायितैः ॥
यशो मम तव ख्यातिः पुण्य च मुनिनायकः
विश्वलोकोपकाराय कुरु व्याकरणं नवम् ॥

૭. પ્ર. ચ. પાન ૩૦૧ શ્લોક ૭૯ ભોજનું વ્યાકરણ જોઇ સિદ્ધરાજ આ શબ્દો બોલે છે:

भूपालोऽथावदत् किं नास्मत्कोशे शास्त्रपद्धतिः ।
विद्वान् कोऽपि कथं नास्ति देशे विश्वेऽपि गूर्जरे ॥

યોજના સિદ્ધ કરવા માટે હેમાચાર્ય ઉપર પડી. હેમાચાર્યને તો આ પ્રેરણાની જ જરૂર હતી. તેમણે કાર્ય માથે લીધું.[૮]

હેમચંદ્રાચાર્યે કાશ્મીરથી આઠ વ્યાકરણો મંગાવ્યાં, અને તે વ્યાકરણોની મદદથી અને પોતાની પ્રતિભાથી નૂતન વ્યાકરણનું સર્જન કર્યું.[૯] પ્રબંધચિંતામણિકારના કહેવા પ્રમાણે એક વર્ષમાં સવાલાખ શ્લોકપ્રમાણ વ્યાકરણ હેમાચાર્યે લખ્યું.[૧૦] આ કથનમાં કેટલીક અતિશયોક્તિ છે. વિ. સં. ૧૧૯૩ માં હેમચંદ્રાચાર્યને સિદ્ધરાજે વ્યાકરણ રચવા પ્રેરણા કરી. વિ. સં. ૧૧૯૯માં સિદ્ધરાજ દેવલોક પામ્યો. વ્યાકરણની રચના પૂરી થયા પછી સિદ્ધરાજ સાથે હેમાચાર્ય સોમનાથ ગયા.[૧૧] કેટલાક પ્રતિસ્પર્ધી વિદ્વાનોની ટીકાથી, અને પોતાના ઉમંગથી દરેક

૮. પ્ર. ચ. પાન ૩૦૧. શ્લોક ૮૫:

इत्याकर्ण्याधिपात् सूरि: हेमचन्द्रः सुधीनिधिः ।
कार्येषु नः किलोक्तिर्वः स्मरणायैव केवलम् ॥

૯. પ્ર. ચ. પાન ૩૦૧. શ્લોક ૮૬–૯૮.

श्रीहेमसूरयोऽप्यात्रालोक्य व्याकरणव्रजम्
शास्त्रं चक्रुर्नव श्रीमत्सिद्धहेमाख्यमद्भुतम् ॥ ९६ ॥

૧૦. પ્ર. ચિ. પાન ૬૦: प्रावेशिकमंगलानन्तरं नृपेण स्मारिते व्याकरणकरणवृत्तान्ते बहुभ्यो देशेभ्यस्तत्तद्वदिभिः पण्डितैः सम सर्वाणि व्याकरणानि पत्तने समानीय श्रीहेमचन्द्राचार्यैः श्रीसिद्धहेमाभिधानं अभिनव पञ्चाङ्गमपि व्याकरणं **सपादलक्षग्रन्थप्रमाणं संवत्सरेण** रचयांचक्रे ।

૧૧. Dr. Buhler: Life of Hemachandra (Singhi Series. No. 11) P. 11. ડો. બુલ્હરની ચર્ચા પણ વિચારણીય છે.

પાદને છેડે ચૌલુક્યવંશના રાજાઓની પાંત્રીસ શ્લોકમાં તેમણે પ્રશસ્તિ રચી અને દરેક પાદને છેડે એક શ્લોક અને છેલ્લા પાદને છેડે ચાર શ્લોક મૂક્યા. આમ આઠ અધ્યાય અને દરેક અધ્યાયના ચાર પાદ, એટલે કુલ બત્રીશ પાદમાંના પ્રત્યેકને છેડે એક અને તદ્દન છેવટના પાદને છેડે ચાર શ્લોક એમ પાંત્રીસ શ્લોક યોજાઈ ગયા.[12] ત્યારપછી 'ત્રણ વર્ષ' વિદ્વાનો અને રાજપુરોહિતોએ તેનું અધ્યયન કર્યું. બિલકુલ પ્રમાદ વિનાનું માલમ પડતાં, રાજાએ ત્રણસેં લહિઆઓ રોકી તે વ્યાકરણની નકલો કરાવી અને દરેક દર્શનના વિદ્વાનને તે વહેંચી અને આર્યાવર્તના દરેક દેશમાં તેની નકલ મોકલાવી.[13] એક વર્ષ સોમનાથયાત્રાનું, ત્રણ વર્ષ તેના અવલોકનનાં અને એક વર્ષ લખાવવા મોકલાવવાનું, એમ ગણતરી કરીએ તો હેમાચાર્યને એકાદ વર્ષ જ વ્યાકરણની રચના માટે મળે છે. એમ લાગે છે કે સૂત્રો અને લઘુવૃત્તિ–એટલું તેમણે એક વર્ષમાં રચ્યું હશે. આમ વિ. સં. ૧૧૯૪ને અંતે કે, વિ. સં. ૧૧૯૫ ના આરંભમાં આ ગ્રંથ શ્રીહેમાચાર્યે પૂરો કર્યો હોય એ જ શક્ય છે. મેરુતુંગનું કથન,–એક વર્ષમાં વ્યાકરણનું સર્જન થયું–એટલે દરજ્જે ખરું છે. પણ તેની બૃહદ્વૃત્તિ અને બીજાં અંગોનું સર્જન તેમણે

---

૧૨. પ્ર. ચ. પાન ૩૦૨. શ્લોક ૧૦૧–૧૦૨ :

मूलराजप्रभृतिभी राजपूर्वजभूभृताम्
वर्णवर्णनसंबद्धं पादांते श्लोकमेककम् ॥
तच्चतुष्कं च सर्वांते श्लोकैस्त्रिंशद्भिरद्भुतम्
पंचाग्रकैः प्रशस्तिश्च विहिता विहितैस्तदा ॥

૧૩. પ્ર. ચ. પાન ૩૦૨. શ્લોક ૧૦૩–૧૧૦.

પછીથી કર્યું હશે. આ અંગો વગેરેનું શ્લોકપ્રમાણ ગણીએ તો લાખેક શ્લોક જેટલું થવા જાય. આ દષ્ટિએ સમગ્ર વ્યાકરણના શ્લોક પ્રમાણની બાબતમાં મેરુતુંગ બહુ અંશે ખોટો નથી.

હેમચંદ્રના વ્યાકરણગ્રંથનું આખું નામ સિદ્ધહેમચંદ્રાનુશાસન છે. આખા ગ્રંથમાં આઠ અધ્યાય છે. છેલ્લો આઠમો અધ્યાય પ્રાકૃત અને અપભ્રંશની ચર્ચા કરે છે.[૧૪] કુલ સૂત્રોની સંખ્યા ૪૬૮૫ છે. પ્રાકૃતવ્યાકરણને લગતાં સૂત્રો બાદ કરીએ તો સંસ્કૃતવ્યાકરણનાં ૩૫૬૬ સૂત્રો ગણી શકાય.

વ્યાકરણની સમસ્ત યોજના નીચે પ્રમાણે છે:—

૧૪. S. K. Belvalkar : Systems of Sanskrit Grammar : P. 73–81. §56–§62. The Hemachandra School. પાન ૭૫ ઉપર લખે છે. "Regarding Hemchandra's grammar (the full title of which is सिद्धहेमचन्द्राभिध-स्वोपज्ञशब्दानुशासन)...આના ઉપર પાદ–નોંધ લખતાં તે જણાવે છે: A certain commentator explains the first part of the title thus— सिद्धराजेन कारितत्वात् सिद्धम् । हेमचन्द्रेण कृतत्वात् हेमचन्द्रम् ।

જુઓ પ્ર. ચ. પાન ૨૯૩ શ્લો. ૨૫૦.

श्रीसिद्धहेमचन्द्राभिधानशब्दानुशासने
सूत्रधारः प्रभुः श्रीमान् हेमचन्द्रप्रभुर्जगौ ॥

| અધ્યાય અને સૂત્ર-સંખ્યા | પાદ | પાદ-સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| ૧. સૂત્ર : ૨૪૧. | ૧. | સૂત્ર : ૪૨ | સંજ્ઞાપ્રકરણ. |
| | ૨. | સૂત્ર : ૪૧ | સંધિપ્રકરણ (સ્વરસંધિ) |
| | ૩. | સૂત્ર : ૬૫ | સંધિપ્રકરણ (વ્યંજનસંધિ) |
| | ૪. | સૂત્ર : ૯૩ | સ્યાદિ પ્રકરણ: (નામનાં વિભક્તિનાં રૂપોની નિષ્પત્તિ) |
| ૨. સૂત્ર : ૪૬૦. | ૧. | સૂત્ર : ૧૧૮ | સ્યાદિ પ્રકરણ (ચાલુ) (નામનાં વિભક્તિનાં રૂપની ચર્ચા) |
| | ૨. | સૂત્ર : ૧૨૪ | કારકપ્રકરણ [વિભક્તિનો ક્યાં અને કયા અર્થમાં પ્રયોગ થાય તેની ચર્ચા] |
| | ૩. | સૂત્ર : ૧૦૫ | ષત્વણત્વ પ્રકરણ=શબ્દની અંદરના સ, ન, ર, ૫ અને ડ ના ફેરફારોની ચર્ચા. દા. ત, पुरः+कृत्य=पुरस्कृत्य; हरि+सेनः=हरिषेणः; परिघ=पलिघः ઈત્યાદિ. जपा=जवा, ऋफिडः=ऋफिलः |
| | ૪. | સૂત્ર : ૧૧૩ | સ્ત્રીપ્રત્યયપ્રકરણ (Feminine Bases) |
| ૩. સૂત્ર : ૫૨૧. | ૧ | સૂત્ર : ૧૬૩ | સમાસ પ્રકરણ= (સમાસના સામાન્ય નિયમો) |
| | ૨. | સૂત્ર : ૧૫૬ | સમાસપ્રકરણ– (સમાસને અંગે થતા ખાસ ફેરફારના નિયમો) |
| | ૩. | સૂત્ર : ૧૦૮ | આખ્યાતપ્રકરણ [વર્તમાન : હ્યસ્તનભૂત : |

| અધ્યાય અને સૂત્ર-સંખ્યા | પાદ | પાદ સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| | | | આજ્ઞાર્થ : વગેરે દસ કાળના પ્રત્યયો : કર્મણિ પ્રયોગ અને ભાવપ્રયોગ, : આત્મનેપદ પરસ્મૈપદ અને ઉભયપદનો અધિકાર ઇત્યાદિ ] |
| | ૪. | સૂત્ર : ૯૪ | આખ્યાતપ્રકરણ : (ચાલુ) [ધાતુઓનાં રૂપાખ્યાનોની વિ-શિષ્ટતાઓ. પ્રેરકરૂપ, સન્નન્ત-રૂપ, યઙન્તરૂપ, નામધાતુ, વિકરણ પ્રત્યય વગેરે] |
| ૪. સૂત્ર : ૪૮૧. | ૧. | સૂત્ર : ૧૨૧ | આખ્યાતપ્રકરણ : (ચાલુ) [ક્રિયાપદની સાધનિકા : દ્વિર્ભા-વ, લોપ વગેરેની ચર્ચા ] |
| | ૨. | સૂત્ર : ૧૨૩ | આખ્યાતપ્રકરણ (ચાલુ) [ક્રિયાપદની સાધનિકા: ધાતુના આદેશો, ધાતુના ફેરફારો વગેરે] |
| | ૩. | સૂત્ર : ૧૧૫ | આખ્યાતપ્રકરણ: (ચાલુ) [ગુણવૃદ્ધિનિષેધ વગેરેની ચર્ચા] |
| | ૪. | સૂત્ર : ૧૨૨ | આખ્યાતપ્રકરણ (ચાલુ) [સેટ્–અનિટ્–વેટ્ વગેરે ધા-તુના ભેદોની ચર્ચા] |
| ૫. સૂત્ર : ૪૯૮. | ૧. | સૂત્ર : ૧૭૪ | કૃદંત પ્રકરણ: [કૃત્પ્રત્યયની ચર્ચા વિસ્તૃત અને જટિલ છે: કર્તરિ અને કર્મણિ ભૂતકૃદંત તથા ધાતુ-દ્વારા નિષ્પન્ન થતાં કુમ્ભ- |

| અધ્યાય અને સૂત્ર-સંખ્યા | પાદ | પાદ સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| | | | कार, वाचयम વગેરે નામોની [નિષ્પત્તિ વગેરેની ચર્ચા] |
| | ૨. | સૂત્ર : ૯૩ | કૃદંત પ્રકરણ: [કાળના પ્રત્યયોની ચર્ચા; કૃદંતના પ્રયોગો; ધાતુ ઉપરથી गत्वर, पवित्र, नेत्र, लवित्र વગેરે વિશેષણો અને નામો બનાવવાની પ્રક્રિયા, વગેરે : આ ચર્ચા આ પાદમાં પૂરી થાય એવી ન હોવાથી: उणादयः :( ૫–૨–૯૩) सदर्थाद्धातोरुणादयो बहुल स्युः આ ઉપરની વિસ્તૃત ચર્ચા ઉણાદિ સૂત્રોમાં : કાળના પ્રયોગોની ચર્ચા : ख्याते दृश्ये ॥ ૫–૨–૮ ની લઘુ-વૃત્તિમાં अरुणत् सिद्धराजोऽन्वतीम् । એ દૃષ્ટાંત હ્યસ્તન ભૂતકાળનો ઉપયોગ બતાવે છે; અને સમકાલીન ઇતિહાસનું દૃષ્ટાંત હોઈ, આ વ્યાકરણ ધારાના ધ્વંસ પછી હેમાચાર્યે લખેલું એ સિદ્ધ કરે છે. |
| | ૩. | સૂત્ર : ૧૪૧ | ધાતુનાં કાળનાં રૂપ બદલે કૃદંતનાં રૂપોનો પ્રયોગ : અને બીજાં કૃદંતોની ચર્ચા. |
| | ૪. | સૂત્ર : ૯૦ | કૃદંત ચર્ચા. |

| અધ્યાય અને સૂત્ર સંખ્યા | પાદ | પાદ સૂત્ર સંખ્યા | વિષય |
|---|---|---|---|
| ૬. સૂત્ર : ૬૯૨. | ૧. | સૂત્ર : ૧૪૩ | તદ્ધિત પ્રકરણ त्वदीयम् भवदीयम् વગેરે રૂપોની નિષ્પત્તિ |
| | ૨. | સૂત્ર : ૧૪૫ | ,, |
| | ૩. | સૂત્ર : ૨૧૯ | ,, |
| | ૪. | સૂત્ર : ૧૮૫ | ,, |
| ૭–સૂત્ર : ૬૭૩. | ૧. | સૂત્ર : ૧૯૭ | તદ્ધિત પ્રકરણ |
| | | | ,, |
| | ૨. | સૂત્ર : ૧૭૨ | |
| | ૩. | સૂત્ર : ૧૮૨ | તદ્ધિતની ચર્ચા : સમાસાન્તે થતા ફેરફારની ચર્ચા. |
| | ૪. | સૂત્ર : ૧૨૨ | તદ્ધિતમાં થતી વૃદ્ધિનું પ્રકરણ દા. ત. द्वार दौवारिक; પ્લુ-પ્તની ચર્ચા તથા પરિભાષાનાં ચાર પાંચ સૂત્રો. |

ઉપર પ્રમાણે હેમચંદ્રના વ્યાકરણમાં વિષયગૂંથણી છે. એક રીતે જોવા જતાં અભ્યાસની સુગમતાની દૃષ્ટિએ પાણિનિનાં સૂત્રોની યોજના કરતાં હેમચંદ્રાચાર્યનાં સૂત્રોની યોજના વિશિષ્ટ અને સરળ છે.[૧૫] એક જ દૃષ્ટાંત બસ થશે: પાણિનિના નામપ્રકરણને લગતાં કેટલાંક સૂત્રો છઠ્ઠા અધ્યાયમાં છે; કેટલાંક બીજા અધ્યાયમાં

૧૫. પુરાતત્ત્વ : પુ. ૪. અ. ૧–૨. પા. ૭૫. પં. બેચરદાસનો લેખ 'ગુજરાતનું પ્રધાન વ્યાકરણ' એ લેખમાં ભટ્ટોજી દીક્ષિતની સિદ્ધાંતકૌમુદી અને હેમચંદ્રાચાર્યનું વ્યાકરણ–એ બન્નેયના વિષય-ક્રમની ચર્ચા સંક્ષેપમાં કરવામાં આવી છે. પાણિનિના વિષયક્રમની યોજના સરળ નથી તે પણ ત્યાં બતાવવામાં આવ્યું છે.

છે અને કેટલાંક સાતમા અધ્યાયમાં છે. આ ક્રમ અપ્રવિષ્ટ વાચકને ગૂંચવી નાખે તેવો છે. જ્યારે હેમચંદ્રાચાર્યના વ્યાકરણનો ક્રમ એક રીતે વિશિષ્ટ પ્રકારનો છે. વળી વ્યાકરણનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળા માટે એ ક્રમ સુગમ અને સુબોધ છે.

વળી પાણિનિના વ્યાકરણની સંજ્ઞાઓ કિલષ્ટ છે. પાણિનિની આ કિલષ્ટ પરિભાષા સૂત્રના લાઘવને સિદ્ધ કરવા હોવી જોઈએ—પરંતુ તેથી ગ્રંથ વિદ્યાર્થીઓને ઘણો દુર્ગમ બની જાય એ સંભવિત છે. દા. ત. (પા.) अच् = (હે.) स्वरः ; (પા.) हल् = (હે.) व्यञ्जनम् ; (પા.) स्वर् = (હે.) अघोषः ઇત્યાદિ. હેમચંદ્રની સરળ પરિભાષા વિદ્યાર્થીને માટે વ્યાકરણનો સામાન્યતઃ શુષ્ક વિષય પણ સરળ બનાવી દે છે.

હેમચંદ્રાચાર્યના ગ્રંથો વિશેષતઃ અભ્યાસક્રમના દૃષ્ટિબિંદુથી લખાયા છે. વિદ્યાવાંછુને વસ્તુ સરળ રીતે મૂકી આપવું એ તેમનો મુખ્ય હેતુ છે.[૧૬] આ દૃષ્ટિએ એમણે પૂર્વાચાર્યોનો શબ્દશઃ ઉપયોગ કર્યો છે; તેમાંય શાકટાયનના વ્યાકરણનો ઉપયોગ વિપુલ પ્રમાણમાં કર્યો છે. દા. ત. (શા.) क्रियार्थो धातुः । = (હે.) क्रियार्थो धातुः (સિ. હે. ૩. ૩. ૩.); (શા.) प्रादिर्नाप्रत्यये = (હે.) न प्रादिरप्रत्ययः (સિ. હે. ૩. ૩. ૪.); (શા.) गत्यर्थवदोऽच्छः = (હે.) गत्यर्थवदोऽच्छः (સિ. હે. ૩. ૧. ૮.) વગેરે. શાકટાયન અને હેમચંદ્રનાં સૂત્રોનું વિપુલ સામ્ય પં. બેચરદાસે એક સ્થળે વિસ્તૃત રીતે બતાવ્યું છે.[૧૭]

---

૧૬. પં. બેચરદાસનો ઉપરનો લેખ પા. ૭૮. હિમાંશુવિજય સિદ્ધહેમવ્યાકરણની પ્રસ્તાવના. પાન ૧૧.

૧૭. પં. બેચરદાસનો ઉપરનો લેખ પા. ૭૮.

જ્યાં સુધી પૂર્વાચાર્યોનાં સૂત્રોથી કામ સર્યું ત્યાં સુધી હેમચંદ્રાચાર્યે તે સૂત્રોને કાયમ રાખ્યાં છે; પરંતુ ત્રુટી જણાતાં તે સૂત્રોને સર્વગ્રાહી બનાવવા તેમણે યત્ન કર્યો છે.[૧૮] દા. ત. (પાણિનીય સૂત્ર) पारे मध्ये षष्ठ्या वा ।: (જૈનેન્દ્રસૂત્ર) पारे मध्ये षष्ठ्या वा ।: (શાકટાયન) पारे मध्येऽन्तः षष्ठ्या वा ।: (હેમચંદ્ર) पारे मध्येऽग्रेऽन्तःषष्ठ्या वा ।:—(પા.) दिवसश्च पृथिव्याम् ।: (જૈ.) दिवश्चः (હે.) दिवसृदिवः पृथिव्या वा ।: (પા.) अलंकृञ्......; (જૈ.) अलकृञ्...।: (હે.) आजिअलंकृग्...।. ઇત્યાદિ.

પ્રો. પાઠકના અભિપ્રાયે શાકટાયન એ શ્વેતાંબર વૈયાકરણ હતો; કારણકે દિગંબરો આગમગ્રંથોને માનતા નથી; જ્યારે શાકટાયન પોતાનાં દૃષ્ટાંતોમાં 'આવશ્યક સૂત્ર' અને 'નિર્યુક્તિ'નું અધ્યયન કરવું—એમ જણાવે છે. અને તેમના અભિપ્રાયે 'ગણરત્નમહોદધિ'ના કર્તા શ્રી વર્ધમાનસૂરિના અભિપ્રાયે પણ શાકટાયન શ્વેતાંબર જૈન છે.[૧૯] તે અભિપ્રાય પણ બરોબર

૧૮. હિમાંશુવિજય : સિ. હે. વ્યા. ની પ્રસ્તાવના પા. ૧૧.

૧૯. Indian Antiquary : October : 1914 : Vol. XLIII. P. 208. Prof. Pathak: "Jain S'akatayana, contemporary with Amoghvars'a I."

"Vardhamana also assures us that this S'akatayana was not a Digambara but a S'wetambera writer :

शालातुरीयशकटाङ्गजचन्द्रगोमी-

दिग्वस्त्रभर्तृहरिवामनभोजमुख्याः ।

Vardhamana tells us that he restricts the term दिग्वस्त्र to Devenandin the Author of the Jainendra–

નથી. તે યાપનીયસંપ્રદાયી દિગંબર હતો—એ સિદ્ધ કરે એવા પુરાવાઓ મળી આવે છે. આ સંપ્રદાય આગમગ્રંથોને અને નિર્યુક્તિ વગેરેને માને છે.[20] શાકટાયનનાં સૂત્રો ઉપરની અમોઘવૃત્તિમાંથી હેમચંદ્રે શબ્દશઃ સ્વોપજ્ઞ બૃહદ્‌વૃત્તિમાં ઉતારાઓ લીધા છે:

न नृपूजार्थध्वजचित्रे । ( શાકટા, ૩. ૩. ૩૪. )

( અમોઘવૃત્તિ ) नरि मनुष्ये पूजार्थे ध्वजे चित्रे चित्रकर्मणि चाभिधेये कः प्रत्ययो न भवति । तत्र सोऽयमित्येवाभिसंबंधः । सज्ञाप्रतिकृत्योरिति यथासंभव प्राप्तिः । नरि । चचासदृशः चचा-मनुष्यः । वर्ध्रिका । खरकुटी दासी । पूजार्थे अर्हन् शिवः । स्कदः । पूजार्थाः प्रतिकृतयः । ध्वजे गरुडः । सिंहः । तालो ध्वजः । चित्र-कर्मणि । दुर्योधनः । भीमसेनः ॥[21]

न नृपूजार्थध्वजचित्रे । ( સિ. હે. ૭. ૧. ૧૦૯. )

( બૃહદ્‌વૃત્તિ ) नरि मनुष्ये पूजार्थे ध्वजे चित्रे च चित्रकर्मणि अभिधेये कः प्रत्ययो न भवति । तत्र सोऽयमित्येवाभिसंबधः । संज्ञा-

---

Vyakarana. From this we are to infer that the other Jain Grammarian शकटाङ्गज–S'akatayana mentioned in the above verse was a S'wetembara.

ભદ્રેશ્વરસૂરિ અને વર્ધમાનનાં વ્યાકરણનો પરિચય પ. બેચરદાસે પોતાના ઉપરના લેખ. પા. ૮૧–૮૨. ઉપર આપ્યો છે.

૨૦. જુઓ : નન્દીસૂત્ર : પત્ર ૧૬૦ ( ૧ ) : ( આગમોદ્ધાર સમિતિ આવૃત્તિ ) : शकटायनोऽपि यापनीययतिग्रामाग्रणीः स्वोपज्ञ-शब्दानुशासनवृत्तावादौ भगवतः स्तुतिमेवमाह ।

૨૧. Ind. Ant. XLIII. P. 209. Prof. Pathak's Art. referred to above.

प्रतिकृत्योरिति यथासंभवं प्राप्ते प्रतिषेधोऽयम् । नृ चञ्चा तृणमयः पुरुषः । यः क्षेत्ररक्षणाय क्रियते । चञ्चातुल्यपुरुषः चञ्चा । एवं वध्रिका । खरकुटी । पूजार्थे अर्हन् । शिवः स्कन्दः । पूजार्थाः प्रतिकृतय उच्यन्ते । ध्वजे गरूडः सिंहः तालो ध्वजः । चित्रे दुर्योधनः भीमसेनः ॥

ઉપરના જેવા અન્ય ઉતારાઓ અનેક આપી શકાય એમ છે. પ્રો. પાઠક કેટલાક ઉતારાઓ ટાંકી કહે છે : "These passages show that Hemchandra copies the Amoghavritti to such an extent that no claims to originaiity can be put forward on his behalf."[૨૨] પરંતુ, પ્રો. પાઠકના અભિપ્રાયના જવાબમાં, હેમચંદ્રનું કેળવણીવિષયક દૃષ્ટિબિંદુ રજુ કરી શકીએ. મૌલિકતા કરતાંય વિષયને સરળ કરવો એ હેમચંદ્રનો પ્રધાન-હેતુ હતો.[૨૩] અને તે હેતુ તેમના વ્યાકરણથી સિદ્ધ થયો છે તે સહજ માલમ પડી આવશે.

હેમચંદ્રાચાર્યની વ્યાકરણ લઘુવૃત્તિ પૂર્વે કહ્યા પ્રમાણે વ્યાકરણસૂત્રની રચના સમયે જ રચી હશે. ત્યારપછી બૃહદ્‌વૃત્તિની તેમણે રચના કરી હોય એ સંભવિત છે. બૃહદ્‌વૃત્તિ સાત

૨૨. Ind. Ant. XLIII. P. 209. Prof. Pathak's Art.

૨૩. સરખાવો હેમચંદ્રના સિ. હે. ના આઠમા અધ્યાય ચોથા પાદના અંતનો પ્રશસ્તિનો શ્લોક :

तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त
शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥

અધ્યાય ઉપર પ્રાપ્ત થાય છે. આઠમા અધ્યાય ઉપરની બૃહદ્-વૃત્તિ અદ્યાવધિ પ્રાપ્ત થઈ નથી. હેમચંદ્રાચાર્યે વ્યાકરણ ઉપર પતંજલિના મહાભાષ્યની સ્પર્ધામાં બૃહન્ન્યાસની રચના કરી હતી. બૃહન્ન્યાસના આરંભમાં પતંજલિનું અત્યંત માનપૂર્વક તે સ્મરણ કરે છે.[૨૪] આખો બૃહન્ન્યાસ ઉપલબ્ધ નથી. ભંડારોમાં તેનો શરુઆતનો કેટલોક ભાગ મળે છે. બૃહન્ન્યાસના એ થોડા ભાગમાંથી અને બૃહદ્વૃત્તિમાંથી કેટલાક ઉલ્લેખો એકત્રિત કરી પં. બેચરદાસે આપેલા છે.[૨૫] બૃહદ્વૃત્તિ અધ્યાય ૨. પૃ. ૩૯ ઉપરથી 'सरस्वतीकण्ठाभरणे' માં ભોજ વ્યાકરણનો[૨૬] ઉલ્લેખ

૨૪. બૃહન્યાસ પૃ. ૧.

श्रीमन्तमजित देवं श्रीमत्पार्श्वजिनोत्तमम्

शेषं निःशेषकर्तारं स्मृत्वा टीका प्रतन्यते ॥

'શેષ' એજ 'પતજલિ' બૃહન્યાસ પા. ૮, પા. ૪૨ ઉપર પણ પતજલિનો માનપૂર્વક ઉલ્લેખ છે.

૨૫. પ. બેચરદાસનો લેખ. પાન ૬૭–૬૯. સિદ્ધહેમચદ્રની બૃહદ્વૃત્તિ અને ઉદયપ્રભના ઉપદેશથી કનકપ્રભે રચેલ 'ન્યાસસાર સમુદ્ધાર' મનસુખભાઇ ભગુભાઇ તરફથી પત્રાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. બૃહદ્વૃત્તિના આરંભનો શ્લોક નીચે પ્રમાણે છે :

प्रणम्य परमात्मानं श्रेयः शब्दानुशासनम् ।

आचार्यहेमचन्द्रेण स्मृत्वा किंचित् प्रकाश्यते ॥

હેમચન્દ્રના બૃહન્યાસનો કેટલાએક ભાગ પ. ભગવાનદાસે અમ- વાદથી પ્રસિદ્ધ કર્યો છે. આ ગ્રથ પૂરો ભડારોમાંથી ઉપલબ્ધ થયો નથી.

૨૬. સિદ્ધહેમની બૃહદ્વૃત્તિ. અ. ૨. પૃ. ૩૯ : सरस्वतीकण्ठा-भरणे कर्म्मादिकारककाणि इन्द्रचान्द्राभ्यां .करणप्राधान्यं श्रुतपालेन

ધ્યાન ખેંચે તેવો છે. હેમચંદ્રના વ્યાકરણ ઉપર તેમના શિષ્ય રામચંદ્રે લઘુન્યાસનું સર્જન કર્યું હતું.[૨૭]

આ પ્રમાણે સૂત્ર, સ્વોપજ્ઞ લઘુવૃત્તિ—બૃહદ્‌વૃત્તિ—અને બૃહન્ન્યાસ સહિત વ્યાકરણની રચના શ્રી હેમચંદ્રાચાર્યે કરી. મેરુતુંગના અભિપ્રાયે ૧૨૫૦૦૦ શ્લોકપૂરનું આખુંય સિદ્ધહેમ બન્યું. આ વિષયમાં શ્રી. જિનવિજયજીના શબ્દો ટાંકવા યોગ્ય થઈ પડશે. "ડૉ. બુહ્‌લરનો હેમચંદ્રના વ્યાકરણના શ્લોકપ્રમાણનો અડસટ્ટો ભ્રાન્તિપૂર્ણ છે. તે જણાવે છે—'મેરુતુંગ આપણને

कलापके चापादानस्य प्राधान्य शकटाभिप्रायेण स्वमते च कर्तुः प्राधान्यम् । દંડનાથ નારાયણ ભટ્ટની વૃત્તિ સહિત શ્રી. ભોજરાજની સરસ્વતી કંઠાભરણ નામે કૃતિ Trivendrum Sanskrit Series No. CXVII· Part I; CXXVII Part II; CXL Part III મા પ્રસિદ્ધ થયા છે. આ ગ્રંથમાં સાત અધ્યાય છે. પાણિનિની અષ્ટાધ્યાયી માફક કે સિદ્ધહેમચન્દ્રના આઠ અધ્યાયની માફક આના પૂરા આઠ અધ્યાય નથી. સંભવ છે કે લુપ્ત થઇ ગયેલો આઠમો અધ્યાય પ્રાકૃતભાષાની ચર્ચા કરતો હોય. શ્રી ભોજ પ્રાકૃત અને અપભ્રંશનો પક્ષપાતી હતો તે તેના અલંકારગ્રંથ–સરસ્વતીકંઠાભરણ ઉપરથી માલમ પડી આવે છે. આ ભોજવ્યાકરણના સંપાદક નોંધ કરે છે: "With an aim to dictate the Grammatical principles for all words in seven chapters this work adopts Sutras to serve the purpose of Vartika and Ganapatha and thus avoids an eighth chapter unlike the work of Panini.

૨૭. પં. બેચરદાસનો લેખ. પા. ૮૦.

૨૮. Buhler's Life of Hemachandra ( Singhi Series XXI )ની શ્રી. જિનવિજયજીની અંગ્રેજી પ્રસ્તાવના.

માનવા પ્રેરે છે તે પ્રમાણે વ્યાકરણનું શ્લોકપ્રમાણ, ખરેખર જ ૧૨૫૦૦૦ શ્લોકનું નથી. પરંતુ ટીકાઓ, પરિશિષ્ટો અને વળી પરિશિષ્ટોની ટીકાઓ એ બધાંયનું સમગ્ર શ્લોકપ્રમાણ કાઢીએ તો ૨૦૦૦૦ થી ૩૦૦૦૦ શ્લોકપ્રમાણ થવા જાય છે.' [ Buhler's Life of Hemachandra P. 18 ] સિદ્ધ-હેમના ૧૨૫૦૦૦ શ્લોકપ્રમાણના મેરુતુંગના અભિપ્રાયના ટેકામાં આપણી પાસે પૂરતો પૂરાવો છે પતંજલિના મહાભાષ્યના જેવો બૃહન્યાસ તેમણે રચ્યો છે. કેટલાક બીજા ઉલ્લેખો ઉપરથી આપણને માલમ પડે છે કે આ ન્યાસ એકલામાં જ ૮૦૦૦૦ થી ૮૪૦૦૦ શ્લોકપૂર લખાણ હતું. દુર્ભાગ્યે, ન્યાસનો મોટો ભાગ ખોવાઈ ગયો છે. એના કેટલાક ખંડો જૂના જૈનભંડા-રોમાં માલમ પડે છે. આ ખંડોની જ શ્લોકસંખ્યા ૨૦૦૦૦ થી ૨૫૦૦૦ થવા જાય છે. સૂત્રપાઠ, લઘુટીકા, બૃહટ્ટીકા, ધાતુપાઠ, ઊણાદિપાઠ, લિંગાનુશાસન–વગેરે વ્યાકરણનાં અંગો મોટે ભાગે છપાઈ ગયાં છે. તે બધાંની શ્લોક સંખ્યા કોઈ રીતે ય ૫૦૦૦૦ થી ઓછી નથી."

લઘુવૃત્તિસહિત વ્યાકરણસૂત્રો બરોબર તૈયાર થયાં ત્યાર પછી કક્કલ નામે કાયસ્થ વિદ્વાનને તેના અધ્યાપનનું કાર્ય સોંપવામાં આવ્યું હતું. જ્ઞાનપંચમીને દિવસે આ કક્કલ પોતાની મુશ્કેલીઓ હેમચંદ્રાચાર્યને પૂછી લેતો. આ રીતે હેમચંદ્રાચાર્યના વ્યાકરણનો પ્રચાર થયો. અધ્યાપક કક્કલ પણ મોટો વિદ્વાન હતો. એક ગ્રંથપ્રશસ્તિમાં તેને 'ષટ્તર્કકર્કશમતિ', 'કવિચક્રવર્તી' 'શબ્દાનુશાસનમહામ્બુધિપારદૃષ્ટા'[૨૯] કહેવામાં

૨૯. Buhler's Life of Hemachandra ( Singhi Series. II. ) P. II. Note 37 :

આવ્યો છે. હેમાચાર્યના વ્યાકરણ ઉપર પણ, કહેવાય છે કે, તેણે એક પ્રકરણ લખ્યું છે.[30]

હેમચંદ્રાચાર્યના તેજસ્વી વ્યાકરણગ્રંથે, વર્ધમાનસૂરિ અને બુદ્ધિસાગરસૂરિના ગ્રંથોને પશ્ચાત કરી દીધા.[31] હેમવ્યાકરણ ઉપર અનેક ટીકાઓ અને ગ્રંથો લખાયા છે. તે ગ્રંથોની સૂચિ પં. બેચરદાસે તેમના લેખમાં આપી છે.[32]

---

षट्तर्ककर्कशमतिः कविचक्रवर्ती
शब्दानुशासनमहाम्बुधिपारदृष्टा ।
शिष्याम्बुजप्रकरजृम्भनचित्रभानुः
कक्कल एव सुकृती जयति स्थिरायाम् ॥

इति पण्डितपुण्डरीकेन श्रीकक्कलोपदेशेन तत्त्वप्रकाशिका वृत्तिः श्रीदेवसूरिपादपद्मोपजीविना गुणचन्द्रेण स्वपरोपकारार्थं श्रीहेमचन्द्राभिप्रायेण प्राणायि ।

'કક્કલ'નો ઉલ્લેખ પ્ર. ચ. પાન ૩૦૩ શ્લો. ૧૧૨–૧૧૩

काकलो नाम कायस्थः कुलकल्याणशेखरः
अष्टव्याकरणाध्येता प्रज्ञाविजितभोगिराट् ।
प्रभुस्त दृष्टमात्रेण ज्ञाततत्त्वार्थमस्य च
शास्त्रस्य ज्ञापकं चाशु विदधेऽध्यापक तदा ॥

૩૦. પ. બેચરદાસનો લેખ : પા. ૮૩. હૈમ લઘુવૃત્તિ કાકલ (કક્કલ) કાયસ્થ (હેમચંદ્રનો સમસમયી) એમ નોંધ છે.

૩૧. પં. બેચરદાસનો લેખ : પા. ૮૩–૮૪.

૩૨. પ. બેચરદાસનો લેખ : પા. ૮૦–૮૧ : S. K. Belvalkar : Eight Systems of Sanskrit Grammars in Hemchandra School ઉપરના વિવેચનમાં પણ હેમચન્દ્રના વ્યાકરણ ઉપર લખાયેલા ગ્રન્થોની સૂચિ આપી છે.

સિદ્ધહૈમચંદ્રની લોકપ્રિયતા, પાછળથી વિદ્વાનોમાં તેનો આદર, પછીના ઇતિહાસની ચર્ચા તથા હેમચંદ્રાચાર્યના વ્યાકરણસંપ્રદાયનાં વહેણો વગેરે ડૉ. બેલ્વલકરે તેમના ગ્રન્થમાં નિરૂપ્યાં છે.[33] અહીં તેની પુનરુક્તિ અનાવશ્યક છે. અત્યારે પણ સિદ્ધહૈમશબ્દાનુશાસન જૈન વિદ્વાનોમાં તો ઘણું જ લોકપ્રિય છે અને તેની સરળતા ભવિષ્યમાં પણ તેનું અનોખું સ્થાન સાચવી રાખશે.

---

૩૩. S. K. Belvalkar : Systems of Sanskrit Grammar : P. 81–86.

२

# સિદ્ધહેમશબ્દાનુશાસનનાં અંગો:

श्रीहेमसूरयोऽप्यत्रालोक्य व्याकरणव्रजम् ।
शास्त्रं चक्रुर्नवं श्रीमत्सिद्धहेमाख्यमद्भुतम् ॥
द्वात्रिंशत्पादसंपूर्णमष्टाध्यायमुणादिमत् ।
धातुपारायणोपेतं रङ्गल्लिङ्गानुशासनम् ॥
सूत्रसद्वृत्तिमन्नाममालानेकार्थसुन्दरम् ॥
मौलिं लक्षणशास्त्रेषु विश्वविद्वद्भिरादृतम् ॥

—प्रभावकचरित[१]

"વ્યાકરણોના સમૂહને શ્રીહેમસૂરિએ અવલોકી શ્રીસિદ્ધહેમ નામે અદ્ભુત અને નવું શાસ્ત્ર રચ્યું. બત્રીસ પાદ અને આઠ અધ્યાયથી પૂર્ણ, ઉણાદિસૂત્ર સહિત, ધાતુપારાયણથી યુક્ત, લિંગાનુશાસનથી મંડિત, સૂત્ર અને ઉત્તમવૃત્તિઓથી શોભતું અને નામમાલા તથા અનેકાર્થકોષોથી સુંદર—તે વ્યાકરણ વ્યાકરણશાસ્ત્રોના મુકુટ સમું અને બધાય વિદ્વાનોના આદરને પાત્ર બન્યું."

---

૧. પ્ર. ચ. શ્રીહેમચંદ્રસૂરિ પ્રબંધ: પાન ૩૦૨: શ્લોક ૯૬–૯૮.

શ્રી પ્રભાચન્દ્રસૂરિ પ્રભાવકચરિતમાં વ્યાકરણનાં અંગોના વિસ્તારને ઉપર નોંધેલા શ્લોકમાં ગણાવે છે. તે શ્લોકોમાં પાંચ અંગોની ગણતરી સ્પષ્ટતાથી કરવામાં આવી નથી. પરંતુ વ્યાકરણનાં પાંચ અંગોની તેમણે કરેલી રચનાનો ઉલ્લેખ આગળ એક શ્લોકમાં તે જ લેખકે કરેલો છે.[૨] વ્યાકરણનાં પાંચ અંગો પરંપરામાન્ય છે.

સિદ્ધહેમની વિશિષ્ટતા એ છે કે તેનાં પાંચેય અંગો હેમાચાર્યે પોતે જ લખ્યાં છે; જ્યારે અન્ય વૈયાકરણોએ વ્યાકરણસૂત્રો અને બહુ તો તેના ઉપર વૃત્તિની રચના કરી છે; અને તેનાં અંગોની રચના બીજા લેખકોએ કરી છે.

વ્યાકરણનાં પાંચ અંગો તે : (૧) સૂત્રપાઠ; (૨) ઉણાદિ-ગણસૂત્ર; (૩) લિંગાનુશાસન; (૪) ધાતુપારાયણ; અને (૫) ગણપાઠ.

## ૧. ઉણાદિગણસૂત્ર

સૂત્રપાઠની ચર્ચા તો પહેલી કંડિકામાં થઈ ગઈ છે. એટલે ઉણાદિ વગેરે બીજાં ચાર અંગોની ચર્ચા અહીં પ્રસ્તુત છે: સિ. હે. ૫. ૨. ૯૩. उणादयः। સૂત્ર ઉપર વૃત્તિમાં: सदर्थाद्धातोरुणादयो बहुल स्युः। આ 'ઉણાદિ' પ્રત્યયોની બહુલતાને પહોંચી વળવા માટે ૧૦૦૬ સૂત્રોની રચના હેમચંદ્રાચાર્યે કરેલી છે. 'ઉણાદિ' એટલે उण् વગેરે પ્રત્યયો. 'ઉણાદિ' સૂત્રોમાં પ્રથમ उण् પ્રત્યયથી સૂત્રારંભ થાય છે: कृ–वा–पा–जि–स्वदि–साध्य–शौ–दृ–स्ना–सनि

૨. પ્ર. ચ. શ્રીહેમચંદ્રસૂરિ પ્રબંધ' પાન ૩૪૯ : શ્લોક. ૮૩૨.

–जानि–रह्–इण्भ्य उण् । દા. ત. कृ+उण् = कारुः = ' कारुर्नापितादिः ': वा + उण् = वायुः=' नभस्वान् ' 'પવન' વગેરે.

સામાન્યતઃ નિરુક્તકાર યાસ્કના સમય પહેલાંથી સંસ્કૃતવ્યાકરણના તત્ત્વદર્શનમાં બધાં નામોને ધાતુ ઉપરથી જ સિદ્ધ કરવાં એવો સંપ્રદાય ચાલુ છે; જો કે યાસ્કના સમયમાં ગાર્ગ્ય નામે આચાર્ય તથા વૈયાકરણોનો એક પક્ષ બધાં નામોનો અવતાર ધાતુમાંથી જ સાધતો ન હતો.[3] પાણિનીયદર્શનના વૈયાકરણો સામાન્ય રીતે નામોને આખ્યાતજન્ય જ ગણે છે. હેમચંદ્રાચાર્યે પણ વૈયાકરણોના મન્તવ્યને અનુસરી શબ્દસ્વરૂપનિર્ણય માટે ધાતુને મૂલપ્રકૃતિ તરીકે ગણ્યો છે; અને એ મૂલપ્રકૃતિને 'ઉણાદિ' વગેરે પ્રત્યયો લગાડી તેમાંથી નામને સિદ્ધ કરવામાં આવ્યાં છે.

ભાવદર્શક ધાતુ ઉપરથી સત્ત્વદર્શક નામની[4] સાધના હમેશાં શક્ય નથી; એટલે નામોને સંપૂર્ણ રીતે ધાતુજન્ય કહેવાં એમાં એક પક્ષ ઉપર વધારે પડતો ભાર મૂકી દેવા જેવું છે. પરંતુ એ વૈયાકરણોના વિવાદને આ સ્થળે ઘસડી લાવવો એ ઉપયોગી નથી. ધાતુ ઉપરથી બધાંય નામને સિદ્ધ કરવાનાં અશાસ્ત્રીય પરિણામો તો જરૂર આપણે 'ઉણાદિગણપાઠ' અને હેમચન્દ્રાચાર્યની પોતાની વિવૃતિ ઉપરથી જોઈ શકીશું. બીજું

૩. યાસ્ક : નિરુક્ત : અધ્યાય ૧. ખંડ ૧૨ : तत्र नामान्याख्यातजानीति शाकटायनो नैरुक्तसमयश्च । न सर्वाणीति गार्ग्यो वैयाकरणानां चैके ॥

૪. યાસ્ક : નિરુક્ત : અધ્યાય ૧. ખ. ૧. तद्यान्येतानि चत्वारि पदजातानि नामाख्याते चोपसर्गनिपाताश्च ॥ तानीमानि भवन्ति ॥ तत्रैतन्नामाख्यतयोर्लक्षणं प्रदिशन्ति भावप्रधानमाख्यातं सत्त्वप्रधानानि नामानि ॥

વિવૃતિમાં આપેલા શબ્દો ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી છે તે સિદ્ધ કરી આપવાનો પણ અહીં હેતુ છે.

૧. કેટલાક શબ્દો અર્વાચીન ગુજરાતી શબ્દોના ઇતિહાસ માટે ઉપયોગી છે: દા. ત.

સૂ. ૯ : कर्करः क्षुद्राश्मा: ગુ. કાંકરો.
,, : बर्बरी केशविशेषः ગુ. બાબરી.
,, : गर्गरी महाकुम्भः ગુ. ગાગર.
સૂ. ૧૫૫. उत्कुरुटः कचवारपुञ्ज ગુ. ઉકરડો–કચરાનો સમૂહ. कचवार–કચરો.
સૂ. ૧૭૧: चोरटः चोरः ગુ. ચોરટો.
સૂ. ૧૭૨: वरण्डः कुड्य ગુ. વંડો.
સૂ. ૨૯૬: रम्पा चर्मकारोपकरणम ગુ. રાંપડી.
સૂ. ૩૯૮: दवरो गुणः ગુ. દોરો.
સૂ. ૪૦૩: गोबरः करीषः ગુ. ગોબર.

૨. કેટલાક શબ્દો પ્રાકૃતમાંથી સંસ્કૃત કરી દેવામાં આવ્યા છે; અને તે શબ્દોને સંસ્કૃત ગણી તેમની વ્યુત્પત્તિ સિદ્ધ કરવામાં આવી છે. દા. ત.

સૂ. ૩૩. क्षुल्ल–क्षुल्लकः दभ्र : क्षुद्र (સં.) = क्षुद्दः = क्षुल्लः क्षुल्ल ને સં. ગણી क्षुद्दर्पा सपेषे–એમાંથી યોગ્ય રીતે અર્થ કાઢી 'क्षुध लाति' એવી બીજી વ્યુત્પત્તિ રજુ કરવામાં આવી છે. ખરી રીતે પ્રાકૃતપ્રક્રિયાથી સિદ્ધ થયેલ એ શબ્દને સંસ્કૃતમાં ઘટાવી દેવામાં આવ્યો છે.

સૂ. ૩૪. पटाका वैजयन्ती–पताकानी સાથોસાથ पटाका શબ્દનું

અસ્તિત્વ પ્રાકૃતપ્રક્રિયા બતાવે છે; એજ પ્રમાણે સૂ. ૨૯૨ માં पट्टनની સાથોસાથ पत्तन પણ એજ બતાવે છે; અને पट्टन તથા पत्तन વચ્ચેનો ભેદ હેમચંદ્ર જુદી જ રીતે સમજાવે છે: पट्टन शकटैर्गम्य घोटकैर्नौभिरेव च । नौभिरेव तु यद्गम्य पत्तनं तत्प्रचक्षते ॥

સૂ. जम्भा मुखविदारणम ખરી રીતે સંસ્કૃત શબ્દ जृम्भा હોવો જોઇએ. પરંતુ जृम्भा ઉપર પ્રાકૃતઃ अ < સંસ્કૃતઃ ऋ जम्भा ઉપરથી પ્રાકૃત जम्भा બન્યું; અને તે પ્રાકૃતસ્વરૂપ સંસ્કૃતમાં લઇ લેવામાં આવ્યું.

સૂ. ૩૭૯: रमण्य शोभनम् । વૈદિક કાળમાં વિધ્યર્થ કૃદંતના પ્રત્યય नीय ને સ્થાને न्यનો પ્રયોગ થતો. એ દૃષ્ટિએ रमण्य શબ્દ ઘણા જૂના શબ્દ તરીકે લેખી શકાય: પરંતુ સંસ્કૃતના સામાન્ય પ્રયોગમાં रमणीयનો જ વપરાશ છે. પ્રાકૃતમાં रवण्ण 'સુંદર' શબ્દ છે. એ પ્રાકૃત શબ્દ નજર આગળ રાખી रमण्यને અહીં સંસ્કૃત શબ્દ તરીકે સ્થાન આપવામાં આવ્યું હોય તો નવાઇ નથી.

સૂ. ૧૫૪: मकुटो मुकुटश्च किरीटः । પ્રા. अ. < સં. उ–मुकुट પ્રાકૃતમાં મउड થાય છે: આ मउड સામે હોઇ સંસ્કૃતમાં પણ मकुट રૂપ દાખલ થયુ. એ જ પ્રમાણે સૂ. ૪૨૪માં : मुकुर आदर्शो मुकुलं वा मकुरः आदर्शः ।

ઉપરના શબ્દો કેવળ દૃષ્ટાન્તરૂપે આપ્યા છે; પરંતુ જો ઉણાદિ-ગણસૂત્રોમાં આપેલા સમગ્ર શબ્દસમૂહની પરીક્ષા કરવામાં આવે તો આપણી અર્વાચીન ભાષાઓના શબ્દશાસ્ત્ર ( Lexico-graphy ) ઉપર ઘણો પ્રકાશ પડી શકે.

૩. જવલ્લે—પણ અસ્તિત્વ તો ખરૂં જ—આર્યાવર્ત બહારના

શબ્દો પણ આવા સંગ્રહમાં માલમ પડે છે: દા. ત.

સૂત્ર: ૨૬૯ : जिं अभिभवे । जयनमूर्णापटः । ગૂ. જીન : આ ફારસી શબ્દ છે; અને દે. ના. મા. માં દેશ્ય શબ્દ તરીકે લેવામાં આવ્યો છે. અહીં સંસ્કૃત શબ્દ તરીકે તેને ગણવામાં આવ્યો છે; અને વળી તેનો સંસ્કૃતધાતુમાં અવતાર સાધવા માટે યત્ન કરવામાં આવ્યો છે.

૪. નીચેના શબ્દો ચોક્કસ સંસ્કૃત નથી; છતાંય તેમનો અવતાર સંસ્કૃત ધાતુમાંથી સિદ્ધ કરવામાં આવ્યો છે: દા. ત.

સૂ. ૨૬ : तुरुष्को वृक्षो म्लेच्छश्च । ગૂ. તૂર્ક; આ શબ્દ પરદેશી છે; છતાં પણ હેમચંદ્રે तुरचि त्वरायाम् । માંથી સિદ્ધ કર્યો છે.

સૂ. ૧૮૩ : ह्वग् स्पर्धास्पर्शयोः । हूणः म्लेच्छजातिः । 'હૂણ' શબ્દ પરદેશી છે; છતાં રચયિતાએ સંસ્કૃત ધાતુમાંથી તેને સિદ્ધ કર્યો છે.

સૂ. ૧૯૦ : कुकेः स्वरान्तोऽन्तश्च । कुङ्कणाः जनपदः । ગૂ. કોંકણ. —કોંકણ પ્રદેશ—એને ધાતુમાંથી સિદ્ધ કરવો એ અયોગ્ય છે.

સૂ. ૪૦૪. गूरैचि गतौ गूर्जरः सौराष्ट्रादिः । गूर्जरी स्त्री । આ પ્રમાણે 'ગૂર્જર' શબ્દની વ્યુત્પત્તિ ન થવી જોઈએ એ તો પુરાવિદો અને અભ્યાસકોને જણાવવાની જરૂર નથી.

**૫.** કેટલાક શબ્દો સંસ્કૃતમાં પ્રાકૃતસ્વરૂપમાંથી સંસ્કૃત બની ક્યારનાય ઘૂસી ગયા છે. દા. ત.

સૂત્ર. ૨૦૧ : नच पूर्वात् आप्लृंट् व्याप्तौ । इत्यस्मादितः प्रत्ययो

भवति । नापितः कारुविशेषः । ગૂ. નાઈ;

'ઉણાદિગણસૂત્ર' ઉપર હેમચંદ્રે સ્વોપજ્ઞ વિવૃતિ લખી છે. વિવૃતિના આરંભનો શ્લોક તે બતાવે છે: श्री सिद्धहेमचन्द्र-व्याकरणनिवेशिनामुणादिनाम् । आचार्यहेमचन्द्रः करोति विवृतिं प्रणम्यार्हम् ॥ આ રીતે 'ઉણાદિગણસૂત્ર' એક પ્રકારે સિદ્ધ-હેમવ્યાકરણના પરિશિષ્ટ તરીકે ગણી શકાય. પ્રો. જહોન ક્રીસ્ટે આ ગ્રન્થનું સંપાદન કર્યું છે. એ ગ્રંથની પાછળ પ્રો. ટોમસ ઝેચારીએ ઉણાદિના શબ્દોની સૂચિ પરિશિષ્ટ રૂપે 'ઉણાદિ-ગણસૂત્ર'નાં સૂત્રોની ક્રમસંખ્યા સહિત મૂકી છે. તે પરિશિષ્ટ અભ્યાસક માટે અત્યંત ઉપયોગી છે; અને જ્યારે ગૂજરાતી ભાષાનો શાસ્ત્રીય શબ્દકોશ તૈયાર કરવાના કોડ સેવાઈ રહ્યા છે, ત્યારે આ દુષ્પ્રાપ ગ્રંથનો અભ્યાસ કરવા વિદ્વાનોએ પોતાનું ધ્યાન દોરવું આવશ્યક છે. અહીંની કોઈપણ સંશોધન સંસ્થાએ આ ઉપયોગી ગ્રંથની પદ્ધતિસરની આવૃત્તિ કાઢી તેને સુપ્રાપ બનાવવાની જરૂર છે.

## ૨. લિંગાનુશાસન

'લિંગાનુશાસન' એ પણ 'ઉણાદિગણસૂત્ર' માફક સિદ્ધ-હેમવ્યાકરણનું પરિશિષ્ટ કહી શકાય. 'લિંગાનુશાસન'ની રચના હેમચંદ્રે પોતે કરેલી છે તે ગ્રંથના છેલ્લા શ્લોકમાં જણાવ્યું છે:

निःशेषनामलिङ्गानुशासनान्यभिसमीक्ष्य संक्षेपात् ।
आचार्यहेमचन्द्रः समदभदनुशासनानि लिङ्गानाम् ॥

"બધાંય નામલિંગનાં અનુશાસનોને સારી રીતે જોઈને સંક્ષેપથી આચાર્ય હેમચંદ્રે લિંગોનાં અનુશાસનોનો સંદર્ભ કર્યો છે."

'લિંગાનુશાસન' નો ઉપયોગ નામના લિંગ (Gender) નો નિર્ણય કરવા માટે છે. અંગ્રેજી ભાષા માફક પ્રાકૃતિક સ્ત્રી–પુરુષ ભેદ અથવા તો પ્રાકૃતિક ચેતન–અચેતનના ભેદને આધારે લિંગ-નિર્ણય થતો નથી. સંસ્કૃત ભાષાનાં નામોનો લિંગભેદ લૅટિન અને ગ્રીક ભાષાની માફક પારંપરિક છે, એટલે વૈયાકરણે–અને સંસ્કૃત ભાષાના અભ્યાસકે તે લિંગભેદ સ્મૃતિમાં રાખ્યે જ છૂટકો. આ કારણે લિંગાનુશાસન એ વ્યાકરણનો એક ઉપયુક્ત ભાગ છે. લિંગાનુશાસનનો વિભાગ બધાંય નામલિંગાનુશાસનોને જોઈને રચ્યો છે—એ બતાવે છે કે આવા ગ્રંથો રચવાનો હેમચંદ્રનો ઉદ્દેશ, શિષ્યહિત ખાતર જ હોય. નામલિંગનો નિર્ણય કરવામાં એમ પણ બને કે બધાં નામોનો સમાવેશ ન પણ કરી શકાય. ભાષાને બાંધવી એ તો વાચસ્પતિને પણ દુર્લભ બાબત છે. એટલે જ અવચૂરિ જણાવે છે કે: "વાણીના વિસ્તૃત પ્રદેશનો લિંગવિધિ અહીં સંક્ષેપમાં જ જણાવ્યો છે: જે અહીં કહેવામાં આવ્યું નથી, તે સુજનોએ લોકપ્રયોગ મારફતેજ જાણવું."[5]

આખાય ગ્રંથના નીચે પ્રમાણે વિભાગ કરવામાં આવ્યા છે. ગ્રંથને શ્લોકબદ્ધ રચવામાં આવ્યો છે, એટલે દરેક વિભાગની શ્લોકસંખ્યા નીચે આપી છે:

પ્રકરણ : ૧ : પુલિંગ :: શ્લોકસંખ્યા : ૧૭ :

આરંભના શ્લોકમાં કયા અંતનાં નામ પુલિંગમાં ગણાય

૫. લિંગાનુશાસનની અવચૂરિને અંતે આ શ્લોક છે:

वाग्विषयस्य तु महतः सङ्क्षेपत एष विधिरुक्तः ।
यन्नोक्तमत्र सद्भिः तल्लोकत एव विज्ञेयम् ॥

તેનો ઉલ્લેખ કર્યો છે : पुलिङ्ग कटणथपभमयरषसस्वन्तानिमनलौ किस्तिव् । ननञौ घघनौ दः किर्भावे स्रोऽकर्तरि च कः स्यान् ॥ ”

શ્લોક ૨–૧૭ : માં પુંલિગનાં નામોની ગણતરી આપવામાં આવી છે.

પ્રકરણ : ૨ . : સ્ત્રીલિંગ :: શ્લોકસંખ્યા : ૩૩

પ્રકરણ : ૩ :: નપુંસકલિંગ .. શ્લોક સંખ્યા : ૨૪ : પહેલો શ્લોક કયા અંતના શબ્દો નપુંસકલિંગમાં ગણવા જોઈએ તે જણાવે છે : नलस्तुतत्तसयुक्तारुक्यान्त नपुंसकम् । वेधआदीन् विना सन्त द्विस्वरं मन्नकर्तरि ॥ १ ॥ બાકીના શ્લોકોમાં નપુંસક નામોનો સમૂહ આપ્યો છે.

પ્રકરણ : ૪ :: પુંસ્ત્રીલિંગ : શ્લોક : ૧૨ · જે નામો પુલિંગ છે તેમજ સ્ત્રીલિંગમાં છે તેનો સમૂહ આપવામાં આવ્યો છે : દા. ત. अय शङ्कुः, અને સ્ત્રીલિંગમાં इय शङ्कुः । કેટલાક શબ્દનો એક અર્થ થતાં તે પુંલિંગમાં આવે છે; બીજો અર્થ થતાં તે સ્ત્રીલિંગમાં આવે છે. એ ઉપરાંત वल्लरः, वल्लरी ‘ મંજરી ’ मसूरः, मसूरी ‘ મસૂરની દાળ ’ વગેરેની નોંધ પણ લેવામાં આવ્યો છે.

પ્રકરણ : ૫ :: પુંનપુંસકલિંગ :: શ્લોક સંખ્યા : ૩૬ : દા. ત. तल्पः तल्प ‘ પલંગ ’ : એટલે કે અર્થ એક હોય છતાંય તે શબ્દને બે લિંગ હોય; स्तबकः, स्तबक ‘ ગુચ્છ ’ વગેરે.

પ્રકરણ : ૬ : સ્ત્રીનપુંસકલિંગ : શ્લોક સંખ્યા : ૬ : स्थलम् ‘ સામાન્યસ્થલ ’: स्थली ‘ સુંદર સ્થાન ’; सरम् , सरसी ‘સરોવર’ स्थाली, स्थालं ‘ થાળી, થાળ ’.

પ્રકરણ : ૭ : સ્વતસ્ત્રિલિંગ :: શ્લોક સંખ્યા : ૬ : सरकः, सरका, सरकम् ‘ સરકો, મદ્ય ’ જેવા શબ્દોનો સંગ્રહ

આપવામાં આવ્યો છે. એ પ્રકારના શબ્દો ત્રણેય લિંગનાં સ્વરૂપ લે છે.

પ્રકરણ : ૮ : પરલિંગ : શ્લોક સંખ્યા ૪ : છેવટના પદનું લિંગ સમાસમાં કેટલીકવાર બદલાઈ જાય છે. ગુણદર્શક શબ્દોનું લિંગ વિશેષ્ય પ્રમાણે બદલાઈ જાય છે—વગેરે નિયમોનું વિવેચન આ વિભાગમાં કરેલું છે.

આ રીતે હેમચંદ્રાચાર્યના લિંગાનુશાસનનુ વસ્તુ છે. હેમ-લિંગાનુશાસન ઉપરની અવચૂરિ કોઈ અન્ય લેખકની છે; અને તે અત્યંત ઉપયોગી છે. હૈમલિંગાનુશાસન : શ્રી જૈન યશોવિજય ગ્રન્થમાલાના બીજા મણકા તરીકે સને : ૧૯૦૫ : માં બનારસથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. અત્યારે પ્રાપ્ત થવું મુશ્કેલ છે.

## ૩. હૈમધાતુપારાયણ

'ધાતુપારાયણ'[૬] એ વ્યાકરણનું એક અત્યંત ઉપયોગી અંગ છે; અને જ્યાં સુધી તે વ્યાકરણના પરિશિષ્ટ તરીકે ન યોજાય ત્યાં સુધી વ્યાકરણ અધુરૂં રહે. શ્રી હેમાચાર્યે વ્યાકરણની તેમની યોજનામાં ધાતુપારાયણનો સાર્થ ધાતુસંગ્રહ અને સ્વોપજ્ઞ વિવૃતિને સ્થાન આપ્યું છે. પ્રારંભનો શ્લોક : श्रीसिद्धहेमचन्द्रव्याकरणनिवेशितान् स्वकृतधातून् । आचार्यहेमचन्द्रो विवृणोत्यर्हं नमस्कृत्य ॥ સાર્થ ધાતુઓનો સંગ્રહ પણ પોતે જ કર્યો છે. ધાતુપારાયણના હેતુ તરીકે આરંભમાં હેમાચાર્ય

૬. 'ધાતુપાઠ' બૃહદ્વૃત્તિમાં સમાવી દેવામાં આવ્યો છે; પરંતુ વિસ્તૃત ચર્ચા વિવૃત્તિ સહિત ધાતુપારાયણ નીચે સ્વતંત્ર પરિશિષ્ટ ગ્રંથમાં હેમચાર્યે કરી છે.

જણાવે છે કે ભાષાથી વ્યક્ત થતા પદાર્થજ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ થાય છે; કારણ કે જ્ઞાન વ્યાવહારિક સ્વરૂપમાં ભાષા મારફતે પ્રાપ્ત થાય છે. શબ્દસમૂહ નામ, ધાતુ, અને પદાર્થ અભિવ્યક્ત થાય છે. નામ અને સામાન્ય પદ પોતાનું મૂળ ધાતુમાંથીજ સાધે છે. એટલે ધાતુ એ જ ભાષાની મૂલ પ્રકૃતિ છે. ધાતુની પ્રકૃતિ શુદ્ધ હોય કે પ્રત્યયાન્ત હોય. દા. ત. भू શુદ્ધ પ્રકૃતિ છે: बोभूय એ પ્રત્યાયાન્તા પ્રકૃતિ છે. પ્રત્યયાન્તા ધાતુપ્રકૃતિનું મૂલ પણ શુદ્ધધાતુપ્રકૃતિ છે. એટલે સૂત્રમાં શુદ્ધ ધાતુપ્રકૃતિની નોંધ લેવામાં આવી છે. પ્રત્યેક ધાતુના વિશિષ્ટ અનુબન્ધ, સંબંધ અને ક્રમ આપવામાં આવેલા છે.[૭] દા. ત. पां भूवादिगणनो એટલે પ્રથમગણનો ધાતુ છે. એને માટે ગણસૂચક અનુબન્ધ નથી; પરંતુ पा અનિટ્ ધાતુ છે. અનિટ્ ધાતુનો અનુબન્ધ અનુસ્વાર

૭. ધાતુપારાયણ: વિવૃત્તિના આરમ્ભમાં કરેલી ચર્ચા નીચે પ્રમાણે છે:

इह तावत्पदपदार्थज्ञानद्वारोत्पन्न हेयोपादेयज्ञान च नयनिक्षेपादिभिरधिगमोपायैः परमार्थतः । व्यवहारतस्तु प्रकृत्यादिभिरिति । पूर्वाचार्यप्रसिद्धा एव सुखग्रहणस्मरणकार्यसंसिद्धये विशिष्टानुबन्धसंबन्धक्रमाः सहार्थेन प्रकृतयः प्रस्तूयन्ते । तत्र यद्यपि नाम धातुपदभेदात् राजा जयति पूर्वाह्णेतरां पचतितरामित्यादौ प्रकृतिस्तथापि नामपदयोर्धातुमूलत्वात धातुप्रकृतिरेवैका प्रधानम् । अव्युत्पत्तिपक्षवादिनामपि व्युत्पत्तिपक्षानुसारेणैव शब्दस्वरूपनिर्णय इति तत्रापि धातुमूलत्वमेव । धातुमूलत्वमेव धातुप्रकृतेः । धातुप्रकृतिस्तु द्विधा शुद्धा प्रत्ययान्ता च । शुद्धा भू इत्यादिः । प्रत्ययान्ता गोपाय कामि ऋतीय जुगुप्स कण्डूय, बोभूय, बोभू, चोरि, भावि बुभूष इत्यादिः । एषापि शुद्धमूलैवेति शुद्धैवोदाहियते ॥

છે; એટલે पा ધાતુને માથે ધાતુસૂત્ર पां पाने માં અનુસ્વાર મૂક્યું છે. બીજો દાખલો : ब्रूंग्क् व्यक्तायां वाचि । ( ધા. પા. ૨. ૬૭.) ब्रू અનિટ્ ધાતુ છે એટલે તેનો અનુબન્ધ અનુસ્વાર આવતાં ब्रूं થયું; ब्रू ધાતુ ઉભયપદ છે—ઉભયપદનો અનુબન્ધ ग् છે—એટલે ब्रूंग् થયું; અને ब्रू ધાતુ બીજા ગણનો છે અને બીજા ગણનો અનુબન્ધ क् છે એટલે સૂત્રમાં ब्रूंग्क् એમ નોંધ લેવામાં આવ્યો છે. અનુબંધ, સંબંધ, ક્રમ વગેરે યુક્ત ધાતુ અર્થ-સહિત સંક્ષેપમાં આપવામાં આવ્યો છે તેનું કારણ એ જ કે સહેલાઈથી તે ધાતુનું સર્વગ્રાહી સ્વરૂપ સમજી શકાય તેમ જ યાદ રાખી શકાય. હેમાચાર્યે પાણિનીય અનુબન્ધોમાં સહજ ફેરફાર કરેલો છે. તે ફેરફાર નીચે પ્રમાણે છે :

| હેમચન્દ્રના અનુબન્ધ | | પાણિનિના અનુબન્ધ. |
|---|---|---|
| इ के ङ् | = | ङ् |
| ई के ग् | | ञ् |
| उ | | इ |
| ऊ | | उ |
| ऋ | | इर् |
| ण् | | ई |
| औ | | ऊ |

હેમચંદ્ર પોતે જ જણાવે છે કે ધાતુનો સંગ્રહ પૂર્વાચાર્યોને અનુસરીને જ તેમણે કર્યો છે. હેમચંદ્રાચાર્યે કેટલાક પ્રાચીન વૈયાકરણોને અનુસરી ધાતુસંગ્રહના નવ વિભાગ કર્યા છે. ત્રીજા ગણને બીજા ગણના પરિશિષ્ટ તરીકે મૂકી દેવામાં આવ્યો છે.

નીચેના કોષ્ટકમાં પૃથક્કરણપૂર્વક હૈમધાતુપારાયણની વસ્તુ મૂકવામાં આવી છે:

| ગણ | ગણનામ | અનુબંધ | ધાતુસંખ્યા | |
|---|---|---|---|---|
| ૧ | भूवादिगणः। | × | ૧૦૫૮ | |
| ૨ | अदादिगणः। | क् | ૭૧ + ૧૪ | ૧૪ સૂત્રો એ ત્રીજા ગણનાં છે. |
| ૩ | — | — | | ત્રીજા ગણને બીજા ગણ સાથે હેમાચાર્યે ભેળવી દીધો છે. |
| ૪ | दिवादिगणः | च् | ૧૪૨ | |
| ૫ | स्वादिगणः | ट् | ૨૯ | |
| ૬ | तुदादिगणः | त् | ૧૫૮ | |
| ૭ | रुधादिगणः | प् | ૨૬ | |
| ૮ | तनादिगणः | य् | ૯ | |
| ૯ | क्र्यादिगणः | श् | ૬૦ | |
| ૧૦ | चुरादिगणः | ण् | ૪૧૩ | |
| | | | | ૧૯૮૦ ધાતુની કુલ સંખ્યા. |

ધાતુપારાયણ શબ્દશાસ્ત્રનો વિભાગ હોઈ તેની ચર્ચા પણ શબ્દના ઇતિહાસ અને પરંપરાની દૃષ્ટિથી જ થઈ શકે. પૂર્વાચાર્યની રૂઢિને અનુસરીને ધાતુપારાયણની રચના થયેલી છે—એ તો પૂર્વે જણાવવામાં આવેલું છે.[૮] કેટલાક આચાર્યોને એ નામ દઈને ટાંકે છે: દા. ત. ૧. ૨૮૩ માં कौशिक અને द्रमिल એ બે આચાર્યોનાં પ્રમાણને ટાંક્યાં છે. આ આચાર્યોના પ્રમાણને ઘણીવાર ટાંકેલાં છે; ઉપર તો કેવળ નિદર્શન જ આપ્યું છે. ૨૯૫ માં कण्व નામના આચાર્યનો ઉલ્લેખ કર્યો છે. એ ઉપરાંત કોઈ કોઈ સ્થળે ભગવદ્‌ગીતા, માઘ અને કાલિદાસને પણ ટાંક્યા છે. ધાતુઓ અને શબ્દો તો ભાષાજિજ્ઞાસુને ખરેખર હેરત પમાડે તેવા છે. નીચેના દાખલાઓ તે બતાવવા બસ થશે.

૧. ૯૯૫ : डुवपी बीजसन्ताने । उणादौ भापाचणीति पः । वप्पः पिता : સરખાવો અપ. बप्प ; ગૂ. બાપ.

૧. ૫૦ : फक्कितं निगीर्णम् । ગૂ. ફાકયું.

૧. ૧૮૨ : झाटः । झटसंघाते । घञि झाटः । ગૂ. ઝાડ.

૧. ૨૪૪ : तुड्ड ૨૪૫. तूड्ड ૨૪૬. तोड्ड तोडने । तोडनं दारणं । ગૂ. તોડવું. આ જ સૂત્રો ઉપર વિવૃતિમાં तुड्डति નો પ્રયોગ પણ નોંધે છે; અને દાખલો ટાંકે છે : तुड्डत्यहः सकलमचिरात्तोडत्यश्रियं च ।

૧. ૨૫૧ : खोड्ड प्रतिघाते । खोडः पङ्गुः । ગૂ. ખોડો.

૮. દા. ત. ધાતુપારાયણ : ૧. ૯૯૦ ની વિવૃત્તિને છેડે : तत्रापि पूर्वाचार्यानुरोधेनादौ ઇ૦ પૂર્વાચાર્યોનાં પ્રમાણો અનેક સ્થળે હેમાચાર્યે આપ્યાં છે.

१. ३८२ : जम् ३८३. झम् ३८४ जिम् अदने. પ્રા. जिमइ
ગૂ. જમવું.

१. ४१० : चर भक्षणे च । चारि पशुभक्षणम् । ગૂ. ચાર.
१. ४२६ : पूल संघाते । पूली तृणोच्चयः । ગૂ. પૂળો.
१. ४९८ : चूष् पाने ગૂ. ચુસવું.
१. ६९६ : मुडुङ् वरणे । अन्वि मुण्डो मृष्टः । ગૂ. મૂંડો.
१. ७०३ : होडृङ् अनादरे । होडा ગૂ. હોડ.
१. ९७४ : टल वैक्लव्ये । टलति ગૂ. ટળવું; ટટળવું.
६. १२१ : चुटत् छेदने । चुटति ગૂ. ચૂંટવું.
६. १२१ : छुटत् छुदने । छुटति ગૂ. છૂટવું.
६. १२८ : मुटत् आक्षेपमर्दनयोः । मुटति. म. मोडणें
१०. २७ : तुट : २८. चुट : २९. चुट्ट : ३० छुटण् छेदने । तोटयति, चोटयति, चुण्टयति, छोटयति, आच्छोटयति.

१०. ३९ : लुण्टण् स्तेये च । लुण्टा । ગૂ. લુંટવુ ; લુંટ.

ઉપરનાં દૃષ્ટાંતો ઉપલક દૃષ્ટિએ ગ્રંથનું નિરીક્ષણ કરીને નોંધ્યાં છે. આ ઉપરથી શબ્દશાસ્ત્ર માટે તેની કેટલી ઉપયોગિતા છે એ સ્પષ્ટ દેખાઈ આવે છે.

હેમાચાર્યે છેવટે નોંધ મુકીને જણાવ્યું છે કે ધાતુઓ બહુલ છે; માટે જે ધાતુઓ નોંધવામાં આવ્યા છે તે માત્ર નિદર્શન તરીકે જ ગણવા.

હેમાચાર્યે આ શુષ્ક ગ્રંથમાં પણ કેટલાક મધુર દાખલા ટાંક્યા છે. નીચેના શ્લોકો કોઈપણ વાચકને ગમી જાય તેવા છે :

मुसलक्षेपहुकारस्तोमैः कलमखण्डिनि ।
कुचविष्कम्भमुत्तम्भन्निष्कुम्भातीव ते स्मरः ॥

"હે કલમી ડાંગર ખાંડનારી, સાંબેલાના પડવાની સાથે થતા હુંકારાની પરંપરા સાથે તારા સ્તનના વિસ્તારને ઉંચા કરતો કામદેવ જાણે (તને) અટકાવી રહ્યો છે."

नीपान्नान्दोलयन्नेष प्रेङ्खोलयति मे मनः ।
पवनो वीजयन्नाशा ममाशामुच्चुलुम्पति

"નીપ વૃક્ષોને ઝોલે ચઢાવતો એ પવન મારા મનને ઝોલે ચઢાવી રહ્યો છે; અને આશાઓને (=દિશાઓને) વીંજતો પવન મારી આશાઓ સાફ કરી રહ્યો છે."[૯]

'ધાતુપારાયણ'નો ગ્રંથ, જ્હોન કીર્સ્ટ નામના વિદ્વાને સંપાદિત કરી, વીએનાથી પ્રકાશિત કર્યો છે. ગ્રંથ અત્યારે દુષ્પાપ છે. આ ગ્રંથનું સંપાદન સંસ્કૃત શબ્દકોશના સંપાદનનાં ઉપયુક્ત સાધનોમાંના એક તરીકે કરવામાં આવ્યું છે. એ આવૃત્તિમાં ધાતુઓનો કોશ અને ગ્રંથમાં આવતા શબ્દોનો કોશ એમ બે કોશ આપવામાં આવ્યા છે. આપણી ભાષાના શબ્દકોશની રચના માટે આ ગ્રંથની ઉપયુક્તતા ઘણી જ છે.

૯. ધાતુપારાયણ ૧૦. વિવૃતિ પાન ૨૮૭ ઉપર આ શ્લોક ટાંકવામા આવ્યા છે. ધાતુની બહુલતા વિષે આજ પાન ઉપર નીચેના ઉદ્‌ગારો વિવૃતિમાં આપવામાં આવેલા છે : बहुलमेतन्निदर्शनम् । यदेतद्भ्वत्यादिधातुपरिगणनं तब्दाहुल्येन निदर्शनत्वेन ज्ञेयम् । तेनात्रापठिता आपि क्रविप्रभृतयो लौकिकाः स्तम्भ–प्रभृतयः सौत्रा‌ चुलुम्पादयश्च वाक्य ( वैया ? ) करणीया धातव उदाहार्याः । वर्धते हि धातुगणः ।

## ૪. ગણપાઠ

કેટલાક શબ્દસમૂહને એક પ્રકારનો વ્યાકરણ નિયમ લાગુ પડતો હોય તેનો જ્યારે વ્યાકરણસૂત્રમાં ઉલ્લેખ કરવામાં આવે ત્યારે તેના પ્રથમ શબ્દનો ઉલ્લેખ કરી શબ્દલાઘવ સૂત્રમાં સાધવામાં આવે છે. દા. ત. સિ. હે. ૩. ૧. ૬૨. श्रितादिभिः । આ સૂત્રમાં જે શબ્દો દ્વિતીયા તત્પુરુષ સમાસ લે છે તેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સૂત્રમાં તો આપણે श्रित શબ્દ એકલાનો જ ઉલ્લેખ જોઈએ છીએ; પરંતુ 'ગણ-પાઠ' મારફતે આપણે જાણી શકીએ છીએ કે: श्रितादिभिः । સૂત્રમાં: श्रित, अतीत, पतित, गत, अत्यस्त, प्राप्त, आपन्न, गामिन्, आगामिन् इति श्रितादयः । એ સર્વ શબ્દો અભિપ્રેત છે. લઘુવૃત્તિમાં કેવળ श्रित અને गतનાં જ દૃષ્ટાંતો આપેલાં છે; એટલે 'ગણ-પાઠ'ના જ્ઞાન સિવાય લઘુવૃત્તિ પણ પાંગળી જ કહેવાય. એ જ પ્રમાણે સિ. હે. ૨. ૫. ૩. नाप्रियादौ । એ સૂત્રમાં प्रियागणथी प्रिया, मनोज्ञा, कल्याणी, सुभगा, दुर्भगा, स्वा, क्षान्ता, कान्ता, वामना, समा, सचिवा, चपला, बाला, तनया, दुहितृ, भक्ति इति प्रियादिः । એટલા શબ્દોનો ગણ સમજવાનો છે. બૃહદ્‌વૃત્તિમાં સમસ્ત ગણપાઠનો સમાવેશ કરવાનાં આવ્યો છે. આ શબ્દ-ગણો જાણ્યા વિના વ્યાકરણનો સંપૂર્ણ પરિચય અધુરો રહે. એટલે ગણપાઠ પણ વ્યાકરણનું ઉપયુક્ત અંગ છે. બૃહદ્‌વૃત્તિમાં-થી ગણપાઠને છૂટા પાડી શ્રી સિદ્ધહેમબૃહત્પ્રક્રિયા નામે વિ. સં. ૧૯૩૭માં શ્રી વિજયનીતિસૂરિની યોજનાથી મયાશંકર ગિરિજાશંકર શાસ્ત્રીએ તૈયાર કરેલા ગ્રંથમાં પાન ૯૫૭-૯૯૧ સુધીમાં આપવામાં શિષ્યહિતાર્થે આપવામાં આવ્યો છે.

## ૪

# સંસ્કૃત શબ્દકોશો

एकार्थानेकार्था देश्या निर्घंट इति च चत्वारः ।
विहिताश्च नामकोशा भुवि कवितानव्युपाध्यायाः ॥

—પ્ર. ચ. શ્રીહેમચંદ્રસૂરિ પ્રબંધ શ્લોક ૮૩૩.

વ્યાકરણથી શબ્દના પ્રયોગનું જ્ઞાન થાય; પરંતુ શબ્દસમૂહના જ્ઞાન વિના વ્યાકરણનું જ્ઞાન બીનઉપયોગી નિવડે છે. તે ઉપરાંત સંસ્કૃત જેવી સાહિત્યભાષાના શબ્દભંડોળનું જ્ઞાન વાતચીતમાંથી કે વ્યવહારમાંથી આવે એમ નથી. સાહિત્યના બહુ વાચનથી અને કોશોના અભ્યાસથી સંસ્કૃત શબ્દોનો સમૂહ પ્રાપ્ત કરી શકાય છે. એક સ્થળે કહ્યું છે કે :

कोशस्येव महीपानां कोशस्य विदुषामपि
उपयोगो महान् यस्मात् क्लेशस्तेन विना भवेत् ॥

"રાજાઓને (દ્રવ્ય) કોશનો અને વિદ્વાનોને પણ (શબ્દ) કોશનો ઘણો ઉપયોગ હોય છે : તેના વિના તે બન્નેને અત્યંત વિટંબણા પડે છે."

વ્યાકરણના જ્ઞાનને સક્રિય બનાવવા અને વિદ્યાર્થીઓ માટે

ભાષાજ્ઞાન સુલભ કરવા શ્રીહેમચંદ્રાચાર્યે સંસ્કૃત અને દેશ્ય ભાષાના કોશોની રચના કરી છે. તે નીચે પ્રમાણે છે: (૧) (૧) अभिधानचिन्तामणि; (२) अनेकार्थसंग्रह; (३) निघण्टुसग्रह અને પ્રાકૃત દેશ્યશબ્દોના જ્ઞાન માટે; (૪) देशीनाममाला અથવા रयणावली. આ કોશગ્રંથોનું વિવેચન અને વસ્તુચર્ચા નીચે અનુક્રમે આપવામાં આવ્યાં છે. દેશીનામમાલાની ચર્ચા સિદ્ધ-હેમવ્યાકરણના આઠમા અધ્યાયમાં અન્તર્ગત થયેલા પ્રાકૃત અને અપભ્રંશવ્યાકરણની ચર્ચા પછી આપવામાં આવશે.

## ૧. અભિધાનચિંતામણિ

'અભિધાનચિન્તામણિ'ની રચના સામાન્ય રીતે અમર-કોશની યોજના પ્રમાણે કરવામાં આવી છે. અમરકોશમાં ગ્રંથને કાંડોમાં વિભક્ત કરી તે તે કાંડને લગતા જુદા જુદા પદાર્થોના સમાન શબ્દો (Synonyms) એકત્રિત કરીને તેમાં આપ-વામાં આવ્યા છે. હેમચંદ્રાચાર્યે અભિધાનચિન્તામણિમાં આજ યોજનાનો સ્વીકાર કર્યો છે. આરંભના શ્લોકમાં:—

प्रणिपत्यार्हतः सिद्धसाङ्गशब्दानुशासनः
रूढयौगिकमिश्राणां नाम्नां मालां तनोम्यहम् ॥

"અર્હતોને નમસ્કાર કરીને, પાંચેય અંગ સહિત શબ્દા-નુશાસન પ્રતિષ્ઠા પામ્યા પછી, રૂઢ, વ્યુત્પત્તિસિદ્ધ અને મિશ્ર નામોની માલાને હું વિસ્તારું છું."

આ પ્રકારના કોશની ઉપયોગિતા વિષે હેમાચાર્યે આ શ્લોક ઉપરની વિવૃતિમાં નોંધ લીધી છે.

वक्तृत्वं च कवित्वं च विद्वत्तायाः फलं विदुः
शब्दज्ञानादृते तन्न द्वयमप्युपपद्यते ॥

"બુધજનો વક્તૃત્વ અને કવિત્વને વિદ્વત્તાના ફળરૂપે જણાવે છે; પણ એ બે શબ્દજ્ઞાનવિના સિદ્ધ થઈ શકતાં નથી."

'सिद्धसाङ्गशब्दानुशासनः' એ શબ્દ ઉપર ટીકા કરતાં હેમાચાર્ય કહે છે: 'सिद्ध=प्रतिष्ठां प्राप्तम्' આ બતાવે છે કે શબ્દાનુશાસન અને તેનાં પાંચેય અંગો–બૃહદ્વૃત્તિસહિત–તૈયાર થયાં અને સારી રીતે આદર પામ્યાં ત્યારપછી તેમણે આ ગ્રંથની રચના કરી હોય એમ સંભવે છે.[1] અભિધાનચિંતામણિ (અ. ચિં.) ૩. ૩૭૬ તે ગ્રંથની રચનાના સંભવનું સૂચન કરે છે.

कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः
मृतस्वमोक्ता धर्मात्मा मारिव्यसनवारकः ॥

---

૧. અ. ચિં. ની વિવૃતિમાં શ્લો. ૨:

श्रेयोऽर्थमयमारम्भः किं तत्रात्मविकत्थनैः
परात्मनिन्दास्तोत्रे हि नाद्रियन्ते मनीषिणः ॥

આ શ્લોક ઉપરથી શ્રી. રસિકલાલ પરીખ અનુમાન તારવે છે કે હેમાચાર્યના ગ્રન્થ ઉપર સખત ટીકાઓ થઈ હશે; અને તેથી જ આ પછીના વિવૃતિના શ્લોક ૩ મા હેમચંદ્રાચાર્ય પોતાની કૃતિમાં પોતાના પ્રમાણભૂત લેખકોની નોંધ લે છે:

प्रमाणं वासुकेर्व्याडेर्व्युत्पत्तिर्धनपालतः ।
प्रपञ्चश्च वाचस्पतिप्रभृतेरिह लक्ष्यताम् ॥

આ અનુમાન 'સિદ્ધ' શબ્દની સ્વોપજ્ઞ ટીકાથી ચિંતનીય ઠરે છે. (કા. શા. Vol. II Intro. P. ccxcv.–શ્રી. રસિકલાલ પરીખના અભિપ્રાય માટે).

જૈનસિદ્ધાંતનો સ્વીકાર કરી કુમારપાલે હેમાચાર્યનો ઉપદેશ સ્વીકાર્યો ત્યારપછી કે તે અરસામાં આ ગ્રંથની રચના કરવામાં આવી હોય તેમ ઉપર ટાંકેલા શ્લોકથી સહજ વિદિત થાય છે આ સુચવે છે કે વિ. સં. ૧૨૦૭–૮ ની આસપાસ આ ગ્રંથની યોજના થઈ હોવી જોઈએ. એક બાજુએ યોગશાસ્ત્ર, બીજી બાજુએ વીતરાગસ્તુતિઓ અને પ્રકાંડ પુરાણગ્રંથ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર એમ અનેકાનેક ગ્રંથોની રચના થઈ રહી હશે તે અરસામાં આ ગ્રંથ રચાયો હોય. વિવૃતિની રચના પણ તે સમયમાં થઈ હોય તેમ સંભવે છે. વિવૃતિ સહિત ગ્રંથનું પુનરાલોચન પણ તે સમયમાં જ થયું હોવુ જોઈએ; અને તેથી કેટલાંક વધારાનાં નામોનો ઉમેરો પણ અ. ચિ.માં કરવામાં આવેલો દા. ત. અ. ચિ. ૨. ૧૨. સૂર્યના નામોના ત્રણ શ્લોક शेषश्चात्र કરીને મૂકવામાં આવ્યા છે. એજ રીતે અ. ચિ. ૨. ૧૯. ચંદ્રનાં નામોમાં शेषश्चात्र[૨] કરીને ત્રણ શ્લોકોનો ઉમેરો છે. આવાં સ્થાનો અનેક

---

૨. ‘ शेषाख्यनाममाला ’ એ અ. ચિ.ની પૂરવણી છે. અ. ચિ. ના પુનરીક્ષણ સમયે કેટલાક રહી ગયેલા શબ્દો ઉમેરાયા; અને એ શ્લોકો. અ. ચિ. ની પૂરવણી રૂપ બન્યા. સરખાવો ‘Life of Hemachandra’ (Singhi Series. Vol. 11.) P. 91. ટિપ્પણ ૭૩ · “The Ses'akhya–Namamala is reprinted in Bohtlingk and Rieu's edition of Abhidhana Chintamani. As regards the Berlin Mss. see Weber Katalog Vol. II Sect. 1 pp. 25 88. The work agrees to a very remarkable extent with the older Vaijayanti of Yadava–Prakas'a from which a number of rare words have deen drawn.

છે. વિવૃતિમાં અ. ચિં. ગ્રંથ હેમાચાર્યે પોતે લખેલો છે એની ખાસ નોંધ લેવામાં આવેલી છે.

આ ગ્રંથની રચનામાં ઉપયોગમાં લીધેલાં સાધનોનો ઉલ્લેખ હેમાચાર્યે સ્વયં પોતાની વિવૃતિના આરંભના શ્લોકમાં કર્યો છે.

> प्रामाण्यं वासुकेर्व्याडेर्व्युत्पत्तिर्धनपालतः
> प्रपञ्चश्च वाचस्पतिप्रभृतेरिह लक्ष्यताम् ॥

"વાસુકિ અને વ્યાડિનું પ્રામાણ્ય, ધનપાલમાંથી વ્યુત્પત્તિ અને વાચસ્પતિ વગેરેનો પ્રપંચ–આમાં ધ્યાનમાં લેવાયાં છે."

વ્યાડિનો કોઈ શબ્દકોશ હેમાચાર્ય સમક્ષ છે. તેમાંથી કેટલાક શ્લોકો તેમણે વિવૃતિમાં કોઈ વાર ટાંકયા છે. દા. ત. અ. ચિ. ૨. ૧૨ ની ટીકામાં વ્યાડિના કોશમાંથી શ્લોકો ટાંકયા છે. અ. ચિં. ૨. ૧. ની ટીકામાં વાચસ્પતિના કોશમાંથી વિવૃતિમાં શ્લોક ટાંકવામાં આવ્યા છે. અ. ચિ. ૩. ૧૧. માં હલાયુધનું પ્રમાણ આપવામાં આવ્યું છે. અ. ચિં. ૩. ૬૪. ની વિવૃતિમાં અમરનું પ્રમાણ ટાંકવામાં આવેલું છે. અ. ચિં. ૩. ૪૬૪. યાદવપ્રકાશની વૈજયન્તી કોશનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અ. ચિં. ૪. ૧૩. 'કાત્ય' નામના કોશકારનું પ્રમાણ ટાંકવામાં આવ્યું છે. અમરકોશના કેટલાક શ્લોકો શબ્દશઃ અભિધાનચિંતામણિમાં અંતર્ગત છે; અને સંભવ છે કે વ્યાડિ, વાચસ્પતિ અને વૈજયન્તીના કેટલાક શ્લોકો શબ્દશઃ અંતર્ગત કરી લેવાયા પણ હોય.[3] હેમચન્દ્રના ગ્રંથનું મૂલ્ય

૩. નીચેના લેખકો તથા ગ્રંથોનો ઉલ્લેખ વિવૃતિમાં દૃષ્ટિગોચર થાય છે:

તેની સર્વગ્રાહિતામાં છે, તેની અભ્યાસકના ઉપયોગ માટેની વ્યાપકતામાં છે.

અ. ચિં. ૧. ૧. માં શબ્દોના બે વિભાગ પાડી નાખવામાં આવ્યા છે: રૂઢ અને યૌગિક. રૂઢ શબ્દ—જેમ કે 'आखण्डल' ='ઇન્દ્ર'—ને વ્યુત્પત્તિ હોતી નથી; જ્યારે યૌગિક શબ્દોની વ્યુત્પત્તિ કરી શકાય છે. વ્યુત્પત્તિ–અથવા યોગ– ગુણ, ક્રિયા અને સંબંધથી સિદ્ધ કરી શકાય છે.[4] લિંગ ( gender )

---

अमरसिंह, उग्र, कात्य, कात्यायन, कौटल्य, क्षीरस्वामिन्, गौड, धनपाल, दुर्ग, द्रमिळः, द्रमिलाः ( द्रमिल માટે માનવાચક બહુવચન) धन्वन्तरि, भागुरि, बुद्धिसागर ( હેમાચાર્ય પૂર્વેનો પ્રથમ શ્વેતાંબર વૈયાકરણ ). माळा, वाचस्पति, वैजयन्ती, वैजयन्तीकार, व्याडि, हलायुध, हलायुधटीका, कालिदास, त्रिलोचन, दशरूपक. धनुर्वेद, प्राच्याः, भरत, भास्कर, मनु, मेठिन्, विष्णुपुराण, शाकटायन, संहिताः, महेश्वर, विश्वशमु, જુઓ અભિધાનચિંતામણિની આવૃત્તિ: સ. Otto Boehtlingk and Charles Rieu : Introduction. યશોવિજય ગ્રંથમાળાની અ. ચિ. ની આવૃત્તિનું પરિશિષ્ટ. તેમાં આ લેખકો અને ગ્રંથોની નોંધ આપવામાં આવી છે.

૪. અ. ચિ. શ્લો. ૨ :

> व्युत्पत्तिरहिताः शब्दा रूढा आखण्डलादयः
> योगोऽन्वयः स तु गुणक्रियासंबंधसंभवः ।

શ્લો. ૩ માં ગુણ અને ક્રિયાનો અર્થ અને તેનો દાખલો આપે છે.

શ્લો. ૪–૧૮ માં વિવિધ પ્રકારના સંબંધથી શબ્દો કેવી રીતે બને છે તેનું વિવેચન કરવામાં આવ્યું છે.

લિંગાનુશાસન પ્રમાણે જાણવું–એમ અ. ચિ. ૧. ૩૯. માં જણાવવામાં આવ્યું છે. આ યોજનામાં હેમાચાર્ય અમરકોશથી જુદા પડે છે.[૫] અમરકોશમાં લિંગવિચાર કોશમાં જ અંતર્ગત કરી દેવામાં આવ્યો છે.

અ. ચિં. ૭ કાંડમાં વિભક્ત છે.[૬]

| કાંડ | કાંડનામ | શ્લોકસંખ્યા | નોંધ. |
|---|---|---|---|
| ૧ | देवाधिदेवकाण्ड | ૮૬ | ચોવીસ જિન; તેમના અતિશય વગેરેની નોંધ આ કાંડમાં છે. |

૫. અ. ચિ. શ્લો. ૧૯. પાદ. ૨ : लिङ्गं तु ज्ञेयं लिंगानुशासनात् । વિવૃતિમાં : लिङ्गमिति. .अस्मदुपज्ञलिङ्गानुशासनात् ज्ञेयं निर्णेतव्यम् । अत एव अस्माभिरमरकोशाद्यभिधानमालास्विवात्र लिङ्गनिर्णयो नोक्तः ।

૬. અ. ચિ. શ્લો. ૨૦–૨૩ માં વિષયનિર્દેશ કરવામાં આવ્યો છે :

देवाधिदेवाः प्रथमे काण्डे देवा द्वितीयके
नरास्तृतीये तिर्यञ्चस्तुर्ये एकेन्द्रियादयः ॥
एकेन्द्रियाः पृथिव्यम्बुतेजोवायुमहीरुहः
कृमिपलिकलूताद्याः स्युर्द्वित्रिचतुरिन्द्रियाः ॥
पञ्चेन्द्रियाश्चेभकेकिमत्स्याद्याः स्थलगाम्बुगाः
पञ्चेन्द्रिया एव देवा नरा नैरयिका अपि ॥
नारकाः पञ्चमे साङ्गाः षष्ठे साधारणाः स्फुटम्
प्रस्तोष्यन्तेऽव्ययाश्चात्र......

| | | | |
|---|---|---|---|
| ૨. | देवकाण्ड | ૨૫૦ | દેવો વગેરેનાં નામો; તેમની વસ્તુઓ, નગર વગેરે. |
| ૩. | मर्त्यकाण्ड | ૫૯૭ | મનુષ્યો વગેરેના શબ્દો અને મનુષ્યોના વ્યવહારમાં આવતા પદાર્થોના શબ્દો. |
| ૪. | तिर्यक्काण्ड | ૪૨૩ | પશુ, પંખી, જંતુઓ વનસ્પતિ, ખનીજ વગેરે. |
| ૫. | नारककाण्ड | ૧૭ | નરકવાસીઓ વગેરે. |
| ૬. | साधारणकाण्ड | ૧૭૮ | ધ્વનિ, સુગંધ, સામાન્ય પદાર્થો વગેરે. |

કુલ શ્લોક : ૧૫૪૧

ઉપરના કોઠા ઉપરથી જોઈ શકાશે કે અ. ચિં. ની સામાન્ય યોજના અમરકોશ જેવી જ છે; પરંતુ અ. ચિં. ની

શબ્દસંખ્યા તેનાથી લગભગ દોઢી છે. તેના ઉપરની વિવૃતિ સહિત તેનું શ્લોક પ્રમાણ દશહજાર છે.[૭] અ. ચિં. ને સંપૂર્ણ બનાવવા હેમાચાર્યે ઠેઠ સુધી તેમાં વધારા કર્યા છે. એ વધારાઓને 'શેષાખ્યનામમાલા' તરીકે બોટલિંક અને રયુ નામના વિદ્વાનોએ પૂરવણી તરીકે પોતાની 'અભિધાનચિંતામણિ'ની આવૃત્તિમાં આપ્યા છે. યશોવિજયગ્રંથમાળાની બનારસની આવૃત્તિમાં વિવૃતિમાં જ તે બધાને સમાવી દઈ તેનો અકારાદિક્રમનો કોશ પરિશિષ્ટ રૂપે જુદો આપ્યો છે.

અ. ચિં. નો શબ્દશાસ્ત્રમાં ઘણો ઉપયોગ છે. નીચે કેટલાક શબ્દો નોંધવામાં આવ્યા છે તે ઉપરથી પ્રાકૃત અને દેશ્ય શબ્દો પણ સંસ્કૃતમાં કેવી રીતે જાણ્યે અજાણ્યે જતા રહેતા તે માલમ પડી આવે છે. અર્વાચીન દેશ્ય ભાષાઓ માટે તેનો અભ્યાસ અત્યંત હિતાવહ છે.

૩. ૬૨. पोलिका=ગૂ. પોળી.

૩. ૬૪, (શેષ) मोदको लड्डुकश्च । ગૂ. લાડુ.

૩, ૧૧૯. खोड्खोरो तु खञ्जके । ગૂ. ખોડો.

૩. ૧૭૫. मध्यमा...दिक्करी । ગૂ. દીકરી.

૩. ૧૯૭. चुन्दी=ગણિકા. વિવૃતિમાં જણાવવામાં આવ્યું છે કે કેટલાકને અભિપ્રાયે આ શબ્દ દેશ્ય છે.

---

૭. મો. દ. દેસાઈ: જૈન સાહિત્યનો ઇતિહાસ: વિ. ૩. પ્ર. ૭ § ૪૪૨. પાન ૩૦૯. મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ: 'સ્યાદ્વાદ-વિજ્ઞાનમૂર્તિ, કલિકાલસર્વજ્ઞ ભગવાનશ્રી હેમચંદ્રાચાર્ય.' અ. ચિં. નું શ્લોક પ્રમાણ વિવૃતિ સહિત ૨૦૦૦૦ શ્લોકનું ગણાવે છે.

૩. ૨૦૪. गर्म સાથે જ गरम શબ્દનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

૩. ૨૨૦. वप्ता तु जनकः। વિવૃતિની નીચે આપેલા 'શેષ' ના શ્લોકમાં वप्प (=वप्प)=બાપ આપેલું છે. સરખાવો ધાતુ–પારાયણ ૧. ૯૯૫.

૩. ૨૦૯. करोटिः शिरसोऽस्थनि। ગૂ. કરોડ (પીઠની)

૩. ૩૩૩. दुकूल ની બાજુમાં જ दुगूल=રેશમી વસ્ત્ર.

૩. ૩૩૮. चोलः; ૩. ૩૩૧. चोटा= ગૂ. ચોળી.

૩. ૩૫૩. समौ कन्दुकगेन्दुकौ। कन्दुक, गेन्दुक=દડો, ગેંદો

૩. ૩૯૭. हेरिको गूढपुरुषः। ગૂ. હેરુ.

૩. ૪૪૬. तरवारि=असि। ગૂ, તરવાર.

૩. ૪૪૮. क्षुरी छुरी कृपाणिका। વિવૃતિ. छुरति छिनत्ति। ગૂ. છરી.

૩. ૪૪૯. द्रुघणो घनः। વિવૃતિઃ हन्यतेऽनेनेति ગૂ. ઘણ.

૩. ૫૪૧. तरीतरण्यौ बेडा। ગૂ. બેડો–વહાણ.

૩. ૫૯૮. माला भिल्लाः किरातास्च।–ભીલ વગેરે લોકોનાં નામ. સરખાવો ભિલ્લમાલ=ભિન્નમાલ.

૪. ૧૯. जङ्गलो निर्जलः। ગૂ. જંગલ.

૪. ૨૯. पाटकस्तु तदर्धे स्यात्। વિવૃતિઃ तस्य ग्रामस्यार्धे पाटयति। ગૂ. પાડો = ફળીયું,

૪.૩૯: कोट्टदुर्गे पुनः ममें। ગૂ. કોટ.

૩. ૫૧. सुरगा तु सन्धिला स्याद् गूढमार्गो भुवोऽन्तरे। ગૂ. સુરંગ

૪. ૭૮. निश्रेणीं त्वाधिरोहणी । ગૂ. નીસરણી.

૪. ૮૧. पेटा स्यान्मञ्जूषा । ગૂ. પેટી, પેટો, પેટારો.

૪. ૮૪. चालनी तितउः । ગૂ. ચાળણી.

૪. ૧૧૩. पित्तलाऽरे । વિવૃત્તિમાં નોંધ લેવામાં આવી છે કે વાચસ્પતિના અભિપ્રાયે 'पित्तल' નપુંસકલિંગમાં છે. ગૂ. પિત્તળ.

૪. ૪૧૪. गीरी रीगी च गीतिश्च पीतलोह मुलोहकम् । પ્રાચીન. ગૂ. રીરી–હલકી ધાતુ, કાંસું.

૪. ૧૫૪. प्रणाली जलमार्गे च । ગૂ. પરનાળ.

૪. ૧૮૭: त्वचि छल्ली । ગૂ. છાલ.

૪. ૩૬૭ छछुन्दरी गन्धमुष्यम् । ગૂ. છછુન્દર.

૬. ૭૧: मलिन कच्चरं म्लानम् । ગૂ. કચરો. હેમચન્દ્રે उणादिसूत्र ( સૂ. ૧૫૫. ) માં कच्चवार શબ્દ નોંધ્યો છે. અમર. ૨૧. ૫૫. कच्चर ની નોંધ લે છે.

ઉપરના શબ્દો ઉપરથી એ ફલિત થાય છે કે અ. ચિ. નો અભ્યાસ અર્વાચીન દેશ્ય ભાષાઓના અભ્યાસ માટે અત્યંત આવશ્યક છે.

અ. ચિં. નું પુનર્નિરીક્ષણ હેમચંદ્રાચાર્યે અને તેમની વિદ્વન્મંડલીએ કરેલું; અને તેના પરિણામે 'શેષાખ્યનામમાલા' અ. ચિં. ની પુરવણી તરીકે તૈયાર કરવામાં આવી. આ પરિશિષ્ટમાં : દેવાધિદેવકાંડ: શ્લોક : ૧ :; દેવકાંડ : શ્લોક : ૮૯; મર્ત્યકાંડ : શ્લોક : ૬૩ :, તિર્યક્કાંડ : શ્લોક : ૪૧ [ પૃથ્વીકાય: શ્લો ૮ +જલકાય: શ્લો:૫: +અગ્નિકાય: શ્લો: ૨: + વાયુકાય: શ્લો ૨ + વનસ્પતિકાય શ્લો. ૧+બાકીના: શ્લો.

૨૩: ] નારકકાંડ: શ્લો. ૨; સામાન્ય કાંડ: શ્લો.: ૮: આ પ્રમાણે કુલ શ્લોક ૨૦૪: નું પરિશિષ્ટ રચવામાં આવ્યું. આગળ જણાવ્યા પ્રમાણે બોટલીંક અને રયુ નામના જર્મન વિદ્વાનોએ અ. ચિં. ની સાથે તેનું સંપાદન કર્યું હતું. અત્યારે તો એ સંપાદન દુર્લભ છે. કાવ્યમાલાના સંપાદક–પંડિત શિવદત્ત અને કાશીનાથે અભિધાનસંગ્રહ. નામે ગ્રંથમાં હેમચંદ્રના બધા ય પ્રાપ્ત સંસ્કૃત કોશોનું સંપાદન કર્યું છે. તેમાં સાતમા કોશ તરીકે પા. ૧–૮. માં अभिधानचिंतामणि परिशिष्ट તરીકે આ 'શેષ' કોશ આપવામાં આવ્યો છે. એ 'અભિધાનસંગ્રહ' પણ અત્યારે અપ્રાપ્ય છે.

સંસ્કૃત ભાષાના વિદ્વાનોમાં અ. ચિં. નો પ્રચાર સારા પ્રમાણમાં હતો. અ. ચિં. ના વધારાના બીજા પરિશિષ્ટ તરીકે જિનદેવ નામે મુનિએ अभिधानचिंतामणिशिलोञ्छः નામે વધારો કર્યો હતો. આ ગ્રંથમાં કુલ ૧૪૦ શ્લોક છે. આરંભનો શ્લોક: अर्हं बीजं नमस्कृत्य गुरूणामुपदेशतः । श्रीहेमनाममाला-शिलोञ्छं क्रियते मया ॥ અંતનો શ્લોક : वैक्रमेऽब्दे त्रिवार्स्त्रिन्दुर्मिते ? राधाद्यपक्षतौ । ग्रन्थोऽयं निर्ममे श्रीमज्जिनदेवमुनीश्वरः ॥ આ અંત્ય શ્લોકમાં કર્તાએ રચનાનો સંવત્સર આપ્યો છે–પરંતુ તે સ્પષ્ટ સમજી શકાતો નથી. 'અભિધાનસંગ્રહ' અગીઆરમા કોશ તરીકે કોશ–સંગ્રહમાં પા. ૧–૫. માં તે આપવામાં આવેલો છે.

## ૨. અનેકાર્થસંગ્રહ

'अनेकार्थसंग्रहः' એ અ. ચિં. કોશથી જુદા પ્રકારનો કોશ છે. તેની રચના અ. ચિં. પછી થયેલી છે–એ હકીક્ત

તે ગ્રંથના આદિ શ્લોક ઉપરથી દૃષ્ટિગોચર થાય છે. પ્રથમ ચાર શ્લોકમાં નમસ્કાર અને ગ્રંથની યોજના વિષે કહેવામાં આવ્યું છે.

"અર્હતોનું ધ્યાન ધરીને, એક અર્થ સહિત શબ્દોના સમૂહના સંગ્રહને ( =અ. ચિં. ને ) જેણે રચ્યો છે એવો હું એક સ્વરથી આરંભી ૭ સ્વરના શબ્દોના કાંડ સુધી, અનેક અર્થવાળા શબ્દોનો સંગ્રહ હું રચું છું. (૧)

"અહીં–આ ગ્રંથમાં–આરંભમાં અકારાદિ ક્રમથી અને અંતે ક–વગેરેના ક્રમથી યોજના કરવામાં આવી છે, પ્રથમ ઉદ્દેશ્ય વચન, ( એટલે કે જે શબ્દના અનેક અર્થ આપવામાં આવ્યા છે તે શબ્દ ) અને પછીથી અનેક અર્થો આપવામાં આવ્યા છે. (૨)

"જ્યાં એક રૂઢ અર્થ છે ત્યાં યૌગિક (વ્યુત્પત્તિજન્ય) શબ્દ આપવામાં આવ્યો છે; પણ તેના અનેક અર્થ રૂઢ થયા હોય તો યૌગિક અર્થ આપવામાં આવે અથવા તો ન પણ આપવામાં આવે." (૩)

"પદોને છૂટાં પાડીને જે જુદો અર્થ આમાં સિદ્ધ થાય છે તે અહીં બતાવવામાં નહિ આવે, કારણ કે તેમ કરીએ તો અર્થનો કાંઇ આરો જ ન આવે."[૮]

---

૮. અનેકાર્થસંગ્રહ : આદિ શ્લોક ૧–૪ :

ध्यात्वार्हतः कृतैकार्थश्लोकसंदोहसंग्रहः
एकस्वरादिषट्काण्डया कुर्वेऽनेकार्थसंग्रहम् ॥१॥

અનેકાર્થસંગ્રહમાં વસ્તુવિભાગ અને શ્લોકસંખ્યા નીચે પ્રમાણે છેઃ-

| કાંડ | કાંડ–નામ | શ્લોક–સંખ્યા | ટિપ્પણ. |
|---|---|---|---|
| ૧. | एकस्वरकाण्डः | ૧૬. | |
| ૨. | द्विस्वरकाण्डः | ૫૯૧ | |
| ૩. | त्रिस्वरकाण्डः | ૭૬૬ | |
| ૪. | चतुःस्वरकाण्डः | ૩૪૩ | |

अकारादिक्रमेणादावत्र कादिक्रमोन्ततः
उद्देश्यवचनं पूर्वं पश्चादर्थप्रकाशनम् ॥२॥
यत्रैक एव रूढोऽर्थो यौगिकस्तत्र दर्श्यते
अनेकस्मिंस्तु रूढेऽर्थे यौगिकः प्रोच्यते न वा ॥३॥
*पदानां भङ्गतो योऽस्मिन्ननेकोऽर्थः प्रकाश्यते*
प्रदर्शनीयो नैवासौ तस्यानन्त्यप्रसङ्गतः ॥४॥

અનેકાર્થને અંતે અવ્યયોનો વિભાગ આપવામાં આવ્યો છે : अथाव्ययानि वक्ष्यन्ते प्राग्वदेव स्वरक्रमात् છે, અને આ અવ્યયવિભાગને છેડે : इत्याचार्यश्रीहेमचन्द्रविरचितेऽनेकार्थसंग्रहेऽनेकार्थशेषः । આ અવ્યયવિભાગ अनेकार्थशेष તરીકે અ. ચિં. ના शेष ની માફક જ પછીથી મૂકવામાં આવ્યો હોય.

| | | | |
|---|---|---|---|
| ૫. | पञ्चस्वरकाण्डः | ૪૮. | |
| ૬. | षट्स्वरकाण्डः | ૫. | અનેકાર્થના શ્લોક ૧માં કહ્યા પ્રમાણે અહીં ષટ્-કાંડી પૂરી થાય છે. |
| | | ૧૭૬૯ | |
| ૭. | अव्ययकाण्डः | ૬૦ | આ કાંડ 'અનેકાર્થશેષ' તરીકે ઉમેરવામાં આવ્યો છે. અભિધાનચિંતા-મણિમાં પણ 'શેષ' ઉમેર-વામાં આવ્યો હતો તે આપણે પૂર્વે જોયું છે. |
| | કુલશ્લોક સંખ્યા | ૧૮૨૯ | |

અભિધાનચિંતામણિમાં એક અર્થના અનેક શબ્દોનો કોશ આપવામાં આવ્યો છે, જ્યારે અનેકાર્થસંગ્રહમાં એક શબ્દના અનેક અર્થોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દા. ત. को ब्रह्मण्यात्मनि रवौ मयूरेऽग्नौ यमेऽनिले । 'क' ના અર્થ: બ્રહ્મા, આત્મા, રવિ, મયૂર, અગ્નિ, યમ અને વાયુ થાય છે. આ દૃષ્ટિએ અનેકાર્થસંગ્રહ અને અભિધાનચિન્તામણિ એ બન્નેય કોશ એક બીજાના પૂરક છે.

અ. ચિં. ઉપર નોંધ કરતાં એમ બતાવવામાં આવ્યું હતું કે તે કોશ ગૂજરાતી અને અન્ય અર્વાચીન ભાષાઓના શબ્દશાસ્ત્ર ઉપર પ્રકાશ નાખે છે. તે જ પ્રમાણે અનેકાર્થસંગ્રહ પણ ગૂજરાતી વગેરે ભાષાઓના શબ્દશાસ્ત્રના અભ્યાસમાં અત્યન્ત ઉપયોગી ગ્રંથ છે. આ સંબંધે નીચેનાં થોડાં ઉદાહરણો જ પૂરતાં થશે:

અ.સં. ૨.૩૧. टङ्कः – जङ्घा ગૂ. ટાંગો.

અ.સં. ૨.૩૮૦. हृज्ज – हृद्य ગૂ. હેજ – હેત.

અ.સં. ૨.૪૭૨. खाळः – निम्न મરાઠી खाली – નીચે.

અ.સં. ૩.૬૨ पुलाकः – भक्तसिक्थ ગૂ. પુલાવ

અ.સં. ૩.૯૭ सरकः – मद्य ગૂ. સિરકો.

અ.સં. ૩.૨૦૨. નિઃશ્રેણિઃ– अधिरोहिणी ગૂ. નીસરણી.

ઉપરના અને બીજા કેટલાય શબ્દો અ.સ. માં દષ્ટિગોચર થાય છે. અ.સં. નો એ દષ્ટિએ વ્યવસ્થિત અભ્યાસ થવો ઘટે છે.

અ.સં. ના ઉપર अनेकार्थकैरवाकरकौमुदी નામે એક ટીકા ઉપલબ્ધ થાય છે. ટીકાના નામનો ઉલ્લેખ ટીકાની પ્રસ્તાવના શ્લોક :૧: માં પણ કરવામાં આવ્યો છે.[૯] પ્રથમ કાંડને છેડે નીચે પ્રમાણે પુષ્પિકા છે.

इत्याचार्यश्रीहेमचन्द्रविरचितायामनेकार्थकैरवाकरकौमुदीत्यभिधानायां स्वोपज्ञानेकार्थसंग्रहटीकायामेकस्वरसंग्रहकाण्डः प्रथमः समाप्तः।

આ ઉપરથી ટીકા હેમચન્દ્રાચાર્યે પોતે લખી હોય એમ પ્રતીત થાય છે. પરંતુ બીજા કાંડની ટીકાને અન્તે કેટલાક પુષ્પિકાશ્લોક છે–તે ઉપરથી માલમ પડે છે કે હેમચન્દ્રાચાર્યના શિષ્ય મહેન્દ્રસૂરિએ આ ટીકા લખી પોતાના ગુરુના નામ ઉપર ચઢાવી હતી.[૧૦]

૯. અ. સ. આદિશ્લોક ૧ :

परमात्मानमानम्य निजानेकार्थसंग्रहे
वक्ष्ये टीकामनेकार्थकैरवाकरकौमुदीम् ॥१॥

૧૦. અ. સ. દ્વિતીયકાંડની ટીકાને છેડે નીચેના શ્લોકો દષ્ટિગોચર થાય છેઃ

આ ટીકાની રચનામાં સહાયભૂત બનેલા કોશોનો ઉલ્લેખ પ્રસ્તાવના શ્લોક : ૨–૩ : માં કરવામાં આવ્યો છે.

विश्वप्रकाशशाश्वतरभसामरसिंहमङ्खहुग्गानाम्
व्याडिधनपालभागुरिवाचस्पतियादवादीनाम् ॥
शास्त्राणि वीक्ष्य शतशो धन्वन्तरिनिर्मितं निघण्टुं च
लिङ्गानुशासनानि च क्रियतेऽनेकार्थटीकेयम् ॥

આજ કોશોનો ઉપયોગ હેમચન્દ્રાચાર્યે કરેલો હોવો જોઇએ. વ્યાડિ, ધનપાલ વગેરેનો ઉલ્લેખ અ. ચિં. ની સ્વોપજ્ઞ ટીકાના પ્રસ્તાવનાશ્લોકોમાં હેમચન્દ્રાચાર્યે કર્યો છે. પ્રસ્તાવનાના બીજા શ્લોકોમાં ટીકાની યોજનાનો ઇસારો કર્યો છે.

પોતાની ટીકાની યોજના સબંધે આ પ્રસ્તાવનાશ્લોક : ૮ : નીચે પ્રમાણે છે :

---

श्रीहेमसूरिशिष्येण श्रीमन्महेन्द्रसूरिणा
भक्तिनिष्ठेन टीकेयं तन्नाम्नैव प्रतिष्ठिता ॥१॥

सम्यग्ज्ञाननिधेर्गुणैरनवधेः श्रीहेमचन्द्रप्रभोः
ग्रन्थे व्याकृतिकौशलं विलसति क्वास्मादृशां तादृश ।
व्याख्यातः स्म तथापि त पुनरिदं नाश्चर्यमन्तर्मन-
स्तस्याजस्रमपि स्थितस्य हि वयं व्याख्यामनुब्रूमहे ॥२॥

यल्लक्ष्यं स्मृतिगोचरे समभवद् दृष्टं न शास्त्रान्तरे
तत्सर्वं समदर्शि किंतु कतिचिन्नो दृष्टलक्ष्याः क्वचित् ।
अभ्यूह्यं स्वयमेव तेषु मुमुखैः शब्देषु लक्ष्यं बुधैः
यस्मात्संप्रति तुच्छकश्मलधियां ज्ञानं कुतः सर्वतः ॥३॥

व्युत्पत्तिलिङ्गनिर्णीतिर्विषमार्थप्रकाशनम् ।
प्रायेण दृष्टदृष्टान्तो लक्ष्यमत्र चतुष्टयम् ॥[११]

અ. સં. ની એક આવૃત્તિ મને પ્રાપ્ત થયેલી છે. તેના ઉપર આધાર રાખી ઉપરનું બ્યાન આપવા યત્ન કરવામાં આવ્યો છે.

## ૩. નિઘંટુશેષ.

શ્રીહેમચન્દ્રાચાર્યે વનસ્પતિઓનો પણ કોશ બનાવ્યો છે. તેને નિઘંટુશેષ નામ આપવામાં આવ્યું છે. 'અભિધાનસંગ્રહ' (સં. પં. શિવદત્ત અને કાશીનાથ) માં કોશ ૬ તરીકે તે સંપાદિત કરવામાં આવ્યો છે. આ ગ્રન્થનો પ્રથમ શ્લોક :

विहितैकार्थनानार्थदेश्यशब्दसमुच्चयः
निघण्टुशेष वक्ष्येऽहं नत्वार्हत्पादपङ्कजम् ॥

"એકાર્થ કોશ (=અભિધાનચિંતામણિ), નાનાર્થ કોશ (=અનેકાર્થસંગ્રહ) અને દેશ્યશબ્દનો સમુચ્ચય (=દેશીનામમાલા) ની રચના કર્યા પછી–અર્હતના પાદપંકજને નમસ્કાર કરી હું નિઘંટુશેષ બોલીશ."

આ શ્લોક બતાવે છે કે નિઘંટુશેષની રચના કોશરચના પ્રવૃત્તિનું છેલ્લું ફળ છે. 'निघण्टु' શબ્દ અત્યંત પ્રાચીન છે. યાસ્કે વૈદિક શબ્દસંગ્રહ 'निघण्टु' ઉપર ટીકા કરી તે નિરુક્ત. નિરુક્તકાર યાસ્ક આ પ્રમાણે કહે છે :

॥ हरिः ॐ ॥ समाम्नायः समाम्नातः । स व्याख्यातव्यः । तमिम समाम्नाय निघण्टव इत्याचक्षते । निघण्टवः कस्मान्निगमा इमे

૧૧. મહેન્દ્રસૂરિએ ટીકામાં શબ્દનો પ્રયોગ બતાવવા માટે જ્યાં જ્યાં પ્રયુક્ત દૃષ્ટાન્તો મળ્યાં ત્યાં ત્યાં આપ્યાં છે; પ્રો. ઝેચારીએ અવતરણોનાં ગ્રન્થસ્થાનોની સૂચિ આપી છે.

भवन्ति । छंदोभ्यः समाहृत्य समाहृत्य समाम्नाताः । ते निगन्तव एव सन्तो निगमनान्निघण्टव उच्यन्त इत्यौपमन्यवः । अपि वा आहननादेव स्युः समाहता भवन्ति । यद्वा समाहृता भवन्ति ॥[१२]

વૈદિક શબ્દોના સમૂહને આ પ્રમાણે निघण्टु નામ આપવામાં આવતું; તે જ પ્રમાણે વનસ્પતિનાં નામોના સંગ્રહને પણ નિઘંટુ નામ આપવાનો ચાલ ઘણો પ્રાચીન હતો. ધનવન્તરિનિઘંટુ–રાજકોશનિઘંટુ–સરસ્વતીનિઘંટુ–હનુમાન્નિઘંટુ વગેરે ગ્રંથો અત્યારે દુષ્પ્રાપ છે; પરંતુ પૂર્વે પ્રચલિત હતા. કદાચ ધન્વંતરિનિઘંટુ હેમચંદ્રની સામે આ ગ્રંથની રચના કરતી વખતે હોય. અનેકાર્થસંગ્રહની ટીકામાં કહેવાયું છે:

> शास्त्राणि वीक्ष्य शतशो धन्वन्तरिनिर्मितं निघण्टुं च
> लिङ्गानुशासनानि च क्रियतेऽनेकार्थटीकेयम् ॥

અનેકાર્થસંગ્રહની ટીકા શ્રીહેમચંદ્રાચાર્યના શિષ્ય શ્રી મહેન્દ્રસૂરિએ રચી હતી. તેમની સમક્ષ શ્રીહેમચંદ્રાચાર્યનો પુસ્તકસંગ્રહ હતો; અને ધન્વંતરિનો નિઘંટુગ્રંથનો ઉલ્લેખ તેનું મહત્ત્વ બતાવે છે.

નિઘંટુશેષના છ કાંડ છપાયેલા મળે છે. તેની સૂચિ નીચે પ્રમાણે છે:

| કાંડસંખ્યા | કાંડપ્રકાર | શ્લોકસંખ્યા |
|---|---|---|
| કાંડ : ૧ : | वृक्षकाण्डः | શ્લો. ૧૮૧ |
| કાંડ : ૨ : | गुल्मकाण्डः | શ્લો. ૧૦૫ |
| કાંડ : ૩ : | लताकाण्डः | શ્લો. ૪૪ |

૧૨. યાસ્ક : નિરુક્ત : અ. ૧. ખંડ ૧. સૂત્ર ૧–૭.

| | | |
|---|---|---|
| કાંડ : ૪ : | शाककाण्डः | શ્લો. ૩૪ |
| કાંડ : ૫ : | तृणकाण्डः | શ્લો. ૧૭ |
| કાંડ : ૬ : | धान्यकाण्डः | શ્લો. ૧૫ |

કુલ શ્લોક સંખ્યા ૩૯૬

આ ગ્રંથ એક પ્રકારનો વનસ્પતિકોશ ( Botanical Dictionary ) છે અને વૈદ્યકશાસ્ત્ર માટે અત્યંત ઉપયોગી છે.

નિઘંટુગ્રંથો સંબંધી ડૉ. બ્યુલ્હર નીચે પ્રમાણે અભિપ્રાય વ્યક્ત કરે છે—"નિઘંટુ અથવા નિઘંટુશેષ સંબંધી પણ કાંઈ વક્તવ્ય કરવું જોઈએ. એ ગ્રંથ એટલો સુપરિચિત થયેલો નથી. જૈન પંડિતોના સાંપ્રદાયિક કથન પ્રમાણે હેમચંદ્રે નિઘંટુ નામના છ ગ્રંથો લખ્યા છે;[૧૩] પરંતુ અત્યારસુધી તેમાંનો ત્રણનો પત્તો લાગ્યો છે. એમાંના બે વનસ્પતિઓના નામની ટૂંકી નોંધો આપે છે. પુરાણા ધન્વંતરિ નિઘંટુ અને રત્નપરીક્ષામાંથી આ ગ્રંથોનું અનુકરણ કરવામાં આવ્યું હોય તો એ ન બનવાજોગ નથી."[૧૪] અ. ચિ. કાં. ૪ શ્લો. ૨૬૭ની સ્વોપજ્ઞવિવૃત્તિમાં નિઘંટુનો નિર્દેશ કરવામાં આવ્યો છે : पिप्पलादिवृक्षजातीनां तु नामशेषोऽस्मदुपज्ञनिघण्टोरवसेयः । પ્ર. ચ. શૃંગ ૧૨ શ્લો. ૮૩૭માં આ કોશનો ઉલ્લેખ છે : एकार्थानेकार्था देश्या निघण्टव इति च चत्वारः। विहिताश्च नामकोशाः शुचिकवितानट्युपाध्यायाः ॥ આ પ્રમાણે પ્ર. ચ. ને મતે પણ હેમા-

૧૩. પ્રો. બ્યુલ્હરનો આ ઉલ્લેખ નિઘંટુશેષના છકાંડોને ઉલ્લેખીને હોય એ યથાર્થ છે.

૧૪. Buhler's Life of Hemacandracarya : P. 37.

ચાર્યે ચાર કોશ રચ્યા : ૧. અભિધાનચિંતામણિ; ૨. અનેકાર્થસંગ્રહ; ૩. દેશીનામમાલા; અને ૪. નિઘંટુઓ.

ગ્રંથને નિઘંટુશેષ નામ આપવાનું કારણ એ જ છે કે વનસ્પતિનાં શાસ્ત્રીય નામો સંસ્કૃતનામમાલા–અ. ચિં. માં સંકલિત કરી ન દેતાં તેને વાચકોની સગવડ અર્થે જુદાં રાખ્યાં. કેટલાક શબ્દો અ. ચિં.ની રચના કરતાં તેમાં રહી ગયેલા એ પરિશિષ્ટ રૂપે 'શેષ' નામમાલા તરીકે મૂકવામાં આવ્યા. તેવી રીતે આ નિઘંટુશેષ અથવા–નિઘંટુ–પરિશિષ્ટ તરીકે વનસ્પતિકોશની રચના હાથ ધરવામાં આવી.

નિઘંટુશેષની હાથપ્રતો માટે પ્રો. બ્યુલ્હર નોંધ નીચે પ્રમાણે કરે છે : "As regards the Fragments found, see my Report of the Search of Sanskrit Mss. 1874/75 pp. 6. and the List of the Elphinstone College Collection 1866/68 under Kosha. There is a copy of the Nighantu–S'esha, Dhanya–Kanda, in the Deccan College Collection 1875/77.No.735"[૧૫] પં. શિવદત્ત અને કાશીનાથ, નિઘંટુકોશની હાથપ્રતના સ્થાન માટે 'पुण्यपत्तनस्थपुस्कालयत:' એ પ્રમાણે નોંધ લે છે.

આ પ્રમાણે ત્રણ કોશની રચના કરી સંસ્કૃત શબ્દશાસ્ત્રને શ્રીહેમચંદ્રાચાર્યે મંડિત કર્યું. પાછળના અનેક ટીકાકારોએ હેમચંદ્રાચાર્યના કોશોનાં પ્રમાણો ટાંક્યાં છે. હેમચંદ્રાચાર્યે સંક-

૧૫. Buhler's Life of Hemacandracarya P. 91. Note : 74.

લનની દૃષ્ટિએ પણ ઉત્તમ કાર્ય કર્યું છે. ધન્વતરિ, વ્યાડિ કે ધનપાલના કોશો કાલક્રમે નષ્ટ થયા છે. પરંતુ હેમચન્દ્રાચાર્યે આ સર્વ ગ્રન્થોનું દોહન કરી પોતાના કોશોની રચના કરી અને એમના કોશ–ગ્રન્થો અત્યારે આપણી સમક્ષ મોજૂદ છે. એક મહાન ગૂજરાતી તરીકે હેમચન્દ્રાચાર્યનું જીવનકાર્ય ગૂજરાતને સારસ્વતમંડિત કરવાનું હતું. ગૂર્જરવિદ્વાનો ગૂજરાતની વિદ્વત્તાથી રચાયેલા ગ્રન્થોનું પરિશીલન કરે–એ હેમચંદ્રાચાર્યની અભિલાષા હતી. આથી વ્યાકરણની માફક જ કોશગ્રંથોની રચના કરી હેમચંદ્રાચાર્યે ગૂજરાતની લોકોત્તર સેવા કરી છે.

૪

# સંસ્કૃતદ્વ્યાશ્રય મહાકાવ્ય

દ્વ્યાશ્રય–કાવ્યની રચના સ્વોપજ્ઞ શબ્દાનુશાસનને દૃષ્ટાંતપુરઃસર સમજાવવા માટે શ્રીહેમચંદ્રાચાર્યે કરી હતી. પાણિનિના વ્યાકરણને નિદર્શિત કરવા માટે, ઈ. સ. સાતમા સૈકામાં વલભીમાં ધરસેન ચોથાના આશ્રય હેઠળ ભટ્ટિએ રામાયણની કથાને આલેખતું ભટ્ટિકાવ્ય રચ્યું હતું.[1] એ જ પ્રમાણે હેમાચાર્યે દ્વ્યાશ્રયકાવ્યની કલ્પના કરી અને કાવ્યવસ્તુ તરીકે ચૌલુક્યવંશની કથા લીધી.

દ્વ્યાશ્રયકાવ્યમાં વીસ સર્ગ છે. તેમાં મહાકાવ્યનાં સઘળાં લક્ષણો છે : જેવાં કે સર્ગબંધ, ઋતુવર્ણન, સૃષ્ટિવર્ણન વગેરે. સાથે સાથે ચૌલુક્યવંશની જીવનગાથાનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. વળી સિદ્ધહેમવ્યાકરણનાં સૂત્રોનાં નિદર્શન પણ ક્રમશઃ આ કાવ્યમાંથી પ્રાપ્ત થાય છે. આ ઉપરથી કેટલાકને મતે–વ્યાકરણનાં સૂત્રોના દાખલારૂપ અને ચૌલુક્યવંશના કીર્તનરૂપ–એમ બે બાબતોથી યુક્ત આ કાવ્ય હોઈ તેને દ્વ્યાશ્રયકાવ્ય એવું નામ આપવામાં આવ્યું છે. કેટલાકને મતે–

૧. હેમસમીક્ષા : પાન ૯. પાદનોંધ ૭.

મહાકાવ્યલક્ષણ અને શબ્દલક્ષણ—એમ બે બાબતો આ કાવ્યમાં ગ્રથિત કરી દેવામાં આવી છે તેથી તે દ્વયાશ્રયકાવ્યના નામથી વિખ્યાત છે.[૨] શ્રી હેમચંદ્રાચાર્યે પોતાના શબ્દાનુશાસનના દરેક

૨. દ્વયાશ્રયકાવ્ય : ૧ . ૨ : અભયતિલકગણીની ટીકા : शब्दानुशासनेन प्रधानोपाध्यायेनेव सर्वेऽपि शब्दाः शिष्या इव सम्यग् व्युत्पादिता अपि यावन् महाकाव्ये लोकव्यवहार इव न व्यापारितास्तावत्स्वमत्याऽन्यत्र व्यावहारिकेऽर्थे प्रयुज्यमानानामिष्टार्थसिद्धिभाजो भवन्ति—इति ते यस्मिन्नर्थे यथा प्रयुज्यन्ते तथा दिङ्मात्रेण दर्शनार्थं तथा संसिद्धशब्दसंदर्भपुष्पोत्करसंभृतादस्माद्व्याकरणात्पुष्पकरण्डादिवोद्धृत्यैतत्प्रयोगप्रपूजकरः काव्यदाम्नि गुम्फितः स्मृतिभिरपि सुखेन ग्राह्यो भवति—इत्येतदर्थमेतच्छब्दानुशासनविशेषहेतुश्रीसिद्धचक्रवर्ति-**श्रीजयसिंहदेववंशावदातवर्णनाय च द्व्याश्रयं शब्दानुशासनप्रयोगसंग्रहस्वरूपतया सर्वकाव्यलक्षणलक्षितकथाप्रबन्धस्वरूपतया च यथार्थाभिधानं महाकाव्यं** चिकीर्षन्तः ४०.........

એજ રીતે પ્ર. ચ. શ્રી હેમચંદ્રસૂરિપ્રબંધ : શ્લો. ૮૩૬.

लक्षणसाहित्यगुण विदधे च द्व्याश्रय महाकाव्यम् ।

ઉપરનાં પ્રમાણોમાંથી એમ ફલિત થાય છે કે હેમાચાર્યે વ્યાકરણનાં લક્ષણ અને મહાકાવ્યનાં લક્ષણનો યોગ સાધી દ્વયાશ્રયકાવ્યની રચના કરી. પરંતુ દ્વયાશ્રય : સર્ગ. ૧ : શ્લોક. ૨ .

लोकात्सालातुरीयादेः शब्दसिद्धिरिवानघा
चौलुक्यवंशाज्जयति नयधर्मव्यवस्थितिः ॥

આ શ્લોકમાં ધ્વનિ વ્યાકરણશાસ્ત્ર અને ચૌલુક્યવંશકીર્તિનો છે. મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો અભિપ્રાય : દ્વયાશ્રયભાષાંતર.

પાદને છેડે ચૌલુક્યવંશકીર્તનની પ્રશસ્તિ લખી છે.[3] એ જ વિચારનો કાવ્ય મારફતે જાણે આ વિસ્તાર હોય તેમ લાગે છે. છેવટનો ભાગ કુમારપાલ રાજા થાય છે ત્યાં સુધી આવે છે. કુમારપાલના આલેખનમાં સર્ગ ૧૬–૨૦ જેટલો ભાગ લેવામાં આવ્યો છે. દ્વયાશ્રયકાવ્યનો આરંભ શબ્દાનુશાસન પૂરું થયા પછી તરત જ કરવામાં આવ્યો હોય તે અસંભવિત નથી.

પ્રસ્તાવના પા. ૩૦ "દ્વયાશ્રય શબ્દનો અર્થ બે આશ્રય એટલે આધાર એટલો જ થાય છે, ને વ્યાકરણ તથા ઇતિહાસ બે આધાર જેને રચવામાં લીધેલા તેવા ગ્રન્થ તે દ્વયાશ્રય."

આજ મુદ્દા ઉપર પ્રો. વિટરનીટ્ઝે તદ્દન ભ્રાન્તિમૂલક વિચાર નોંધ્યો છે. જુઓ Buhler's Life of Hemacandracarya. Foreward by Prof. Winternitz. P. xiii. "As a poet, as a historian in some way, and as a grammarian, Hemacandra proved himself in the one epic poem Kumarapala–Carita, also known as Dvyasraya–kavya, because it is written in two languages, Sanskrit & Prakrit. The poem describes the history of Calukyas of Anhilawada and more especially of Kumarapala, the author's great patron, but at the same time it is intended to illustrate the rules of his own Sanskrit and Prakrit grammars."

વિચારશીલ વાચક ઉપરના વિધાનની ભ્રાન્તિમૂલકતા જોઈ શકશે.

૩. સિદ્ધહેમના પ્રત્યેક પાદની પ્રશસ્તિરૂપ પાત્રીસેય શ્લોકો અંગ્રેજી ભાષાંતર સહિત : Buhler's Life of Hemacandracarya (Singhi Series) P. 73–80. ઉપર આપવામાં આવેલા છે.

કદાચ સિદ્ધરાજની પ્રેરણાથી પણ તેમણે આ કાવ્યનો આરંભ કર્યો હોય અને સિદ્ધરાજની જીવનગાથા સુધીનો ભાગ, સર્ગ ૧૪ સુધીનો ભાગ, તેમણે સિદ્ધરાજના જીવનકાલ સુધીમાં–વિ. સં. ૧૧૯૯ સુધીમાં પૂરો કર્યો હોય. આ માનવા માટે એક વધારે તો કારણ એ મળે છે કે પ્રાકૃત દ્વ્યાશ્રયકાવ્ય કુમારપાલના ચરિતને જ કેવળ આલેખે છે; અને તે એક સ્વતંત્ર પ્રાકૃત મહાકાવ્ય તરીકે રચાયું છે.

દ્વ્યાશ્રયમહાકાવ્ય ચૌલુક્યકુલદીપક સિદ્ધરાજના પ્રિય સદસ્ય અને કુમારપાલના ધર્મગુરુ શ્રીહેમચંદ્રાચાર્યને હાથ લખાયેલું છે. એ કારણે એક સમકાલીન ઇતિહાસાલેખન તરીકે, ગૂજરાતના સુવર્ણયુગના ગૌરવવંતા કાવ્ય તરીકે, દ્વ્યાશ્રય–મહાકાવ્યનું મૂલ્ય બહુ જ છે. તત્કાલીન સમાજનાં અનેક તત્ત્વો તેમાં ઓતપ્રોત છે–તેથી સામાજિક ઇતિહાસ જાણવા માટે આ મહાકાવ્ય અત્યંત મહત્ત્વનું છે.[૪] પરંતુ આવાં કાવ્યોમાં ઇતિહાસની દૃષ્ટિએ કેટલીક ક્ષતિ રહે તે સ્વાભાવિક છે. રાજાસભામાં ઉત્તમ સ્થાન ભોગવતો, રાજાનો સમકાલીન કવિ પોતાના રાજાની કે તેના કુલની અપકર્ષક બાબતોનો સામાન્ય રીતે ઉલ્લેખ કરતો નથી. દાખલા તરીકે, ગઝનીની સોમનાથ ઉપર થયેલી ચઢાઇનો અને સંહારનો હેમાચાર્યે બીલકુલ ઉલ્લેખ કર્યો નથી. કુમારપાલ ઉપર સિદ્ધરાજની અવકૃપા થયેલી, અને તેણે નહિ ઇચ્છેલું કે કુમારપાલ તેનો ઉત્તરાધિકારી થાય: આ કારણે કુમારપાલના

૪. મણિલાલ નભુભાઇ દ્વિવેદી : દ્વ્યાશ્રય કાવ્યનુ ગુજરાતી ભાષાંતર : પ્રસ્તાવના : પાન ૨૧–૩૧. સામાજિક સ્થિતિ વગેરેનું દ્વયાશ્રયમાંથી ફલિત થતું તારણ તેમણે આપ્યુ છે.

વિનાશ માટે સિદ્ધરાજે પ્રયત્નો આદરેલા; અને કુમારપાલને ગૂજરાતની બહાર ભટકવું પડેલું; આ બાબતનો હેમાચાર્યે બીલકુલ ઉલ્લેખ પણ કર્યો નથી કે દૂર દૂરથી સૂચક એવા શબ્દોનો પણ ઉપયોગ કર્યો નથી. અજયપાલના મંત્રી યશઃપાલના મોહરાજપરાજયનાટકમાં કુમારપાલના ભટકવાના ઉલ્લેખો મળે છે એટલે એ ઐતિહાસિક સત્ય તો છેજ.[૫] આ પ્રમાણે વક્તવ્યત્યાગ—Suppressio veri—આ પ્રકારનાં વંશકીર્તન કાવ્યોનું ઇતિહાસ તરીકે મૂલ્ય પરિમિત કરે છે.

મહાકાવ્ય તરીકે નાયકના ગૌરવને વધારનારા કેટલાક જીવનના બનાવોને કવિ પસંદ કરે છે; અને તે બનાવોને તેજસ્વી બનાવવા માટે કવિ પોતાની શક્તિનું તેજ તેને અર્પે છે. આલંકારિકોએ તેને માટે નિયમો પણ નક્કી કર્યા છે. રુદ્રટ જણાવે છે.

तत्रोत्पाद्ये पूर्वं सन्नगरीवर्णनं महाकाव्ये
कुर्वीत तदनु तस्यां नायकवंशप्रशंसां च ॥ ७ ॥
तत्र त्रिवर्गसक्तं समिद्धशक्तित्रयं च सर्वगुणम् ।
रक्तसमस्तप्रकृतिं विजिगीषुं नायकं न्यस्येत् ॥ ८ ॥

---

૫. यशःपालकृतमोहराजपराजय.—અંક ૧. શ્લો. ૨૮. (G.O.S. ix) પા. ૧૬. કુમારપાલને અનુલક્ષીને આલાયેલો શ્લોક:

एको यः सकलं कुतूहलितया बभ्राम भूमण्डलं
प्रीत्या यत्र पतिंवरा समभवत् साम्राज्यलक्ष्मीः स्वयम् ।
श्रीसिद्धाधिपविप्रयोगविधुरामप्रीणयद् यः प्रजाम्
कस्यासौ विदितो न गूर्जरपतिश्चौलुक्यवंशध्वजः ॥

विधिवत्परिपालयतः सकलं राज्यं च राज्यवृत्तं च
तस्य कदाचिदुपेतं शरदादिं वर्णयेत्समयम् ॥ ९ ॥
स्वार्थं मित्रार्थं वा धर्मादि साधयिष्यतस्तस्य
कुल्यादिष्वन्यतमं प्रतिपक्षं वर्णयेद्गुणिनम् ॥ १० ॥
स्वचरात्तद्दूताद्वा कुतोऽपि वा शृण्वतोऽरिकार्याणि
कुर्वीत सदसि राज्ञां क्षोभं क्रोधेद्धचित्तगिराम् ॥ ११ ॥
समन्त्र्य समं सचिवैर्निश्चित्य च दण्डसाध्यतां शत्रोः
तं दापयेत्प्रयाणं दूतं वा प्रेषयेन्मुखरम् ॥ १२ ॥
अथ नायकप्रयाणे नागरिकाक्षोभजनपदाद्रिनदीः
अटवीकाननसरसीमरुजलधिद्वीपभुवनानि ॥ १३ ॥
स्कन्धावारनिवेशं क्रीडां यूनां यथायथं तेषु
रव्यस्तमयं तेषां संतमससमयोदयं शशिनः ॥ १४ ॥
रजनीं च तत्र यूनां समाजसंगीतपानशृङ्गारान्
इति वर्णयेत्प्रसङ्गात्कथां च भूयो निबध्नीयात् ॥ १५ ॥
प्रतिनायकमपि तद्वत्तदभिमुखमृष्यमाणमायान्तम्
अभिदध्यात्कार्यवशान्नगरीरोधस्थितं वापि ॥ १६ ॥
योद्धव्यं प्रातरिति प्रबन्धमधुपीतिर्निशि कलत्रेभ्यः
स्ववधं विशङ्कमानान्संदेशान्दापयेत्सुभटान् ॥ १७ ॥
संनह्य कृतव्यूहं सविस्मयं युध्यमानयोरुभयोः
कृच्छ्रेण साधु कुर्यादभ्युदयं नायकस्यान्ते ॥ १८ ॥[६]

६. रुद्रट–काव्यालङ्कार (કાવ્યમાલા સીરીઝ) અધ્યાય : ૧૬. શ્લો. ૭—૧૮.

આ મહાકાવ્યના સમય ( Convention )ના ચોકઠામાં કવિએ નાયકની કારકીર્દી ગોઠવવાની હોય છે; વળી નાયકને ઉપરની ગાથા : ૮ : માં બતાવ્યા પ્રમાણે ઉદાત્ત ચીતરવાનો હોય છે—અને ગાથા : ૧૮ : માં કહ્યા પ્રમાણે પ્રયત્નપૂર્વક અને સારી રીતે નાયકનો અન્તે અભ્યુદય આલેખવાનો હોય છે. આ મહાકાવ્યના સમયની નિયંત્રણામાં ઇતિહાસ ચુંથાઇ જાય. મનુષ્ય ગુણ તેમજ દોષવાળો હોય છે; અને બન્નેયનું અવિતથ આલેખન એ ઇતિહાસનો હેતુ હોય છે. દાખલા તરીકે, ચામુંડનું જીવન, જયસિંહના પિતા કર્ણનું જીવન, વળી મૂલરાજનો ગાદી મેળવવાનો પ્રસગ, વગેરે નાયકની ઉદાત્તતાને હાનિ કરનારા પ્રસંગો હોઇ તેનું આલેખન કવિએ ત્યજી દીધું હોય. મહાકાવ્યના નિયંત્રણને અંગે રાજાઓના સમસ્ત જીવનનું આલેખન—અને સમકાલીન સંજોગોની રાજા ઉપર થતી અસર અને રાજાઓના વ્યક્તિત્વથી સમકાલીન સંજોગો ઉપર થતી અસરનો સ્ફોટ—મહાકાવ્યમાં બરોબર ન થઇ શકે એ સ્વાભાવિક છે. કવિનું ધ્યેય મહાકાવ્ય છે. બીજે દરજ્જે ચૌલુકયવંશનું ગુણકીર્તન છે—ઇતિહાસ ખચીત જ નથી. આ કારણથી કાવ્યમાં ઇતિહાસદર્શન આ મર્યાદાઓ ધ્યાનમાં લઇને જ કરવું ઘટે છે.

ઉપર બતાવેલી રુદ્રટની મહાકાવ્ય સંબંધી ગાથાઓમાં વ્યક્ત થતા મહાકાવ્યના સમયને અનુરૂપ દ્વયાશ્રયકાવ્યની રચના છે : પ્રથમ સર્ગમાં અણહિલ્લપુરનું વર્ણન અને નાયક—મૂલરાજનું ઉદાત્ત અને ગૌરવયુક્ત આલેખન કરવામાં આવ્યું છે. (સરખાવો રુદ્રટની ગાથા ૭, ૮.) સર્ગ બીજામાં સોરઠનો રાજા

આહરિપુ યાત્રાળુઓને પીડા આપે છે–એ વાત સ્વપ્ન મારફતે શંકર તેને જણાવે છે. પ્રભાતનું વર્ણન : જંબક અને જેહુલ સાથે મૂલરાજ મંત્રણા કરે છે; અને દંડથી જ રિપુ સાધ્ય છે એમ નિશ્ચય કરી જાતે જ સેના સજ્જ કરી તે શત્રુ ઉપર ચઢવાની તૈયારી કરે છે : ( સરખાવો રુદ્રટની ગાથા. ૧૧. ૧૨. ) પ્રતિનાયક તરીકે આહરિપુનું વર્ણન કરવામાં આવ્યું છે. ( સરખાવો રુદ્રટની ગાથા ૧૬ ) સર્ગ ત્રીજામાં શરદ્–વર્ણન છે. ( રુદ્રટની ગાથા ૯ ) રાજસભા અને સેનાપ્રયાણનું તથા જંબુમાલીને કાંઠે નાખેલા મુકામનું વર્ણન પણ તેજ સર્ગમાં કરવામાં આવ્યુ છે. ( રુદ્રટની ગાથા ૧૩. ૧૪. ) ચોથા સર્ગમાં આહરિપુનો દૂત દ્રુણસ આવે છે અને ગર્ભિત રીતે સંધિની માગણી કરે છે–પરંતુ મૂલરાજ તેનો સ્વીકાર કરતો નથી. કચ્છનો રાજા લક્ષરાજ અને સિંધુરાજ તેના સહાયક થઈ આવે છે. આહરિપુ ભાદર નદીને કાંઠે પડાવ નાખે છે (સરખાવો રુદ્રટની ગા. ૧૧). પાંચમા સર્ગમાં યુદ્ધવર્ણન છે. મૂલરાજ લક્ષરાજને મારી નાખે છે; આહરિપુ પકડાય છે–પણ તેની પત્નીઓની વીનવણીથી તેની ટચલી આંગળી કાપી નાખી તે તેને છોડી મૂકે છે. મૂલરાજ પ્રભાસપાટણ જાય છે. શંકરનું પૂજન વગેરે કરી વિજયની ઘોષણાઓ સહિત અણહિલ્લપુરમાં તે પ્રવેશ કરે છે. (રુદ્રટની ગા. ૧૭–૧૮) ઉપરના પાંચ સર્ગના સારમાં, આપણે જોયું કે, મહાકાવ્યના નિયમોને હેમચંદ્રાચાર્યે સંસ્કૃત દ્વયાશ્રયકાવ્યની રચનામાં સારી રીતે અપનાવ્યા છે. આ પ્રમાણે આખાય કાવ્યમાં આ નિયમોનું પાલન બતાવી શકાય.

છઠ્ઠા સર્ગમાં મૂલરાજને ચામુંડ નામે પુત્ર થાય છે. એક

દિવસ મૂલરાજ રાજસભામાં બેઠો છે. દેશદેશના રાજાઓની ભેટો આવે છે. લાટ દેશના રાજા દ્વારપે એક હાથી ભેટ મોકલ્યો છે. ગજશાસ્ત્રનિપુણ ચામુંડ તે હાથીને તપાસી તેને અપલક્ષણવાળો જાહેર કરે છે. ચામુંડ લાટરાજ ઉપર ચઢાઈ કરવાની પોતાની ઇચ્છા બતાવે છે. મૂલરાજ ચામુંડ સાથે સૈન્યમાં જાય છે. ખંડિઆ રાજાઓ ચામુંડ સાથે હલ્લામાં મદદ કરવા માટે જાય છે. લાટસ્ત્રીઓ ગભરાઈ જાય છે. ખંડિઆ રાજાઓને ભાગ લેવા દીધા વિના ચામુંડ લાટરાજને હરાવે છે. દ્રુહિણતનયા–સરસ્વતીને કાંઠે મૂલરાજ પોતાના દેહની આહુતિ અગ્નિને આપી દે છે.[૭]

સર્ગ–સાતમામાં ચામુંડ રાજા થાય છે. તેને વલ્લભરાજ દુર્લભરાજ અને નાગરાજ એમ ત્રણ પરાક્રમી પુત્રો થાય છે. ચામુંડને ગાદીત્યાગ શાથી કરવો પડ્યો–એ કહેવાયું નથી; કારણ કે તેથી કાવ્યના નાયકના ગૌરવની ક્ષતિ થાય. નાયકનો અપકર્ષક દોષ ન આવે તેથી કવિએ ચામુડના ગાદીત્યાગ ઉપર મૌન સેવ્યું છે. એ કારણ ટીકાકારે પણ જણાવ્યું છે.[૮] ચામુંડના કહેવાથી

૭. દ્વયાશ્રયકાવ્ય : સર્ગ. ૬. શ્લો. ૧૦૭.

अथ प्राचीं गत्वा द्रुहिणतनयां श्रीस्थलपुरे
वपुः स्वं हुत्वाग्नौ सुपिहितपिनद्धापरयशाः ।
ययौ राजेः सूनुर्दिवमनपिनद्धापिहितधी–
र्ग्रहीतु स्वर्गादप्यवनविधिनावक्रयमिव ॥

૮. દ્વયાશ્રયકાવ્ય : સર્ગ. ૭. શ્લો. ૩૧. ઉપર ટીકાકારની નોંધ :
चामुण्डराजः किलातिकामाद्विकलीभूतः सन्भगिन्या वाचिणिदेव्या

વલ્લભે માળવા ઉપર હુમલો કર્યો પણ કોઈક અસાધ્ય વ્યાધિ થવાથી તે પાછો ફર્યો–અને મરણ પામ્યો. તેના પછી તેનો ભાઈ દુર્લભરાજ ગાદી ઉપર આવ્યો. મારવાડના રાજા મહેંદ્રની બ્હેન દુર્લભદેવીને તેણે સ્વયંવરમાં પ્રાપ્ત કરી. રાજા મહેંદ્રે પોતાની નાની બ્હેન નાગરાજને પરણાવી. રસ્તામાં વિરોધ કરનારા રાજાઓને હરાવી તેઓ પાટણ પાછા આવ્યા.

આઠમા સર્ગમાં ભીમ,—દુર્લભરાજ અને નાગરાજના કહેવાથી—ગાદીએ આવે છે. તે બહુ જ પરાક્રમી છે. તેણે સિંધુરાજ ઉપર ચઢાઈ કરી, સમુદ્ર જેવા પંચનદ આગળ તે આવ્યો. અને તેના ઉપર પુલ બંધાવી ને પાર ગયો. સિંધુરાજ સાથે યુદ્ધ કરી તેને કેદ કરી તે પાછો ફર્યો.

નવમા સર્ગમાં ભીમદેવના સાંધિવિગ્રહિક દામોદરની કુનેહથી ચેદિરાજ અને ભીમદેવનું યુદ્ધ અટક્યું. તે બંને વચ્ચે મૈત્રી થઈ. ભીમદેવ પોતાના નગરમાં પાછો ફર્યો. તેને ક્ષેમરાજ અને કર્ણ એમ બે પુત્ર થયા. ભીમે આત્મસાધના માટે રાજ્યત્યાગ કર્યો અને ક્ષેમરાજને ગાદી આપવા માંડી. પણ ક્ષેમરાજે તેનો સ્વીકાર કર્યો નહિ. એટલે કર્ણ ગાદીએ આવ્યો. જયકેશીની કુંવરી મયણલ્લાની પ્રતિકૃતિ જોઈ, તેને પરણવાની કર્ણે ઈચ્છા કરી. મયણલ્લા, તેનો રસાલો અને કીંમતી પહેરામણી અણહિલ્લપુર આવી પહોંચ્યાં. તેમને ઉતારો આપી, રાજા રાત્રે

राज्यात् स्फेटयित्वा तत्पुत्रो वल्लभो राज्ये प्रतिष्ठितः । આગળ જતાં ટીકાકાર નોંધ કરે છે : एतच्च वर्ण्यत्वेनाधिकृतस्योपनिबध्यमानमनुचितमिति पित्राज्ञामाददान इत्यनेन सूचितम् ।

તેમની ચર્ચા જોવા ગયો. મયણલ્લાને જોઈ તે પ્રસન્ન થયો. બીજે દિવસે તેની સાથે કર્ણનું લગ્ન થયું.

દશમા સર્ગમાં કર્ણને પુત્ર થતો નથી—તેથી તે અનેક વ્રત, ઉપવાસ વગેરે કરે છે. છેવટે લક્ષ્મી પ્રસન્ન થાય છે અને તેને પુત્રનું વરદાન આપે છે. નવમા અને દશમા સર્ગમાં મયણલ્લા અને કર્ણના સંબંધની અનેક વાતો નાયકના ગૌરવને ક્ષતિ ન આવે તે માટે દબાવી દીધી હોય—એમ સંભવે છે. કારણ કે એ સંબંધી અનેક આખ્યાયિકાઓ પ્રબંધોમાં પ્રચલિત થઈ છે. આ સર્ગમાં વર્ષાઋતુનું વર્ણન આપવામાં આવેલું છે.

સર્ગ અગીઆરમામાં મયણલ્લા પુત્રને જન્મ આપે છે તેનું વર્ણન છે. તે પ્રતાપી પુત્ર થશે, એમ જોશીઓ ભવિષ્યવાણી કહે છે. કર્ણે તેને રાજ્ય સોંપી વિરક્તની માફક રહેવા માંડયું. દેવપ્રસાદની સંભાળ રાખવાની કર્ણે તેને આજ્ઞા કરી. પૂર્વજોની રીતિ અનુસરવાનો તેને બોધ આપ્યો. કર્ણ સ્વર્ગવાસ પામ્યો. દેવપ્રસાદે પણ પોતાના પુત્ર ત્રિભુવનપાલને જયસિંહને સોંપી, સરસ્વતીકાંઠે અગ્નિપ્રવેશ કર્યો. જયસિંહ ત્રિભુવનપાલને પોતાના સરખો જ ગણી તેની સાથે વ્યવહાર રાખવા લાગ્યો.

સર્ગ બારમામાં બર્બરકના પરાજયની વાત આવે છે. સિદ્ધપુરના બ્રાહ્મણોને બર્બરક રંજાડતો હતો. બ્રાહ્મણોએ સિદ્ધરાજને ફરીયાદ કરી. સિદ્ધરાજ પંડે સૈન્ય લઈ તેની સામે ચડયો. તેના સૈન્યને એક વાર તો બર્બરકે છિન્નભિન્ન કરી નાખ્યું; પરંતુ સિદ્ધરાજ આગળ પડયો એટલે સૈન્ય ભેગું થઈ

ગયું. જયસિંહ અને બર્બર સામસામા આવી ગયા. દ્વંદ્વયુદ્ધ થયું. જયસિંહે બર્બરકને બાંધી બંદીવાન બનાવ્યો. બર્બરકની સ્ત્રી પિંગલિકાની યાચનાથી તેને છૂટો કર્યો. ત્યારથી તે સિદ્ધરાજની નોકરીમાં રહ્યો અને બ્રાહ્મણોનો ત્રાસ મટચો.

સર્ગ તેરમામાં જયસિંહના બીજા પરાક્રમનું વર્ણન છે. રાત્રીએ નગરચર્યા માટે ફરતો ફરતો તે સરસ્વતીની પેલી પાર ગયો ત્યાં તેણે કોઈને બોલતાં સાંભળ્યું : "તમે કુવામાં પડશો તો હું તમારી પાછળ પડીશ." સિદ્ધરાજને શક ગયો. પાસે જતાં તેણે એક નાગપુત્રને તેની પત્ની સાથે જોયો. 'શું દુ:ખ છે?' એમ પુછતાં તેણે કહ્યું—"હું પાતાલનિવાસી, વાસુકિનાગના ઇષ્ટ મિત્ર રત્નચૂડનો કનકચૂડ નામે પુત્ર છું. મારા સહાધ્યાયી દમને કહ્યું 'હું હેમંતમાં લવલીલતા લાવી આપું.' મેં કહ્યું–'એમ બને જ કેમ?' એમ કહી મારી પત્નીને મેં હોડમાં મૂકી. હું હોડ હાર્યો. પણ એટલામાં મારે કાશ્મીરના નાગ હુલ્લડના પૂજન માટે કાશ્મીર જવાનું થયું. વરુણનું વરદાન પામેલા એ નાગે પાતાલને ડુબાડી દેવા માંડયું; એટલે નાગલોકોએ શરત કરી કે પ્રતિવર્ષ એક નાગ તેના પૂજન માટે કાશ્મીર આવશે. અહીંના કુવામાં–ઉસ છે–તે જો શરીરે લગાડાય તો કાશ્મીરમાં હિમની ઠંડી ન લાગે. પણ કુવામાં વજ્રમુખી માંખો છે–એટલે મારી પત્ની મને જવા દેતી નથી." જયસિંહે તેને ઉસ આણી આપી ધીરજ આપી. એ નાના નાગકુમારને બર્બર સાથે તેણે પાતાલ સહિસલામત મોકલી આપ્યો.

ચૌદમા સર્ગમાં યોગિનીઓને સિદ્ધરાજે વશ કરી—તેની કથા આવે છે. યોગિનીઓ જનતાને રંજાડતી હતી. એક

રાત્રે સિદ્ધરાજે નગરચર્યા માટે ફરતાં, તેમણે જોઈ. જોગણીઓએ કહ્યું કે 'તું અમારી પૂઠે પડ્યો છું ને તારું ભલું નહિ થાય; તું અમને બલિ દેનાર યશોવર્માને હરાવી જોજે.' જયસિંહે કહ્યું, 'હું તેનો પરાજય કરીશ.' મોટી સેના લઈ જયસિંહે યશોવર્મા ઉપર ચઢાઈ કરી. રસ્તામાં ભિલ્લસેના પણ તેની કુમકે આવી. અવંતિને ઘેરો નાખી–કોટ તોડવાની તેણે તૈયારી કરી. રાત્રે તેણે ત્યાં જોગણીઓને પોતાનું પૂતળું બનાવી પોતે હારે તેવો પ્રયોગ કરતી જોઈ. પોતે બહાર પડી સિદ્ધરાજે કાલિકાના નેતૃત્વ હેઠળ યુદ્ધ કરતી જોગણીઓને હરાવી. કાલિકાએ પ્રસન્ન થઈને કહ્યું–"તું વિજય પામશે: તું વિષ્ણુનો અવતાર છે." આ કથા યશોવર્માને કાને ગઈ. યશોવર્મા અવંતિથી નાસી ધારા ગયો. સિદ્ધરાજે અવંતિનો વિનાશ કરી, ધારાનગરી લીધી અને યશોવર્માને કેદ કર્યો.

પંદરમા સર્ગમાં જયસિંહના રાજ્યની સમાપ્તિ થાય છે. જયસિંહે કેદારનો માર્ગ દુરસ્ત કરાવ્યો, સિદ્ધપુરમાં રુદ્રમહાલય પૂર્ણ કરાવ્યું અને એક જૈનચૈત્ય બંધાવ્યું. પુત્ર ખાતર પગે ચાલી સોમનાથની તેણે યાત્રા કરી. ત્યાં સોમનાથે તેને 'સિદ્ધ' કહી સુવર્ણસિદ્ધિ આપી; અને કુમારપાલ રાજા થશે એમ કહ્યું. પછી તે ગિરનાર ગયો. નેમિનાથની પૂજા કરી. માર્ગમાં વિભીષણ મળ્યો. તેને રજા આપી તે શત્રુંજય ગયો. શત્રુંજય ઉપર ઋષભદેવની પૂજા કરી, બ્રાહ્મણોને દાન આપ્યું. સિંહપુર-સિંહોરની સ્થાપના કરી. પાછા આવી તેણે સહસ્રલિંગ સરોવર બંધાવ્યું અને તેને કાંઠે ૧૦૮ શિવનાં અને શક્તિનાં મંદિરો કરાવ્યાં. દશાવતારની પ્રતિમાઓ મઠ વગેરે બંધાવ્યાં. સિદ્ધ-

રાજ જયસિંહનો પછીથી સ્વર્ગવાસ થયો.

સિદ્ધરાજનાં કાર્યોમાં ઐતિહાસિક કાર્યકારણતા હેમચંદ્રના વૃત્તાંતમાં ઝાઝી દૃષ્ટિગોચર થતી નથી. ઉલટું સિદ્ધરાજમાં ચમત્કારશક્તિનું આરોપણ કરવામાં આવ્યું છે.

સોળમા સર્ગમાં કુમારપાલની જીવનગાથા આરંભાય છે. હેમચંદ્ર સિદ્ધરાજ અને કુમારપાળના કડવા સંબંધનો ઉલ્લેખ સરખો પણ કર્યો નથી. સપાદલક્ષના રાજા આન્ને, અવંતિના રાજા બલ્લાલને કહેણ મોકલ્યું કે 'દક્ષિણના રાજાઓ સાથે મળી તમે ગૂજરાત ઉપર હુમલો કરો. હું અહીંથી તેના ઉપર હલ્લો કરું છું.' કુમારપાલે આ જાણી આન્ન—અને તેની સાથે મળેલા ચાહડ સામે પ્રયાણ આદર્યું. પોતાના બ્રાહ્મણ સેનાપતિ કાકને તેણે બલ્લાલ સામે મોકલ્યો. કુમારપાલ આબુ આવી પહોંચ્યો. વિક્રમસિંહ પરમાર તેને મળ્યો. બનાસ (=વણાસા) કાંઠે કુમારપાલે મુકામ નાખ્યો. આ સર્ગમાં ઋતુવર્ણનની વિપુલતા મૂકવામાં આવી છે.

સત્તરમા સર્ગમાં સેનાના વનવિહાર અને જલવિહારનું વર્ણન આવે છે.

અઢારમા સર્ગમાં કુમારપાલ આન્નને હરાવે છે. આન્નને કુમારપાલ પોતાની લોહશક્તિ વડે હાથી ઉપરથી પાડી નાખે છે. આન્નને મૂર્ચ્છા આવે છે. કુમારપાલ તેને મારી ન નાખતાં પોતાના હાથી ઉપર તેને ઉંચકી લે છે.

ઓગણીસમા સર્ગમાં કુમારપાલ મૃતજનોની સારવાર કરવા રણભૂમિ ઉપર છે. એવામાં આન્નનો દૂત આવ્યો અને પૂર્વવત્ સંબંધ સ્થાપિત કરવા કુમારપાલને યાચના કરી—તેનો

વૃત્તાંત આવે છે. કુમારપાલે તે યાચનાને સ્વીકારી, વિશેષમાં આન્ને પોતાની પુત્રી જલ્હણાદેવીને કુમારપાલને આપી. બીજી બાજુએ સેનાપતિ કાકે પણ અવંતિના બલ્લાલનો પરાજય કર્યો.

વીસમા સર્ગમાં દ્વયાશ્રયની સમાપ્તિ થાય છે. કસાઈને ઘેર બકરાં વેચવા જતા એક માણસને જોઈ, તે અમારિ–પ્રવર્તન કરે છે. જૂઠી પ્રતિજ્ઞા, પરદારગમન અને જંતુહિંસા માટે શિક્ષા ફરમાવે છે. અમારિ–પ્રવર્તનને લીધે લોકોને થયેલા નુકશાનના બદલામાં, ત્રણ ત્રણ વર્ષ ચાલે એટલું અન્ન પોતે આપ્યું; દારુનો રિવાજ તેણે બંધ પાડ્યો. બકરાંને બદલે હોમમાં જવ વપરાવા લાગ્યા. બીનવારસનું ધન રાજ્યમાં જપ્ત થઈ જતું. પોતાનું ધન જપ્ત થઈ જવાને લીધે, એક સુંદર ધનાઢ્ય સ્ત્રીને તેણે રડતી જોઈ. આથી રાજાએ આવું ધન ન લેવું એવો તેણે કાયદો કર્યો. કેદારપ્રાસાદની મરામત કરાવી. અમાત્ય વાગ્ભટ્ટ મારફતે દેવપત્તનમાં સોમનાથનો જીર્ણોદ્ધાર કરાવ્યો. દેવપત્તન અને અણહિલ્લપુરમાં પાર્શ્વનાથનાં ચૈત્ય બંધાવ્યાં. વળી શિવે સ્વપ્નમાં આવી અણહિલ્લપુરમાં વસવાની ઇચ્છા બતાવી. આથી પાટણમાં કુમારપાલેશ્વર મહાદેવનો પ્રાસાદ કરાવ્યો. અંતે કુમારપાલને સર્વ દેવો આશિર્વાદ આપે છે. અને કાવ્ય સમાપ્ત થાય છે.

ઉપર આપણે કાવ્યનો સાર જોયો. કાવ્યશાસ્ત્રના નિયમોને અનુસરતું એ સંપૂર્ણ મહાકાવ્ય છે. મહાકાવ્યની મર્યાદાઓમાં ચૌલુકયવંશની જીવનગાથા સમાવવા માટે, વંશનાયકોનું ગૌરવ અપ્રતિહત સાચવવા માટે, સિદ્ધરાજ અને કુમારપાલને કોઈ પ્રકારની એબ ન લાગે તે જોવા માટે–હેમચંદ્રે કેટલીએ

બાબતો ત્યજી દીધી છે. નાયકનાં વર્ણનોમાં, તેમનાં કાર્યોમાં અદ્ભુતતા આરોપી નાયકનું ગૌરવ વધારવામાં, ઇતિહાસને કવિ પૂરતો ન્યાય આપી શક્યા નથી. એ બાબતમાં સિદ્ધરાજનાં પરાક્રમોનું કાવ્યમય વર્ણન ધ્યાન ખેંચે છે. બાકી કેટલાક બનાવો તેમણે નોંધ્યા છે–તેનો ઇતિહાસમાં ઉપયોગ થઈ શકે.

બાલચંદ્રસૂરિ વસન્તવિલાસ મહાકાવ્ય ૧. ૩ : માં નીચે પ્રમાણે જણાવે છેઃ

न जायते लक्षणमन्तरेण तदेकतानां तु विनाशमेति
कृपाणधाराव्रतवत्कवीनां सुदुष्करा कापि कवित्वरीतिः ॥

" વ્યાકરણશાસ્ત્ર વિના તે ઉત્પન્ન થતી નથી; અને તેમાં જ તરબોળ બને તો તે નાશ પામેઃ કવિઓની એ અપૂર્વ કાવ્યરીતિ તરવારની ધાર ઉપર ચઢવાના વ્રત જેવી અત્યંત મુશ્કેલીએ સાધ્ય બને તેવી છે. "

ક્ષેમેન્દ્રનો અભિપ્રાય કવિકંઠાભરણમાં નીચે પ્રમાણે છેઃ

यस्तु प्रकृत्याश्मसमान एव कष्टेन वा व्याकरणेन नष्टः
तर्केण दग्धोऽनलधूमिना वाऽप्यविद्धकर्णः सुकविप्रबन्धैः ॥
न तस्य वक्तृत्वसमुद्भवः स्याच्छिक्षाविशेषैरपि सुप्रयुक्तैः
न गर्दभो गायति शिक्षितोऽपि संदर्शितं पश्यति नार्कमन्धः ॥[૯]

આ અભિપ્રાય કેટલેક અંશે સત્ય છે. કેવલ વ્યાકરણને ગુંથી કાવ્યરચના તરફ પ્રવર્તમાન થવું–એ કાવ્યત્વને હાનિ-

૯. क्षेमेन्द्र–कविकण्ठाभरणम् (હરિદાસ સંસ્કૃત ગ્રન્થમાલા : ચૌખમ્બા સીરીઝ ઑફીસ : બનારસ ગ્રંથાંક. ૨૪.) प्रथमः सन्धिः । શ્લો. ૨૨–૨૩.

કારક તો છે જ. પરંતુ આવા આક્ષેપો શ્રીહેમચંદ્રાચાર્યને સ્પર્શે એમ નથી. શ્રીહેમચંદ્રાચાર્ય પ્રતિભાસંપન્ન કવિ છે—એ તો અનેક રીતે તેમની કૃતિઓ મારફતે સ્પષ્ટ થાય છે પરંતુ વ્યાકરણ માટે નિદર્શનો ગુંથી મહાકાવ્ય રચવાનો તેમનો આ કૃતિમાં આશય છે. આથી કાવ્યમાં કિલષ્ટતા અને સંકુલતા સ્વાભાવિક રીતે જ આવે. આ બાબત કાંઈ તેમના જેવા પ્રતિભાશાળી વ્યુત્પન્ન કવિ–આચાર્યની દૃષ્ટિ બહાર પણ ન હોય. આ કારણે આ કાવ્યની કિલષ્ટતા કવિની પ્રતિભા–જ્યોતિને કદી પણ કલંક લાવનારી ન લેખી શકાય. આવી કિલષ્ટતાનાં દૃષ્ટાન્તો આપણને ઘણે સ્થળે આ કાવ્યમાં દૃષ્ટિગોચર થાય છે. દ્વયાશ્રયમાંથી આપણે નીચેનો જ દાખલો જોઈએ :

न **वेद** **विद्व** **विद्माथ** न **वेत्थ** **विदथुर्विद**
नास्याग्रे **वेद** **विदतुर्विदुः** केऽत्रेति नाब्रुवन् ॥८१॥

इन्दुर्दस्रौ हुताशाः स्म **वेत्ति** **वित्तो** **विदन्त्यमुम्**
**वेत्सि** **वित्थो** **वित्थ** **वेद्मि** **विद्वो** **विद्म** इतीरिणः ॥८२॥

न तथाग्रे **ब्रुवन्ति** स्म **ब्रूतः** स्म स्म **ब्रवीति** वा
**ना**हुराहतुराहापि यथासौ सत्यमुक्तवान् ॥८४॥

यथा**हथुः** शिवाविन्द्रौ **ब्रूथः** कृष्ण **ब्रवीषि** च
**ब्रह्मन्नात्थ** तथासावित्याख्यत्तं दिवि नारदः ॥८४॥[10]

ઉપરના શ્લોકોમાં કેવળ **विद्** ગ. ૨. પરસ્મૈ. વ. કા. તથા **ब्रू** ગ. ૨. પરસ્મૈ. વ. કા. નાં રૂપો સમાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો છે. કવિપ્રતિભામાંથી કોઈ અલોકસામાન્ય

૧૦. દ્વયાશ્રય : સર્ગ. ૯. શ્લો. ૮૧–૮૪.

જ્યોતિર્ભાવના કે પછી અર્થની ઘનતા ઉપરના શ્લોકોમાંથી પ્રતીત થતી નથી. આ ઉપરાંત કેટલેક સ્થળે વ્યાકરણ ઉપરના અભિનિવેશને લીધે કવિ અત્યન્ત અસ્પષ્ટ પણ બની જાય છે:

जात्वजीयिषिषति न कश्चिद्द्यच्छ्रियः क्षितिभुजीह यथेष्टम्
द्राक्स्वराद्यपरनामजधात्वेकस्वरावयववद्द्विरभूवन् ॥[११]

"સ્વરથી બીજા (=વ્યંજનથી) શરૂ તથા નામધાતુનો એક સ્વરવાળો અવયવ જેમ યથેષ્ટ દ્વિત્વને પામે છે, તેમ એ રાજા હતો ત્યારે સર્વની લક્ષ્મી યથેષ્ટ રીતે બેવડી બની–તેથી કોઈ એક બકરી સરખીની ઇચ્છા કરતુ નથી."

આ શ્લોક તો એક દૃષ્ટાંત તરીકે નોંધ્યો છે–પરંતુ આ પ્રકારના અનેક શ્લોક દ્વયાશ્રય કાવ્યમાં માલૂમ પડે છે. આવી રચના કાવ્યતત્ત્વને પોષક નથી તેમજ ઇતિહાસદર્શનને પણ ક્ષતિકારક છે. દાખલા તરીકે, પાટણના વર્ણનમાં નીચેનો શ્લોક વારંવાર ટાંકવામાં આવે છે:

प्राङ् शौर्यवृत्तौ प्राङ्क्च्छास्त्र प्राङ्शमे प्राङ् समाधिषु
प्राङ् सत्ये प्राङ् षड्दर्शन्यां प्राङ्षडङ्गयामितो जनः ॥[१२]

"અહીંના માણસો શૌર્યવૃત્તિ, શાસ્ત્ર, શમ, સમાધિ, સત્ય, ષડ્દર્શન અને ષડંગ એ સર્વમાં પ્રથમ છે."

આ શ્લોકમાં ङ्+श्, ष्, स् ની વૈકલ્પિક સંધિ જેટલી નજરે ચડે છે, તેટલું પાટણનું વર્ણન નજરે ચઢતું નથી. प्राङ् ના અનેક વાર ઉલ્લેખમાં વ્યાકરણની અભિપ્રેતતા વધારે તરી

૧૧. દ્વયાશ્રય : સર્ગ. ૮. શ્લો, ૩૦.
૧૨. દ્વયાશ્રય : સર્ગ. ૧. શ્લો. ૬૪.

આવે છે. ઇતિહાસ કે કાવ્ય તરફની દૃષ્ટિ અનુષંગી અને ગૌણ બની જાય છે. આ પ્રકારના અનેક શ્લોકો કેવળ વ્યાકરણની વિશિષ્ટતા દર્શાવવા ખાતર લખવામાં આવેલા છે–તેને ઇતિહાસના આધારભૂત પુરાવા તરીકે લેવા તે હેત્વાભાસ છે. વ્યાકરણના વિશિષ્ટ રીતે બનેલા શબ્દોનો ઉપયોગ બતાવવા મૂકેલા શબ્દોમાંથી તત્કાલીન સામાજિક સ્થિતિનું તારણ બહુ સાવચેતીથી કાઢવું જરૂરી છે.

અભયતિલકગણીની ટીકા સહિત દ્વયાશ્રયકાવ્ય બોમ્બે સંસ્કૃત સીરીઝ નં. ૬૦. અને નં. ૭૦ તરીકે, સ્વ. પ્રો. એ. બી. કાથવટેએ સંપાદિત કર્યું છે. તેના વીસ સર્ગોનું સામાન્ય વસ્તુ પૂર્વે કહેવાઈ ગયું છે. તેની યોજના નીચે પ્રમાણે છે:

| સર્ગ | રાજા | શ્લોક સંખ્યા | વ્યાકરણપ્રશસ્તિના શ્લોકોની સંખ્યા–અને નોંધ. |
|---|---|---|---|
| ૧ | મૂલરાજ વિ.સં. ૯૯૮ –૧૦૫૩ | ૨૦૧ | શ્લોક ૧–૮, પાદ. ૨ ને છેડે આપેલો શ્લોક આભીરોનો સામાન્ય ઉલ્લેખ કરી ગ્રાહરિપુ સાથેના યુદ્ધનો ઉલ્લેખ કરે છે. બીજા શ્લોકો સામાન્ય રીતે મૂલરાજને અનુલક્ષીને છે. |
| ૨ | ,, | ૧૧૦ | |
| ૩ | ,, | ૧૬૦ | |
| ૪ | ,, | ૯૪ | |
| ૫ | ,, | ૧૪૨ | |

| સર્ગ | રાજા | શ્લોક સંખ્યા | વ્યાકરણપ્રશસ્તિના શ્લોકોની સંખ્યા—અને નોંધ. |
|---|---|---|---|
| ૬ | ,, | ૧૦૭ | [ સર્ગ છઠ્ઠાના છેલ્લા શ્લોકમાં મૂલરાજ સરસ્વતી કાંઠે અગ્નિમાં દેહોત્સર્ગ કરે છે તેનું વર્ણન છે. ૮૧૪ શ્લોક મૂલરાજની યશોગાથા વર્ણવે છે. ] |
| ૭ | ચામુંડ(૧૦૫૩ –૧૦૬૬) વલ્લભરાજ (૧૦૬૬) દુર્લભરાજ (૧૦૬૬ –૧૦૭૮) | ૧૪૭ | શ્લોક : ૯ : ચામુંડ; શ્લોક ૧૦. વલ્લભરાજ; શ્લોક : ૧૧ : દુર્લભરાજ, સામાન્ય વર્ણનના આ શ્લોકો છે. |
| ૮ | ભીમદેવ (૧૦૭૮ –૧૧૨૦) | ૧૨૫ | શ્લોક ૧૨–૧૬. ભીમદેવે કુંતલદેશ, મધ્યદેશને કબજે કર્યો, સિંધુરાજ અને ચેદીરાજને વશ કર્યા. |
| ૯ | ભીમદેવ (શ્લોક. ૧–૭૫)કર્ણ (વિ. સં. ૧૧૨૦–૧૧૫૦) | ૧૭૨ | શ્લોક : ૧૭ : અત્યંત કામી અને સ્ત્રીઓના ચિત્તને હરણ કરે તેવો કર્ણને વર્ણવામાં આવ્યો છે. |
| ૧૦ | કર્ણ | ૯૦ | |
| ૧૧ | ,, | ૧૧૮ | શ્લોક ૧૮–૩૫ સુધી સિદ્ધ- |
| ૧૨ | સિદ્ધરાજ(વિ. | ૮૧ | રાજની પ્રશસ્તિ છે. સિદ્ધહેમના |

| સર્ગ | રાજા | શ્લોક સંખ્યા | વ્યાકરણપ્રશસ્તિના શ્લોકોની સંખ્યા—અને નોંધ |
|---|---|---|---|
| | સં. ૧૧૫૦ –૧૧૯૯) | | આઠેય અધ્યાય સુધીમાં ૩૫ શ્લોક ચૌલુક્યવંશકીર્તનના છે. |
| ૧૩ | ,, | ૧૧૦ | |
| ૧૪ | ,, | ૭૪ | |
| ૧૫ | ,, | ૧૨૪ | [સિદ્ધરાજ માટે કુલ શ્લોક ૩૮૯. |
| ૧૬ | કુમારપાલ (વિ.સં. ૧૧-૯૯–૧૨૨૯) | ૯૭ | ૫૮૦ શ્લોકો કુમારપાલ માટે.] |
| ૧૭ | ,, | ૧૩૮ | |
| ૧૮ | ,, | ૧૦૬ | |
| ૧૯ | ,, | ૧૩૭ | [સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં કુલ ૨૪૩૫ શ્લોક છે.] |
| ૨૦ | ,, | ૧૦૨ | |

કવિએ વ્યાકરણનાં નિયંત્રણો પોતાની પ્રતિભાના ઉલ્લાસ ઉપર મૂક્યાં છતાં પણ દ્વયાશ્રયમાં કવિની કલ્પના અને મૃદુતા નથી એમ નથી. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં તો તેમનું કવિત્વ અને ઊર્ધ્વગામિત્વ અનુપમ છે. દ્વયાશ્રયની મુશ્કેલીઓ વ્યાકરણનો કવિત્વ સાથે મેળ લાવવામાં ઉપસ્થિત થયેલી છે. આ છતાં પણ હેમચંદ્રાચાર્યનું ગૂજરાતી તરીકે ગૌરવ, ધાર્મિક સંકુચિતતાનો અભાવ અને એક સાહિત્યાચાર્યની ઉચ્ચાશયી ભાવના કાવ્યમાં અનેક સ્થળે ઉપસી આવે છે. દાખલા તરીકે, સર્ગ. ૧. ૨૨–૨૪.

"અહીં આકાશ અને પૃથિવીને પાવન કરનારી, પાપમાત્રનો નાશ કરનારી, ઉર્વાગ્નિને સમુદ્ર તરફ કાઢી મૂકનારી, વિખ્યાત ઇતિહાસવાળી, ગાયોને ઉપયુક્ત, તેમ નાવ ફરી શકે એવા અગાધ જળવાળી–બ્રહ્માપુત્રી સરસ્વતી વહે છે. (૨૨)

"બળદગાડીમાં બેઠેલા પોતાના બળદની, કે નાવમાં બેઠેલા પોતાના નાવની, પણ અહીં દરકાર કરતા નથી; તેમનાં ચિત્ત કાપણી કરનારી અંગનાના સુગીતમાં લીન છે. (૨૩)

"અહીં શ્રાદ્ધપક્ષમાં ગૃહિણીઓ ઘરની જાળીમાં રહીને, ગાય બળદ આદિને આનંદ આપનારી લીલી ભૂમિને, તેમ ઇંદ્રિયોને શાંત કરનારી નદી (સરસ્વતીને) નિહાળે છે." (૨૪)

અથવા તો, સર્ગ. ૨: ૧૫–૧૬.

"ભલે, બા, તમે મતાં નહિ હો એટલે તમને આળસ આવે છે, ને અમે તો બેન સનેલાં તે ફરકડીની પેઠે ફરીએ છીએ. તમે તો ખરેખરાં વહાલાં એટલે તમારા પતિ તમારી પાસે આવેલા; તમે ખરાં સુકોમળ તે તમને સૂર્યનો તાપ પણ પીડા કરે, ને અમે તો બાપા કઠણ એટલે અમને એ ન નડે—એમ પ્રાતઃકાલે સખીઓ પરસ્પર કાકૂક્તિથી વદે છે."

આ ઉપરાંત સમકાલીન સામાજિક સ્થિતિ ઉપર પણ આ કાવ્ય ઘણો પ્રકાશ નાખે છે. દા. ત. સર્ગ ૩: શ્લો. ૯.

"અતિયૌવનમદે જરા પણ ઊણા નહિ એવા ગામડીઆ, ગેડીદડા રમતાં ગેડીને વાગેલા દડા વડે કાણા થયેલા, ને ગેડીથી પગે ખોડંગતા–એવા પરસ્પર મુક્કામુક્કી કરીને કલહ કરે છે."

“અતિસુંદર વેષ ધારણ કરેલા ગોપ, પોતાનાથી એક માસે નાના અને નિપુણ વાણી વદતા મિત્રો સાથે ગાયોને વસવાના સ્થાનમાં ગોળ મેળવેલું દૂધ પીએ છે. (૩–૯.)

અથવા તો, સર્ગ. ૩. શ્લો. ૫–૮.

“પાકેલી ડાંગરનું આનંદપૂર્વક રક્ષણ કરતી ગોપીઓ બધો દિવસ બૂમ પાડીને ગીત વિસ્તારી રહી છે-એટલે ગાય દોહવા જેટલો વખત પણ થાક પામતી નથી. (૫)

“નવરાત્રમાં નવદિવસ પારાયણ પૂર્ણ કરીને, તથા એક કોશ જતાં જેટલો કાળ જાય તેટલા વખત સુધી આશિર્વાદ મન્ત્ર ઉચ્ચારીને, બ્રાહ્મણ પોતાના યજમાનને ગાય દહોવાય એટલી વાર યથાવિધિ અભિષેક કરે છે. (૬)

“સમ તેમ વિષમ એમ ઉભય પ્રકારના છંદ, અથવા વેદ, તેમને આખો દિવસ ભણતાં છતાં પણ બ્રાહ્મણ બટુકોને તે પાઠ થયાં નહિ કેમકે તેમનાં હૃદય ગીત લલકારતી ગોપીના શબ્દથી ભમી ગયાં હતાં. (૭)

“ધાન્યથી જ અર્થ ઉત્પન્ન થાય છે એમ સમજી વર્ષાઋતુના માસ પૂર્વે, અર્થની ઇચ્છા રાખતા પુરલોક, કૌતુકસ્તંભ વડે કરીને ઇંદ્રનો ઉત્સવ વિસ્તારે છે. (૮).

લગ્નવિધિનું વર્ણન સર્ગ. ૯. ૧૬૯:

“કુંકુમથી રંગેલી પાનીઓ વાળો, ઉભયપક્ષના બંધુરૂપ સ્ત્રીસમૂહ, પછી ત્યાં––તમારાં ગીત ગાઈએ, તમને શુદ્ધ સૂત્રથી પાંકીએ, તમારા આગળ લૂણ ઉતારવા સારૂ ઊભાં રહીએ, તમારાં ઓવારણાં લઇએ—એમ ગાતો અને લીલાથી ચાલતો આવ્યો.”

હેમાચાર્યના દિલમાં સમસ્ત ગૂજરાતના ગૌરવને બહલાવવાના મનોરથ છે. કાવ્યમાં સ્થળે સ્થળે ગૂજરાતના નામથી અને ગૂર્જર લક્ષ્મીની ભવ્યતાથી તેમનું હૃદય થનગને છે. તેમનું માનસ મતાંધ નથી; પરંતુ સહિષ્ણુતા, અપૂર્વ સમભાવ અને સમદૃષ્ટિથી તેજસ્વી બનેલું છે. મહારાજા કુમારપાલ બધાય દેવોનો મહાકાવ્યને અંતે આશિર્વાદ પ્રાપ્ત કરે છે. કુમારપાલેશ્વર મહાદેવનો પ્રાસાદ તે પાટણમાં બંધાવે છે, સોમનાથનો જીર્ણોદ્ધાર કરાવે છે; કેદારનાથની મરામત કરાવે છે અને પાર્શ્વનાથનો પ્રાસાદ બંધાવે છે, તથા જૈનધર્મ પ્રત્યે પ્રીતિ ધરાવે છે. વલ્લભરાજ અને સિદ્ધરાજનું આલેખન પણ તેજ પ્રકારનું છે. ગૂજરાતની અસ્મિતાનો પાયો નાખનાર મૂલરાજને શૈવ છે છતાં પણ—વધારેમાં વધારે શ્લોકોથી આ મહાકાવ્યમાં શ્રીહેમચંદ્રાચાર્યે આલેખ્યો છે.

"પ્રસિદ્ધ ષટ્ચક્રવર્તી તુલ્ય અહીંના રાજાઓએ અહીં, ભગવાન્ અર્હત્, વિષ્ણુ, શંભુ, સૂર્ય, ચંદ્ર, અને કાર્તિકેય એ છ દેવની સ્થાપના કરેલી છે. (૧–૪૪.)

"અહીં શ્રાવકો, હે અર્હન્ તમેજ સંસારમાં પડેલાંના શિવરૂપ છો, તમે જ વિષ્ણુ છો, તમેજ બ્રહ્મા છો, એમ સ્તુતિ કરતાં બહુ શ્રદ્ધાથી સુંદર વાણી વદે છે." (૨–૭૮)

ગૂજરાતના વિસ્તારનો અને તેની ભૂગોળનો તથા ચૌલુક્ય રાજાઓએ સ્થાપેલા પોતાના રાજ્યના સીમાડાઓનો ઉલ્લેખ ક્રમબદ્ધ આ કાવ્યમાં મળે છે. દાખલા તરીકે મૂળરાજ પોતાનું નાનકડું રાજ્ય સ્થિર કરી, સૌરાષ્ટ્ર, કચ્છ, અને સિંધુદેશ ઉપર પોતાનો પ્રતાપ જમાવે છે. ચામુંડ બારપને દબાવી, લાટદેશ

ઉપર પ્રભુત્વ મેળવે છે. લાટદેશ તરફ પ્રયાણ કરતી વખતે, મૂળરાજનાં સૈન્ય રાજ્યની હદ શ્વભ્રવતી–સાબરમતી–આગળ અટકે છે. સિદ્ધરાજ માળવાને પૂરેપૂરૂં દબાવે છે. કુમારપાલના વખતમાં ગૂજરાતનો પ્રતાપ ઉત્તરે સિંધુદેશ અને પંચનદ સુધી દક્ષિણે કોંકણ અને કોલ્હાપુર સુધી, પૂર્વમાં માળવાના સિમાડાઓ સુધી અને પશ્ચિમમાં ઠેઠ સૌરાષ્ટ્રના છેડા સુધી વ્યાપે છે. દ્વયાશ્રય–મહાકાવ્ય આથીજ કેવળ સોલંકીઓનીજ કીર્તિગાથા નથી, પરંતુ તેટલીજ ગૂજરાતના તેજસ્વી ભૂતકાળની કીર્તિગાથા છે. આ કાવ્યમાં આપણે હેમાચાર્યને એક જૈનાચાર્ય તરીકે નહિ પણ એક મહાન ગૂજરાતી તરીકે જોઈ શકીએ છીએ.

કાવ્યના વિભાગોને સમજાવતાં એક સ્થળે ક્ષેમેન્દ્ર જણાવે છે:

प्रबन्धः सुतरां [illegible] यथास्थानं निवेशितैः
निर्दोषैर्गुणसंयुक्तैः सुवृत्तैर्मौक्तिकैरिव ॥ १ ॥
शास्त्रं काव्यं शास्त्रकाव्यं काव्यशास्त्रं च भेदतः
चतुष्प्रकारः प्रसरः सतां सारस्वतो मतः ॥ २ ॥
शास्त्रं काव्यविदः प्राहुः सर्वकाव्याङ्गलक्षणम्
काव्यं विशिष्टशब्दार्थसाहित्यसदलंकृति ॥ ३ ॥
शास्त्रकाव्यं चतुर्वर्गप्रायं सर्वोपदेशकृत्
भट्टिभौमककाव्यादि काव्यशास्त्रं प्रचक्षते ॥ ४ ॥
काव्ये रसानुसारेण वर्णनानुगुणेन च
कुर्वीत सर्ववृत्तानां विनियोगं विभागवित् ॥ ७ ॥
शास्त्रकाव्येऽतिदीर्घाणां वृत्तानां न प्रयोजनम्
काव्यशास्त्रेऽपि वृत्तानि रसायत्तानि काव्यवित् ॥ ८ ॥[13]

૧૩. ક્ષેમેન્દ્ર: सुवृत्ततिलकः–तृतीयो विन्यासः–શ્લો. ૧–૮ (હરિદાસ સંસ્કૃત ગ્રંથમાલા ગ્રંથાંક. ૨૯).

દ્વયાશ્રય કાવ્ય એ ભટ્ટિકાવ્ય જેવું જ કાવ્ય છે અને તેથી ક્ષેમેન્દ્રને હિસાબે તે કાવ્યશાસ્ત્ર કહેવાય. કાવ્યના શબ્દાર્થનું સાહિત્ય અને ઉત્તમ અલંકારોથી પ્રધાન દૃષ્ટિએ તે મંડિત હોવું જોઈએ; અને બીજી દૃષ્ટિએ તે મારફતે શાસ્ત્રનું પ્રતિપાદન થવું જોઈએ. રસને પોષે તેવાં જાત જાતનાં વર્ણવૃત્તોથી તે સુશોભિત હોવું જોઈએ. આ ગુણો દ્વયાશ્રય કાવ્ય સારી રીતે પુષ્ટ કરે છે.

એક ગૂજરાતી તરીકે, ગૂજરાતના સુવર્ણયુગના વિધાયક પુરુષ તરીકે અને નજરોનજર જોનાર તથા અનુભવનાર તરીકે શ્રી. હેમાચાર્યે આ કૃતિની રચના કરી છે. બંગાળના સેન અને પાલ વંશના રાજાઓની પૂરી વંશાવળીઓ મળતી નથી (પછી ખરા ઇતિહાસની વાત તો દૂર રહી), જ્યારે માળવાના વિદ્યાપ્રેમી પરમાર રાજાઓની વંશાવળી અને કથાનકો ઉપર વિસ્મૃતિનાં જાળાં વળગી ગયાં છે;—ત્યારે ગૂજરાતના રાજવંશોની કડીએ કડી મળે છે, તેના ગૌરવની ગાથાઓ તેના પ્રતિભાવાન સુપુત્રોએ કર્ણપ્રિય કાવ્યોમાં ગાઈ છે, તે કાળના કીર્તિપ્રબંધો અને તે સમયના રીતરિવાજો હજુ પ્રજામાં જીવંત રહ્યા છે. ગૂજરાતમાં નિરામિષાહારનો સામાન્ય પ્રચાર અર્વાચીન કાળમાં પણ કુમારપાલની સ્મૃતિ જીવતી રાખી રહ્યો છે. દારુની વિનાશક ટેવોને દૂર કરનાર કુમારપાલ અત્યારે પણ જાણે જાગ્રત થઈ આપણી સામે બોલી રહ્યો છે. દ્વયાશ્રયકાવ્ય આ કારણોને લીધે ગૂજરાતની અસ્મિતાનું તેજસ્વી કાવ્ય છે.

# પરિશિષ્ટ

નીચેના કોઠામાં દ્વયાશ્રયકાવ્યમાં સિદ્ધહેમવ્યાકરણના સંસ્કૃત વિભાગનાં દૃષ્ટાન્તોનો મેળ બતાવવામાં આવ્યો છે.

| સર્ગ | રાજા | સિદ્ધહેમનાં સૂત્રો | નોંધ. |
|---|---|---|---|
| ૧ | મૂલરાજ | સિ. હે. ૧.૪.૭૮ | હેમચન્દ્રના વ્યાકરણ અને પાણિનિના વ્યાકરણના ભેદ ઝીણવટથી શ્રી. દત્તાત્રય કાશીનાથ આગાશેએ द्वयाश्रयमहाकाव्य Part. ii (B. S. S LXXVI) ની સંસ્કૃત પ્રસ્તાવનામાં આપેલા છે તે જિજ્ઞાસુએ ત્યાં જોવા; અહીં તેની ચર્ચા વિસ્તારભયે કરી નથી. |
| ૨ | ,, | સિ. હે. ૨.૨.૩૩ | |
| ૩ | ,, | સિ. હે. ૨.૩.૬૨ | |
| ૪ | ,, | સિ. હે. ૨.૪.૯૬ | |
| ૫ | ,, | સિ. હે. ૩.૧.૧૬૧ | |
| ૬ | ,, | સિ. હે. ૩.૨.૧૫૫ | |
| ૭ | ચામુંડરાજ<br>વલ્લભરાજ<br>દુર્લભરાજ | સિ. હે. ૩.૪.૬૪ | |
| ૮ | ભીમરાજ | સિ. હે. ૪.૨.૨૫ | |
| ૯ | ભીમરાજ<br>કર્ણરાજ | સિ. હે. ૪.૩.૯૨ | |
| ૧૦ | કર્ણરાજ | સિ. હે. ૫.૧.૧૧ | |
| ૧૧ | કર્ણરાજ<br>જયસિંહ | સિ. હે. ૫.૧.૧૭૪ | |

| સર્ગ | રાજા | સિદ્ધહેમનાં સૂત્રો | નોંધ. |
|---|---|---|---|
| ૧૨ | જયસિંહ | સિ. હે. ૫.૩.૭૫ | |
| ૧૩ | ,, | સિ. હે. ૫.૪.૪૫ | |
| ૧૪ | ,, | સિ. હે. ૬.૧.૮૬ | |
| ૧૫ | ,, | સિ.હે.૬.૨.૧૨૬ | |
| ૧૬ | કુમારપાલ | સિ.હે.૬.૩.૨૦૫ | આ વિભાગ ઉપર Dr. Buhler's Life of Hemachandra P. 36. "First 14 cantos of the Dvyashraya-Kavya were completed before Jayasimha's death. After V.S. 1199 he appears to have pursued his plan... as a private scholar." |
| ૧૭ | ,, | સિ. હે. ૭.૧.૫૫ | |
| ૧૮ | ,, | સિ. હે. ૭.૨.૯૧ | |
| ૧૯ | ,, | સિ.હે.૭.૩.૧૨૪ | |
| ૨૦ | ,, | સિ.હે.૭.૪.૧૦૨ | |

દ્વ્યાશ્રય કાવ્ય ઉપર અભયતિલક ગણીની ટીકા છે; અને તે ટીકાકાર ચાન્દ્રગચ્છમાં જિનેશ્વર અને જિનદત્તના કુલમા પ્રવર્તમાન થયો હતો. તે ટીકાનુ શ્લોકપ્રમાણ ૧૭૫૭૪ શ્લોક છે; તે ટીકાકાર જાતે જ જણાવે છે: सप्तदशसहस्राणि श्लोकाः पञ्च शतानि च । चतुःसप्ततिरप्यस्या वृत्तेर्मानं विनिश्चितम् ॥ આ ટીકામાંથી પણ તે કાળની કેટલીક માહિતી મળે છે; અને તે દૃષ્ટિએ આ ટીકાનુ પરિશીલન પણ આવશ્યક છે. વિ. સ. ૧૩૧૨ માં આ ટીકાની રચના પાલણપુરમાં કરવામાં આવી એમ ટીકાકાર જણાવે છે.

૫

# પ્રાકૃતવ્યાકરણ.[1]

આર્યાવર્તની સંસ્કૃતિના ઉકેલ માટે પ્રાકૃતનો ઉપયોગ કાંઈ ઓછો નથી. સૈકાંઓ પહેલાં લોકોમાં–જનતામાં–પ્રાકૃતોનો જ પ્રચાર હતો. વેદકાલીન સાહિત્યભાષામાં પણ ઉચ્ચારણ અને વ્યાકરણપ્રયોગોના અનેક વિકલ્પો દૃષ્ટિગોચર થાય છે[2]. વેદમાં દૃષ્ટિપથે પડતી સાહિત્યભાષાને પડખે બીજી અનેક દેશભાષાઓ –પ્રાચીનતમ પ્રાકૃતો હતી જ. સાહિત્યિક સંસ્કૃતનાં તત્ત્વોને તપા-

---

૧. પ્રાકૃત વ્યાકરણ : સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનનો અધ્યાય : ૮· વાચકની સગવડ ખાતર સિદ્ધહેમચન્દ્રશબ્દાનુશાસનના પ્રકરણથી આ ભાગને જુદો પાડી આ પ્રકરણમાં ચર્ચવામાં આવ્યો છે.

૨. મધુસૂદન મોદી : "જૂની ગૂજરાતી ભાષા" કૌમુદી : એપ્રિલ. સને ૧૯૩૭ : પાન ૪૧૭. દા. ત. મૂર્ધન્યકરણ : अवट, विकट ઇ. ; ऋ> उ : ऋतुप> उडुप ; मूढ <मुह्+त ; सोढ <सह् + त ; ड् અને ळ् વચ્ચેનો સભ્રમ વગેરે. इन्द्रनो ઉચ્ચાર इन्दर વગેરે વેદમાં માલમ પડે છે. Bloch : Langue de la Marathe : Introduction § 2; Wackernagel : Altindiche Grammatik : Tail I : Pp. x–xii

સીએ તો પણ માલમ પડશે કે તેની રચના–યોજનાની પશ્ચાદ્ભૂમિમાં પ્રાકૃતોનો પણ સારો ફાળો હતો. સરસ્વતી અને દશદ્વતીના દોઆબના પ્રદેશમાં સંસ્કૃત ભાષાની યોજના વૈદિક-શાખાઓનાં શિક્ષાસ્થાનોમાં થઈ એમ કહીએ તો આપણે કાંઈ સત્યથી દૂર જતા નથી.[3] મહાવીરે અને બુદ્ધે બાલ, સ્ત્રી, મન્દ અને મૂર્ખોને પણ ધર્મજ્ઞાન થાય તેટલા માટે પ્રાકૃતમાં ઉપદેશ કરવો હિતાવહ માન્યો.[4] આર્યાવર્તના સંસ્કારમાં જનતાને તેની પોતાની ઘરની બોલીમાં આ મહાપુરુષોએ ભાગ લેતી કરી. સંસ્કૃત નાટ્ય–સાહિત્યમાં તો મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી વગેરે પ્રાકૃતો અમુક પ્રકારનાં પાત્રો બોલે એવો વિદ્વન્માન્ય શિરસ્તો નાટ્યાચાર્યો નોંધે છે;[5] અને આપણા

---

૩. મનુસ્મૃતિ : અધ્યાય ૨. શ્લો. ૧૭ :

सरस्वतीदृशद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं **ब्रह्मावर्तं** विदुर्बुधाः ॥

૪. હેમચન્દ્રાચાર્ય : કાવ્યાનુશાસન : કારિકા. ૧. ઉપરની ટીકામા ટાંકેલો શ્લોક :

बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकाङ्क्षिणाम् ।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥

૫. રામચન્દ્ર અને ગુણચન્દ્ર : नाटयदर्पण ( G.O.S. xlviii ) પાન. ૧૯ :

देवानीचनृणां पाठः संस्कृतेनाथ जातुचित्
महिषीमन्त्रिजापण्यस्त्रीणामव्याजलिङ्गिनाम् ॥ १९२ ॥
बालषण्ढग्रहग्रस्तमत्तस्त्रीरूपयोषिताम्
प्राकृतेनोत्तमस्यापि दारिद्र्यैश्वर्यमोहिनः ॥ १९३ ॥

પ્રાચીન નાટ્યકારોએ તે પાળ્યો છે પણ ખરો. ઉંચી કોટીનાં સંસ્કારી પાત્રો જ સંસ્કૃત ભાષામાં વાતચીત કરતાં સંસ્કૃત-નાટકોમાં મૂકવામાં આવેલાં છે; જ્યારે સ્ત્રીઓ અને સામાન્ય પાત્રો પ્રાકૃતોમાં જ વાત કરે છે. તે સમયમાં પ્રાકૃતો એ સાહિત્યભાષાઓ પણ થઈ ચૂકી હતી. હાલની સત્તસઈ અનેક પ્રાચીન કવિઓની ગાથાઓને સંગ્રહે છે. ગુણાઢ્યે બૃહત્કથાની રચના પૈશાચી ભાષામાં કરી હતી અને તેના સંસ્કારો સોમદેવે કથાસરિત્સાગરમાં અને ક્ષેમેન્દ્રે બૃહત્કથામંજરીમાં નોંધ્યા છે. એમાંની કેટલીય વાર્તાઓએ આપણા નાટ્યસાહિત્યને અને આપણાં દેશ્યભાષાનાં આખ્યાનોને સર્જન માટે કથાનકો પણ આપ્યાં છે. પાદલિપ્તાચાર્યે તરંગવતી નામે અતિપ્રશસ્ત કથા પ્રાકૃતભાષામાં લખી હતી. અનેક જૈન લેખકોએ પ્રાકૃતને પોતાના ગ્રંથોની ભાષા બનાવી છે. ઠેઠ ઈસ્વીસન પહેલાં અશોકે પોતાની ધર્મલિપિઓનું આલેખન પાલી જેવી પ્રાકૃતોમાં જ કરાવવું યોગ્ય ધાર્યું હતું. પતંજલિને અને બીજા સંસ્કૃત વૈયાકરણોને પણ પ્રાકૃતની આ અસર શિષ્ટ સંસ્કૃતને ભ્રષ્ટ કરશે એમ લાગેલું.[૬] આ રીતે પ્રાકૃત ભાષા-

अत्यन्तनीचभूतादौ पैशाची मागधी च वाग्
शौरसेनी तु नीचस्य देशोद्देशे स्वदेशगीः ॥ १९४ ॥

આજ પ્રમાણે ભારતનાટ્યશાસ્ત્રમાં, વિશ્વનાથના સાહિત્યદર્પણ વિગેરેમાં વિધાન છે.

૬. પતંજલિ : વ્યાકરણમહાભાષ્ય : ખંડ. ૧. પાન. ૬૬ (નિર્ણયસાગર આવૃત્તિ)

यथैव शब्दज्ञाने धर्मस्तथैवापशब्दज्ञानेऽप्यधर्मः । अथवा भूयानधर्मः प्राप्नोति । भूयांसोऽपशब्दा अल्पीयांसः शब्दाः ।........

ઓની ઉપયોગિતા તદ્દન સિદ્ધ જ છે. પ્રાકૃત ભાષાઓના જ્ઞાન સિવાય અર્વાચીન દેશ્યભાષાઓનું ઘડતર શાસ્ત્રીય રીતે સમજવું દુર્ઘટ છે. આમ તેના સંસ્કારવિષયક મૂલ્ય માટે તથા અર્વાચીન ભાષાઓ સાથેના તેના સંબંધને યોગે પ્રાકૃતોનો અભ્યાસ આપણે માટે તો અત્યંત આવશ્યક છે. વળી હેમચંદ્રાચાર્યના સમયમાં તો પ્રાકૃતોનો અભ્યાસ આવશ્યક હોય જ એમાં આશ્ચર્ય નથી કારણ કે તે કાળે અને તે પહેલાંથી પણ જૈનોમાં તો તે સંસ્કાર–ભાષા હતી જ.

પ્રાકૃતો ઉપરાંત અપભ્રંશ પણ સાહિત્ય–ભાષાનું સ્થાન મેળવી ચૂકી હતી. તે ભાષામાં વિપુલ સાહિત્ય ખેડાયું હતું. કુવલયમાલામાં ઉદ્દ્યોતનસૂરિએ તેની બરોબરી પ્રાકૃત, પૈશાચી અને સંસ્કૃત સાથે કરી છે. લગભગ છઠ્ઠા–સાતમા સૈકામાં પણ અપભ્રંશભાષાનું વ્યાકરણ–સ્વરૂપ નિશ્ચિત થઈ ગયેલું હતું. અપભ્રંશ એ પ્રાકૃતભાષાનું અન્ત્ય સ્વરૂપ અને પ્રાચીન દેશ્ય-ભાષાઓ સાથે સીધો સંબંધ ધરાવતી ભાષા. આ અપભ્રંશ-ભાષાની વિસ્તારપૂર્વક ચર્ચા હેમચંદ્રાચાર્યે પ્રાકૃતવ્યાકરણમાં કરી છે. આ ઉપરાંત અપભ્રંશભાષાનાં વ્યાકરણસૂત્રોનાં દૃષ્ટાંત-રૂપે કેટલાક રોચક દુહાઓ પણ ટાંકી એ ભાષાના વિભાગને

---

પાન . ૨૪ : ब्राह्मणेनावश्यं शब्दाः ज्ञेयाः । પાન. ૨૬ : तेऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुः । तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितव, म्लेच्छो ह वा एव योऽपशब्दः । म्लेच्छा मा भूम इत्यध्येयं व्याकरणम् । ઇ.

૭. મધુસૂદન મોદી : અપભ્રંશપાઠાવલી : પાન. ૮૬–૮૭. ટિપ્પ-ણીમાં ઉદ્દ્યોતનસૂરિની કુવલયમાલા નામે પ્રાકૃતકથામાંથી આ સંબંધે ઉતારા આપ્યા છે.

હેમચંદ્રાચાર્યે સમૃદ્ધ અને રસિક પણ બનાવ્યો છે. એની ચર્ચા આપણે પાછળથી હાથ ધરીશું.

હેમચંદ્રાચાર્યનું પ્રાકૃતવ્યાકરણ એટલે શબ્દાનુશાસનનો આઠમો અધ્યાય. હેમચંદ્રાચાર્યે પ્રાકૃતના મુખ્ય સ્વરૂપ હેઠળ: પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી તથા ચૂલિકાપૈશાચીની ચર્ચા કરી છે અને છેવટના ભાગમાં અપભ્રંશની ચર્ચા કરી છે. સામાન્ય રીતે વિદ્વાનો આર્યાવર્તના પ્રાકૃતવૈયાકરણોની બે શાખાઓ સમજે છે. પાશ્ચાત્ય શાખાના પ્રાકૃતવૈયાકરણોનાં વાલ્મીકિનાં સૂત્રો ઉપર ત્રિવિક્રમ, લક્ષ્મીધર, સિંહરાજ વગેરેએ ટીકા લખી છે. શ્રીહેમચન્દ્રાચાર્ય પણ પાશ્ચાત્યશાખાને અનુસરે છે, અને પ્રાકૃત ભાષાઓની વિસ્તૃત ચર્ચા તેઓ સિદ્ધહેમચંદ્રના આઠમા અધ્યાયમાં આલેખે છે. પૌરસ્ત્ય શાખાના પ્રાકૃતવૈયાકરણોમાં આદ્ય વરરુચિ છે. વરરુચિનાં સૂત્રો ઉપર ભામહે ટીકા કરી છે. આ શાખાના અન્ય પ્રતિનિધિઓ રામતર્કવાગીશ, માર્કંડેય વગેરે છે. પૌરસ્ત્યશાખાના વૈયાકરણોના પ્રાકૃત અને અપભ્રંશ આદેશોની તુલનાત્મક ચર્ચા કરતા ગ્રંથો હમણાંજ એક ફ્રેંચ વિદુષીએ પ્રસિદ્ધ કર્યા છે.[૮] ગ્રીઅરસન, પીશલ, હર્નલ વગેરે

૮. આ વિષય માટે સરખાવો : Sir. A. George Grierson: "It is I think certain that there are two distinct schools of Prakrit Philology in India. The first, or Eastern School, was derived from Vararuci, (himself an Easterner), and descended from him through Lankes'vara and Kramdis'vara, to Ramas'arman and Markandeya. The second, or Western School, is based on the so-called Valmiki Sutras, now extant only in

વિદ્વાનોએ પ્રાકૃતભાષાના વ્યાકરણ માટે વ્યવસ્થિત સંશોધનાત્મક ગ્રંથો લખ્યા છે. સિદ્ધહેમચંદ્રના આઠમા અધ્યાયની વ્યવસ્થિત આવૃત્તિ બહાર લાવવાનું પ્રથમ માન પ્રો. પીશલને ફાળે જાય છે.[૯]

પ્રાકૃતભાષાઓના મૂળ સંબંધે વિદ્વાનોમાં મતભેદ છે. ડૉ. ભાંડારકર, પ્રો. લાસેન વગેરે તેને સંસ્કૃતના પાછળના સ્વરૂપ તરીકે માને છે; જ્યારે પ્રો. પીશલ, પ્રો. વાકરનેગલ વગેરે પ્રાકૃતના મૂળને પ્રાચીનતમ પ્રાકૃતોમાંથી અવતીર્ણ થએલી માને છે. બીજા મતને અત્યારે વધારે અનુમોદન મળતું જાય છે. પ્રાચીનોમાં પણ ઘણાનો અભિપ્રાય બીજા મતને અનુકૂળ મળે

---

a much expanded form. From this teaching are descended the grammar of Hemacandra who used a technical terminology of his own, and the works of Trivikrama, Laksmidhar, Simharaja and others, who followed the whole system of terminology found in the expanded Valmiki Sutras." ઉપરના ઉતારા અને તેના સમર્થન માટે જુઓ Jacobi : Sanatkumarcaritam : Einteitung : P. XXV ; અપભ્રંશ બાબતમાં આ બે સંપ્રદાયોની ચર્ચા અને પૃથક્કરણ બાબત : M. Shahidulla : Les Chants Mystiques de Kanha et de Saraha : Introduction : P. 44–54. પૌરસ્ત્યશાખાની વિસ્તૃત ચર્ચા કરતા ફ્રેંચ વિદુષી Luigi Nitti-Dolci ના ગ્રંથો (1) Les Grammairiens Prakrits 1938; (2) Le Prakritanushasana de Purushottam, 1938; (3) Edition de la Premiere Sakha du Prakrit Kalpataru de Ramasarman 1938.

9. Pischel : Grammatik der Prakrit Sprachen ( Siddhahemcandram : Adhyaya VIII ) Teil. I, II Halle a. s. 1877–1880.

છે. પ્રાકૃતવૈયાકરણો સંસ્કૃતને સગવડ ખાતર પ્રકૃતિ લઈ પ્રાકૃત ભાષાના આદેશોની સિદ્ધિ કરે છે;[10] તેથી એમ પૂરવાર થતું નથી કે તેઓ સંસ્કૃતમાંથી પ્રાકૃત ભાષાનો અવતાર થયો એમ માને છે. આ ચર્ચા રસપ્રદ છે પરંતુ અત્રે તેનો આટલો જ ઉલ્લેખ બસ છે.

હેમચંદ્રાચાર્યે ૭ ભાષાની ચર્ચા આઠમા અધ્યાયના પ્રાકૃત-વ્યાકરણમાં કરી છે; એ ૭ ભાષાઓ તે: ૧ મહારાષ્ટ્રી–જેનો સામાન્ય પ્રાકૃત તરીકે સમસ્ત આઠમા અધ્યાયમાં ઉલ્લેખ કરાયો છે.[11] ૨. શૌરસેની ૩. માગધીભાષા; ૪. પૈશાચી; ૫. ચૂલિકા પૈશાચી અને ૬. અપભ્રંશ. આર્ષભાષા–એટલે જૈન આગમગ્રંથોની–ભાષા એની ચર્ચાનાં નોખાં સૂત્રો આપ્યાં નથી; પરંતુ વૃત્તિમાં અહીંતહીં તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પ્રાકૃતવ્યાકરણનું વસ્તુ નીચે પ્રમાણે છે:

---

10. આ અભિપ્રાયો માટે Pischel: Grammatik : Einleitung § 6.

સંસ્કૃતને પ્રકૃતિ લઈ પ્રાકૃતની અવતારસિદ્ધિ માટે સિ.હે. ૮. ૧. ૧. प्रकृतिः संस्कृतम्। तत्र भव तत आगत वा प्राकृतम्।; માર્કણ્ડેય: प्राकृतसर्वस्व १. १. प्रकृतिः संस्कृत तत्र भव प्राकृत-मुच्यते। ધનિકની ટીકા धनजय–दशरूपक २–६०. प्रकृतिः सस्कृतम्। प्रकृतेरागत प्राकृतम्। વગેરે સરખાવો Pischel : Grammatik : Einleitung § 1

૧૧. હેમચન્દ્રાચાર્યે 'મહારાષ્ટ્રી' એવું નામ મુખ્ય પ્રાકૃતને આખા વ્યાકરણમાં ક્યાંય આપ્યું નથી. 'મહારાષ્ટ્રી' તરીકે જાણીતી પ્રાકૃતનો ઉલ્લેખ તેમણે માત્ર પ્રાકૃતથી જ કર્યો છે. 'મહારાષ્ટ્રી' નામ દંડીના પ્રસિદ્ધ વચન "महाराष्ट्राश्रयां भाषां प्रकृष्ट प्राकृतं विदुः। એ ઉપરથી પાછળથી મળ્યું હોય એ સંભવિત છે. બાકી એ તો મુખ્ય સાહિત્યિક પ્રાકૃત હતી.

| પાદ | કુલ સૂત્ર સંખ્યા | વિષય સૂત્રો | વિષય. |
|---|---|---|---|
| ૧. | ૨૭૧ | ૧—૪ | પ્રાસ્તાવિક સૂત્રો |
| | પ્રાકૃત | ૫—૧૦ | સંધિના નિયમો |
| | | ૧૧—૨૫ | શબ્દના અન્ત્ય વ્યંજનના વિકારને લગતાં સૂત્રો |
| | | ૨૬—૩૦ | અનુસ્વાર સબંધી આદેશો |
| | | ૩૧—૩૬ | નામની જાતિ સંબંધી આદેશો |
| | | ૩૭ | વિસર્ગ સંબંધી આદેશો |
| | | ૩૮—૪૩ | પરચુરણ આદેશો |
| | | ૪૪–૧૭૫ | સ્વરવિકારો |
| | | ૧૭૬–૨૭૧ | વ્યંજનવિકારો |
| ૨. | ૨૧૮ પ્રાકૃત | ૧—૭૬ | વર્ણક્રમાનુસાર ખાસ શબ્દોમાં સંયુક્ત વ્યંજનમાં થતા ફેરફારો. |
| | | ૭૭—૮૮ | સંયુક્ત વ્યંજનના વિકારમાં તેના પ્રથમ વ્યંજનનો કે પછીના વ્યંજનનો લોપ કરવો તે સંબંધી અપવાદો સહિત આદેશો. |

| પાદ | કુલ સૂત્ર સંખ્યા | વિષય સૂત્રો | વિષય. |
|---|---|---|---|
| | | ૮૯—૯૯ | દ્વિર્ભાવપ્રકરણ : કેટલાક વ્યંજનો દ્વિર્ભાવ પામી સંયુક્ત બને છે તે સંબંધી આદેશો |
| | | ૧૦૦–૧૧૫ | સ્વરભક્તિ અથવા વિશ્લેષનાં ઉદાહરણો |
| | | ૧૧૬–૧૨૪ | વ્યત્યયનાં ઉદાહરણો |
| | | ૧૨૫–૧૪૪ | સંસ્કૃત શબ્દને સ્થાને મૂકવાના અનિયમિત પ્રાકૃત શબ્દો. |
| | | ૧૪૫–૧૭૩ | પ્રાકૃતના કેટલાક પ્રત્યયો અને તદ્ધિતોને લગતા આદેશો |
| | | ૧૭૪ | જે શબ્દો સંસ્કૃત પ્રકૃતિથી સિદ્ધ કરી શકાતા ન હોય તેવા શબ્દો : ગોણાદયઃ । એ એક જ સૂત્રની વૃત્તિમાં ચર્ચવામાં આવ્યા છે. |
| | | ૧૭૫–૨૧૮ | પ્રાકૃત અવ્યયો |
| ૩. | ૧૮૨ પ્રાકૃત | ૧—૫૭ | નામ અને વિશેષણોનાં રૂપાખ્યાનો |
| | | ૫૮–૧૨૪ | સર્વનામનાં રૂપાખ્યાનો |

| પાદ | કુલ સૂત્ર સંખ્યા | વિષય સૂત્રો | વિષય. |
|---|---|---|---|
| | | ૧૨૫–૧૩૦ | રૂપાખ્યાનના પરચુરણ નિયમો |
| | | ૧૩૧–૧૩૭ | એક વિભક્તિને બદલે બીજી વિભક્તિ વાપરવાના નિયમો : દા. ત. ચતુર્થીને બદલે ષષ્ઠી ઇ. |
| | | ૧૩૮–૧૮૨ | ક્રિયાપદના આદેશો : તેમનાં રૂપાખ્યાનો અને કૃદંતો |
| ૪. | ૪૪૮ | ૧–૨૫૯ | धात्वादेशाः |
| | | ૨૬૦–૨૮૬ | शौरसेनी |
| | | ૨૮૭–૩૦૨ | मागधी |
| | | ૩૦૩–૩૨૪ | पैशाची |
| | | ૩૨૫–૩૨૮ | चूलिकापैशाची |
| | | ૩૨૯–૪૪૬ | अपभ्रंश |
| | | ૪૪૭–૪૪૮ | સમાપ્તિનાં સૂત્રો : व्यत्ययश्च ॥४४७॥ અને शेषं संस्कृतवत् सिद्धम् ॥ ४४८ ॥ |

ઉપરનો વિષયક્રમ આઠમા અધ્યાયમાં શ્રી હેમચન્દ્રાચાર્યે ચર્ચ્યો છે. કોઈ પણ સામાન્ય દૃષ્ટિ નાખનારને પણ માલમ પડશે કે ત્રણ વિષયોની ચર્ચા વિસ્તારથી હેમચંદ્રે મૂકી છે. (૧) પ્રાકૃતભાષાની–મહારાષ્ટ્રી પ્રાકૃતની–ચર્ચા :[૧૨] (૨) ધાત્વાદેશો : અને (૩) અપભ્રંશ. અપભ્રંશનાં સૂત્રો મહારાષ્ટ્રી કરતાં ઓછાં છે પરંતુ તેની ઉપયુક્તતા હેમચંદ્રાચાર્યને મન વધારે છે. વૃત્તિમાં પણ હેમચંદ્રાચાર્યે તેને દૃષ્ટાંતોથી–દુહાઓથી–અલંકૃત કરવી યોગ્ય ધારી છે. પ્રાકૃતનાં સૂત્રો વધારે છે પરંતુ વૃત્તિમાં તેનાં દૃષ્ટાંતો તેમણે આપ્યાં નથી; તે પ્રકૃષ્ટ પ્રાકૃત હોઈ સાહિત્યમાં તો તેનાં અઢળક દૃષ્ટાન્તો મળી શકે તેમ હતાં. અપભ્રંશનાં દૃષ્ટાંતો પણ અપભ્રંશ સાહિત્યમાં અઢળક મળે તેમ હતાં; પરંતુ અપભ્રંશની એક વિશિષ્ટતા હતી. તે એ કે તે લોકોમાં જીવતી હતી. અપભ્રંશ લોકોની —ગૂજરાત, મારવાડ, રજપૂતાનાના પ્રદેશના નિવાસીઓની–બોલાતી ભાષાની વધારે સમીપ હતી. સરસ્વતીકંઠાભરણકાર ભોજે, બાલરામાયણ અને કાવ્યમીમાંસાના રચયિતા રાજશેખરે અને એક દૃષ્ટિએ દંડીએ પણ અપભ્રંશને પશ્ચિમ આર્યાવર્તમાં પ્રવર્તતી ઉલ્લેખેલી છે.[૧૩] પ્રાચીન ગૂજરાતી અને અપભ્રંશની તુલના કરતાં દેખાઈ આવે છે કે તેમની સગાઈ અત્યંત ધાડી

---

૧૨. જુઓ પાછળ આપેલું પૃથક્કરણ મહારાષ્ટ્રી પ્રાકૃત–હેમચંદ્રના ઉલ્લેખ પ્રમાણે કેવળ 'પ્રાકૃત' માટે વધારેમાં વધારે સૂત્રો મૂકવામાં આવ્યાં છે.

૧૩. દંડી : काव्यादर्श १. ३२–३६; भोजदेव : सरस्वतीकण्ठाभरण २. १३; राजशेखर : काव्यमीमांसा : પાન. ૩૪; પાન. ૫૪–૫૫.

અને નિકટની છે.[૧૪] આ દૃષ્ટિએ જોતાં હેમચંદ્રાચાર્ય પોતાના પ્રાકૃત વ્યાકરણમાં અપભ્રંશને પ્રધાનતા આપે એ વાસ્તવિક છે. ભોજના વ્યાકરણ–સરસ્વતીકંઠાભરણનું પ્રકાશન ત્રિવેંદ્રમ રાજકીય ગ્રંથમાલા તરફથી કરવામા આવ્યું છે. તેમાં સંસ્કૃત વ્યાકરણને સાત અધ્યાયમાં સમાવવામાં આવ્યું છે. ભોજવ્યાકરણનો આઠમો અધ્યાય પરંપરા પ્રમાણે પ્રાપ્ત થતો નથી, સંભવ છે કે આ આઠમા અધ્યાયમાં ભોજે પ્રાકૃત–અપભ્રંશાદિની ચર્ચા કરી હોય. મુંજરાજે દુહાઓ રચ્યાનો ઉલ્લેખ એક સ્થળે હેમચંદ્રાચાર્યે કર્યો છે.[૧૫]

એટલે ગૂજરાત, મારવાડ, માળવા વગેરે અપભ્રંશપ્રિય પ્રદેશો હતા એ ચોક્કસ જ છે.[૧૬]

---

૧૪. Tessitori : Notes on the Grammar of Old Western Rajasthani : Indian Antiquary 1914 ff.

૧૫. હેમચંદ્રાચાર્ય : छंदोऽनुशासन : પત્ર, ૪૨ : અધ્યાય. ૬.

સૂ. ૧૧૯ : चउल्लउ बाहोहजलु, नयणा कचुवि समघण ।
इअ मुंजि रइया दूहडा पचवि कामहु पंचसर ॥

૧૬. રાજશેખર : काव्यमीमांसा અધ્યાય. ૯–૧૦; પા. ૪૮–૫૧.

गौडोद्याः प्रकृतस्थाः परिचितरुचयः प्राकृते लाटदेश्याः
सापभ्रंशप्रयोगाः सकलमरुभुवष्टक्कभादनकाश्च ।
आवन्त्याः पारियात्राः सहदशपुरजैर्भूतभाषां भजन्ते
यो मध्ये मध्यदेशं निवसति स कविः सर्वभाषानिषण्णः ॥

ભોજદેવ : सरस्वतीकंठाभरण : २. १३.

पठन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः
अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गूर्जराः ॥

રાજશેખર : काव्यमीमांसाः પાન. ૩૪.

અપભ્રંશવ્યાકરણમાં કેટલાક વિદ્વાનો બે દેશ્ય–અપભ્રંશોની છાંટ જુએ છે. પ્રો. પીશલે આ બતાવવા એક સ્થળે પ્રયત્ન કર્યો છે.[૧૭] ઉપલબ્ધ સાહિત્યિક અપભ્રંશમાં શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃતોની અસર છે.[૧૮] મહારાષ્ટ્રી પ્રાકૃતની અસર તો વિપુલ પ્રમાણમાં છે–જો કે વૈયાકરણો પ્રાપ્ત થતા આ અપભ્રંશ વ્યાકરણના સ્વરૂપને શૌરસેનીમાંથી સિદ્ધ કરવાનું જણાવે છે.[૧૯] આ વિષય ઘણો જ જટિલ છે અને આપણી ચર્ચાની મર્યાદા લક્ષમાં રાખી તે વિષયને આટલે જ રહેવા દેવો ઇષ્ટ છે.

મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી, પૈશાચી વગેરે પ્રાકૃતોનાં નામો દેશસૂચક નામો છે; વિદ્વાનો આથી સંભાવના કરે છે કે આ પ્રાકૃતો તેમના નામથી નિર્દિષ્ટ થતા દેશોમાં બોલાતી હશે. આ સિદ્ધ કરવા માટે આપણી પાસે બહુ જ આછાપાતળા પૂરાવા છે એટલે આ મુદ્દાનો નિર્ણય અત્યારની શોધખોળની દૃષ્ટિએ અપૂર્ણ છે.

ધાત્વાદેશોની ચર્ચા અહીં કરી લઈએ એ ઉચિત છે. ધાત્વાદેશોનાં સૂત્રો પાદ ૪. સૂત્ર ૧–૨૫૯ છે. ધાત્વાદેશોને આચાર્યે

सुराष्ट्रत्रवणाद्याश्च पठन्त्यर्पितसौष्ठवम्
अपभ्रशवदशानि ते संस्कृतवचांस्यपि ॥

૧૭. Pischel : Grammatik : Einleitung § 29 : ; મધુસૂદન મોદી : અપભ્રંશપાઠાવલી : ઉપોદ્ઘાત : પાન. ૧૮–૧૯; Gune : भविसयत्तकहा (G.O.S.XX) P. 64.

૧૮. સિ. હે. ૮. ૪. ૩૨૯ : प्रायोऽग्रहणाद् यस्यापभ्रंशे विशेषो वक्ष्यते तस्यापि क्वचित्प्राकृतवत्क्वचिच्छौरसेनीवच्च कार्यं भवति ॥

૧૯. સિ. હે. ૮. ૪. ૪૪૬ शेष शौरसेनीवत् । શૌરસેની છાંટનાં અનેક અપભ્રંશ દૃષ્ટાન્તો ઉપલબ્ધ છે.

કોઈ વિશિષ્ટ ક્રમમાં ગોઠવ્યા નથી. કેટલાક ધાતુઓ ચોકખા દેશ્ય ધાતુઓ છે; જ્યારે બીજા ધાતુઓ વર્ણવિકારના (Phonological) અને અર્થવિકારના (Semantical) સામાન્ય નિયમો લાગુ પાડી સંસ્કૃતમાંથી સિદ્ધ કરી શકાય છે. સર જ્યૉર્જ ગ્રિયરસને પ્રાકૃત ધાત્વાદેશો ઉપર એક લેખ લખ્યો છે: તેમાં પ્રાકૃત ધાતુઓના તેમણે ચાર વિભાગ પાડ્યા છે: (૧) કેટલાક ધાતુઓ, સંસ્કૃતમાં છે તે પ્રમાણે જ કાંઈપણ ફેરફાર વિના, પ્રાકૃતમાં પણ છે; કેવળ તેમને વર્ણ-વિકારના નિયમોજ લગાડવા પડે; (૨) કેટલાક ધાતુઓને, સંસ્કૃત ધાતુઓમાંથી વર્ણવિકારના નિયમો લાગુ પાડી, અવતારી શકાય છે; (૩) કેટલાક ધાતુઓ ચોકખા દેશ્ય છે; અને કેટલાક વર્ણવિકારના નિયમોથી ન સમજાવી શકાય તેવા છે; (૪) કેટલાક પ્રાકૃત ધાતુઓ અર્થ–વિકારની દૃષ્ટિએ સંસ્કૃત ધાતુ-ઓ સાથે યોજી શકાય તેમ છે; પરંતુ વ્યાકરણના આદેશોમાં તે ધાતુઓને સમાનાર્થી જુદા જ સંસ્કૃત ધાતુઓના પર્યાય તરીકે નોંધવામાં આવ્યા છે. આ ધાતુઓની ઉપયોગિતા અર્વાચીન દેશ્ય ભાષાઓના અભ્યાસી માટે ઘણી જ છે.[૨૦]

હેમચંદ્રાચાર્યે અપભ્રંશ–વિભાગમાં નોંધેલા દુહાની ચર્ચા કરી લેવી અહીં ઇષ્ટ છે. અપભ્રંશ સૂત્રોની વૃત્તિમાં લગભગ ૧૭૭ દુહાઓ હેમચંદ્રાચાર્યે નોંધ્યા છે. આ દુહાઓમાં અત્યંત વૈવિધ્ય છે: ૧૮ વીરરસપ્રધાન, ૬૦ ઉપદેશાત્મક, ૧૦ જૈન-ધર્મને લગતા, ૫ પૌરાણિક (૧. રાધાકૃષ્ણનો; ૧ વામનાવતા-

૨૦. Grierson : Memoirs of the Asiatic Society of Bengal Vol. VIII No. 2. 1924.

રને લગતો; ૧ રામ તથા રાવણનો અને ૨. મહાભારતને લગતા) બાકીના બધા દુહાઓ શૃંગારરસને લગતા છે. બે દુહાઓ મુંજને લગતા છે.[૨૧] આ દુહાઓ લોકોમાં પ્રચલિત દુહાઓ હોવા જોઈએ કારણ કે હેમચંદ્રાચાર્યે નોંધેલા કેટલાક દુહાઓ જોઇંદુના પરમાત્મપ્રકાશમાં, ભોજના સરસ્વતીકંઠાભરણમાં,, સોમપ્રભના કુમારપાલપ્રતિબોધમાં અને બીજા હેમચંદ્રના સમય પછીના અન્ય ગ્રંથોમાં સુભાષિત તરીકે નોંધાયેલા માલમ પડે છે.[૨૨] આ દુહાઓમાંના કેટલાક દુહાઓ લોકોક્તિમાં પણ ઊતરેલા દૃષ્ટિ-માર્ગે પડે છે. આ રીતે દુહાઓમાં વૈવિધ્ય, સુંદરતા અને લોકપ્રિયતાના પણ ગુણો દૃષ્ટિગોચર થાય છે.

દુહાઓમાંથી કેટલીક વાનગી આપવી યોગ્ય લાગે છે. મોટા ભાગના દુહાઓ મઝાના છે; પરંતુ અહીં બધાય ટાંકી શકાય એવો અવકાશ નથી. કેટલાક ટાંકીને વાચકને એ બધાય દુહાઓ એક વાર વાંચી જવા ભલામણ કરવી એજ યોગ્ય છે.

---

૨૧. Gune : Bhavisyattakaha (G.O.S.XX) P. 64.

૨૨. મધુસૂદન મોદી : 'જૂના ગુજરાતી દુહા' બુદ્ધિપ્રકાશ : એપ્રિલ–જુન : ૧૯૩૩ પુ. ૮૦. અ. ૨. ૫૫૦ પા. ૧૯૨–૧૯૫ : એ લેખના પુરોવચનમાં કુમારપાલપ્રતિબોધ, સરસ્વતીકંઠાભરણ, પરમાત્મ-પ્રકાશ, પ્રબંધચિંતામણિ, ચતુર્વિંશતિપ્રબંધમા મળી આવતા દુહા-ઓના–સિદ્ધહેમ. ના અપભ્રંશવિભાગમાં મળી આવતા દુહાઓ સાથે-સામ્યની ચર્ચા વિસ્તારપૂર્વક કરવામાં આવી છે. મો. દ. દેસાઈ "જૈનગુર્જરકવિઓ" ભાગ. ૧. પ્રસ્તાવના : પાન. ૧૭. માં સિ. હે. ના બે દુહાઓ હાલ અપભ્રષ્ટ સ્વરૂપમાં કેવી રીતે મળી આવે છે તે બતાવ્યું છે.

जइ केवँइ पावीसु पिउ अकिआ कुड्डु करीसु
पाणिउ नवइ सरावि जिवँ सव्वङ्गे पइसीसु ॥

( સિ. હે. ૮. ૪. ૩૯૬. ઉ. ૪. )

" જો કોઈ રીતે મને મારો પ્રિયતમ મળે તો નહિ કરેલું અચરજ હું કરીશ; જેમ પાણી નવા માટીના શરાવમાં પેસી જાય તેમ તેના આખા અંગમાં હું પેસી જઈશ. "

जइ ससणेही तो मुइअ अह जीवइ निन्नेह
बिहिं वि पयारेहि गइअ धण किं गज्जहि खल मेह ॥

( સિ. હે. ૮. ૪. ૩૬૭. ઉ. ૪. )

" જો સ્નેહાળ હશે તો મરણ પામી હશે: અને સ્નેહ વિનાની હશે તો જીવતી હશે; એ સ્ત્રી બન્નેય પ્રકારે ( મારે માટે ) ગયેલીજ છે : હે દુષ્ટ મેઘ, શા માટે તું ગર્જે છે ? "

चुडुल्लउ चुण्णीहोइ सइ मुद्धि कवोलि निहित्तउ
सासानलजालझलक्किअउ वाहसलिलसंसित्तउ ॥

( સિ. હે. ૮. ૪. ૩૯૫. ઉ. ૨. )

" હે મુગ્ધે, ગાલ ઉપર મૂકેલા (તારા હાથના) ચૂડલાનો,– નિસાસાના અગ્નિની ઝાળથી બળી જતાં અને આંસુના નીરથી સિંચાતાં,–પોતાની મેળેજ ચૂરો થઈ જશે."

अम्मीए सत्थावत्थेहिं सुधिं चिन्तिज्जइ माणु
पिए दिट्ठे हल्लोहल्लेण को चेयइ अप्पाणु ॥

( સિ. હે. ૪. ૩૯૬. ઉ. ૨.)

" હે મા, સ્વસ્થ અવસ્થાવાળાં ( મનુષ્યો ) સુખથી પોતાના

:અભિમાનની ચિન્તા કરે; પ્રિય નજરે પડતાં, વ્યાકુલતાને લીધે (મારા જેવી) કોને પોતાની જાતનું ભાન રહે?"

पुत्तें जाएं कवणु गुणु अवगुणु कवणु मुएण
जा वप्पीकी भुहडी चम्पिज्जइ अवरेण ॥

સિ. હે. (૪. ૩૯૫ ઉ. ૬.)

"જો શત્રુ બાપીકી ભોંયને દબાવે તો પુત્ર જન્મતાં ફાયદો શો–ને મરી જતાં ગેરફાયદો પણ શો?"

संदेसें काइं तुहारेण जं संगहो न मिलिज्जइ
सुइणन्तरि पिएं पाणिएण पिअ पिआस किं छिज्जइ ॥

સિ. હે. (૪. ૪૩૪. ઉ. ૧)

"જો સમાગમે કરીને ન મળાય તો તારા સંદેશાનો શો ઉપયોગ? હે પ્રિય, સ્વપ્નામાં પીધેલા પાણીથી ઓછી કાંઈ પ્યાસ છીપે છે?"

नईहिं सरेहिं न सरवरेहिं नवि उज्जाणवणेहिं
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥

સિ. હે. (૪. ૪૨૨. ઉ. ૧૦.)

"નદીઓથી, તલાવોથી, સરોવરોથી ને વળી ઉદ્યાનો અને વનોથી નહિ–પણ નિવાસ કરતા સજ્જનોથી, હે મૂર્ખ, દેશ સુંદર બને છે."

खेड्डय कयमम्हेहिं निच्छय किं पयम्पह
अणुरत्ताउ भत्ताउ अम्हे मा चय सामिअ ॥

સિ. હે. (૪. ૪૨૧. ઉ. ૯.)

"અમે ખરેખર ક્રીડા કરી છે; અમને તમે શું કહો છો?

હે સ્વામી, પ્રેમવાળા અમે ભક્ત છીએ; અમને તું ત્યજી ન દે."

एक्कमेक्कउं जइ वि जोएदि
हरि सुट्ठु सव्वायरेण
तो वि द्रेहि जहिं वि राही।
को सक्कइ संवरेवि दड्ढनयणा नेहिं पलुट्टा॥
(સિ. હે. ૪. ૪૨૨. ઉદા. ૫.)

"જો કે હરિ તો સારી રીતે સંપૂર્ણ આદરથી પ્રત્યેક જણ ઉપર નજર માંડે છે—તો પણ તેમની દૃષ્ટિ તો જ્યાં જ્યાં રાધા છે ત્યાં છે; સ્નેહથી ચંચલ બનેલાં દગ્ધ નયનોને કોણ રોકી શકે?"

एक्क कुडुल्ली पञ्चहिं रुद्धी
तह पंचह वि जुअंजुअ बुद्धी।
बहिणुए त घरु कहि किंव नन्दउ
जेत्थु कुडुम्बउ अप्पणछन्दउ॥
(સિ. હે. ૪. ૪૨૨. ઉદા. ૧૨)

"એક ઝુંપડી પાંચ જણોથી રુંધાયલી છે; અને તે પાંચની બુદ્ધિ વળી જુદી જુદી છે; હે બ્હેન, કહે, જ્યાં કુટુંબ સ્વચ્છન્દી છે તે ઘર કેવી રીતે સુખી થાય?"

આ દુહાઓ તો જ્યાંથી આવ્યા ત્યાંથી લીધા છે; છતાં ય ખરેખર એ સુંદર કવિતા છે. આનાથી ય વધારે સુંદર દુહાઓ એમાં છે. ગૂજરાતી અને અપભ્રંશનો નિકટ સંબંધ છે. તેવો જ અપભ્રંશ અને પ્રાકૃતનો નિકટ સંબંધ છે. આથી ગૂજરાતીના પ્રત્યેક ઉંડા અભ્યાસીએ હેમચંદ્રાચાર્યના પ્રાકૃત વ્યાકરણથી અને તેમની ગૂજરાતને ગૌરવ આપતી કૃતિઓના જ્ઞાનથી વંચિત રહેવું એ યોગ્ય નથી.

## ૬

# દેશીનામમાલા

સંસ્કૃત વ્યાકરણને શબ્દકોષથી સમૃદ્ધ કરવા અભિધાનચિંતામણિ, અનેકાર્થસંગ્રહ વગેરેની હેમચંદ્રાચાર્યે રચના કરી. તે જ પ્રમાણે પ્રાકૃત વ્યાકરણને–સિદ્ધહેમચંદ્રના આઠમા અધ્યાયને–પ્રાકૃત શબ્દકોષથી તેમણે પલ્લવિત કર્યું. તેમના ગ્રંથોની આનુપૂર્વીમાં 'અલંકારચૂડામણિ'[1] પછી આ કોશની રચના થઈ હતી; એટલે કે કુમારપાલના રાજ્યકાલ દરમિયાન આ ગ્રંથની યોજના કરવામાં આવી હતી. આ ગ્રંથની વૃત્તિમાં કુમારપાલની પ્રશસ્તિની ૧૦૫ ઉદાહરણગાથાઓ આપવામાં આવી છે.[2] કેટલીક

---

૧. ખરી રીતે વૃત્તિ માં હેમચંદ્રાચાર્યે 'અલંકારચૂડામણિ'નો ઉલ્લેખ કર્યો છે; પરંતુ સંભવ છે કે આવા ગ્રંથની રચનામાં કારિકાઓ સાથે જ વૃત્તિની રચના થઈ હોય. દે. ના. ૧. ૩. ની વૃત્તિમાં ये च संस्कृताभिधानकोशेष्वप्रसिद्धा अपि गौण्या लक्षणया वाऽलंकारचूडामणिप्रतिपादितया शक्त्या संभवन्ति।

૨. પ્રો. બેનરજી : दे. ना. मा. Introduction : P. xli–xlii; જો કે કુમારપાલની ગાથાઓ અને સિદ્ધરાજને માટે લખેલી ગાથાઓ આ ગણતરીમાં સંમિશ્રિત છે; સિદ્ધરાજ માટે લખેલી ગાથાઓ તો ગણીગાંઠી જ છે.

ગાથાઓમાં કુમારપાલનું નામ લેવામાં આવ્યું છે;[3] કેટલીકમાં તેનો અનિર્દિષ્ટ રૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે;[4] અને કેટલીકમાં ચૌલુક્ય તરીકે તેને સંબોધવામાં આવ્યો છે.[5] એક બાબત આ ગ્રંથમાં ખાસ ધ્યાન ખેંચે છે. સિદ્ધરાજ જયસિંહની

૩. દાખલા તરીકે :

अणउवसग्गपयावयउज्जाणियरिउ कुमारवाल णिव
उप्फुडिया तिहुअणे उज्जग्गुज्जा रमेउ तुह कित्ती ॥

(દે. ના. મા. ૧. ૧૧૪. ઉદા.)

"ત્વરિત પ્રતાપથી જેણે પોતાના શત્રુઓને નીચા પાડ્યા છે એવા હે નૃપ કુમારપાલ, ત્રિભુવનમા વિસ્તાર પામતી તારી સ્વચ્છ કીર્તિ વિલસો."

૪. દાખલા તરીકે,

उब्बिवला णईओ तरुणो उच्छल्लिया य दंतीहिं
उज्जणियचावउद्धच्छिया रिमंडल कहंति तुह सिविरं ।

(દે. ના. મા. ૧. ૧૧૧. ઉદા.)

કલુષિતપાણીવાળી નદીઓ, હાથીઓથી જેની છાલ ઉખાડી નખાઈ છે તેવાં વૃક્ષો, વાંકા બનેલાં ધનુષ્યોથી અટકાવી રખાયલો શત્રુસમૂહ—તારા સૈન્યના પડાવને કહી રહ્યાં છે."

૫. ચૌલુક્ય તરીકે નિર્દેશનુ દૃષ્ટાંત :

कासिज्जदेसलुंटणकाहाराणिज्जमाणकणयाइ
कासारं व बुहाणं अकारिम देसि चालुक्क ॥

(દે. ના. મા. ૨. ૨૮.)

"કાસિજ્જ (કાકસ્થલ નામે પ્રદેશ) દેશ લુંટી પખાલવાળાઓ મારફતે આણેલા સુવર્ણને જાણે સામાન્ય સીસાનાં પતરાં હોય, તેમ હે ચૌલુક્ય, તુ વિદ્વજ્જનોને આપે છે."

પ્રશસ્તિગાથાઓ બહુ ઓછી માલમ પડે છે.[6] આથી કલ્પના કરી શકાય કે કુમારપાલ રાજ્યમાં સુદૃઢ થયો ત્યાર પછી આ ગ્રંથની રચના આચાર્યે કરી હોય. ટૂંકમાં, વિ. સં. ૧૧૯૯ પછી અને વિ. સં. તેરમા શતકના આદિ ભાગમાં આ ગ્રંથની યોજના થઈ—એ જ ઇષ્ટ કલ્પના તરી આવે છે.

દંડી પોતાના કાવ્યાદર્શમાં પ્રાકૃત શબ્દ સમૂહના ત્રણ પ્રકાર બતાવે છે: તદ્ભવ, તત્સમ અને દેશી.[7] સંસ્કૃતને આદર્શ લઈ પ્રાકૃત શબ્દના સ્વરૂપનો નિર્ણય પ્રાકૃતભાષાના વૈયાકરણો કરે છે. આ આદર્શને ધ્યાનમાં રાખતાં સંસ્કૃત સાથે અર્થ અને વર્ણની દૃષ્ટિએ સંપૂર્ણ સામ્ય ધરાવતા પ્રાકૃત શબ્દો તે તત્સમ–સંસ્કૃત-સમ શબ્દો; વર્ણવિકારથી સંસ્કૃતમાંથી જેનો અવતાર સિદ્ધ કરી શકાય તે તદ્ભવ–સંસ્કૃતભવ શબ્દો: અને સંસ્કૃત શબ્દો સાથે, અર્થ, વર્ણ અથવા તો અર્થ, વર્ણ બંનેએ કરીને કોઈ પણ રીતે સંબંધ ન ધરાવતા દેશ્યભાષાઓમાંથી સીધા લીધેલા શબ્દો–તે દેશ્ય શબ્દો. સંસ્કૃતસમ શબ્દો માટે કાંઈ સવાલ નથી;

૬. સિદ્ધરાજને ઉલ્લેખી આપેલું દૃષ્ટાંત: દે. ના. ૨. ૪.

तुह मियकट्टारीफुट्टकंदलो बब्बरो कयलतुंदो
कसरो व्व सिद्धणरवइ लुढेइ कंटालिसकुलणइए ॥

"હે સિદ્ધ નરપતિ, તારી શુભ્ર કટારથી જેનું કપાળ ફૂટી ગયું છે એવો, કુન્ત જેવા પેટવાળો બર્બરક કાંટાળી રિંગણીથી સંકુલ બનેલી નદીમાં બળદની માફક આળોટે છે."

૭. દંડી: કાવ્યાદર્શ: ૧. ૩૩.

संस्कृतं नाम दैवी वागन्वाख्याता महर्षिभिः ।
तद्भवस्तत्समो देशीत्येष प्राकृतक्रमः ॥

સંસ્કૃતભવ શબ્દો વ્યાકરણથી સિદ્ધ થાય છે; સવાલ રહ્યો એકલો દેશ્ય શબ્દોનો. આ સવાલના યોગ્ય ઉત્તરરૂપે જુદા જ કોશની હેમચંદ્રાચાર્યે રચના કરી. આ કોશ તે દેશીનામમાલા.[૮]

આ ગ્રંથના અભિધાન વિષે વિદ્વાનોમાં મતભેદ છે. હાથપ્રતોમાં પણ મતભેદ છે. કેટલીક હાથપ્રતોમાં આ ગ્રંથનો ઉલ્લેખ દેશીશબ્દસંગ્રહ તરીકે કરવામાં આવ્યો છે. હેમચંદ્રાચાર્યે દે. ના. મા. ૧. ૨. માં 'દેસીસદ્દસંગહો' ('દેશી શબ્દસંગ્રહ') એવું નામ આપ્યું છે.[૯] કેટલીક હાથપ્રતોમાં તેનો ઉલ્લેખ દેશીનામમાલા તરીકે કરવામાં આવ્યો છે. ગ્રંથને અંતે આપેલી ગાથામાં 'રયણાવલિ' તરીકે તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૧૦] દેશીશબ્દસંગ્રહ એ નામ બરાબર સૂચક નથી. કારણ કે શબ્દમાં ધાતુ અને નામ એ બંનેનો

---

૮. Prof. Banerjee : दे. ना. मा. Intro. P. xxxv ff.; also see Prof. Pischel & Prof. Ramanujswami : दे. ना. मा. Intro. P. vii ff.

૯. દે. ના. મા. ૧. ૨.

पीसेसदेसिपरिमलपक्कवियकुऊहलाउलत्तण
विरइज्जइ **देसीसद्दसंगहो** वण्णकमसुहओ ॥

૧૦. દે. ના. મા. ૮.૭૭ :

इय **रयणावलिणामो** देसीसद्दाण संगहो एसो
वायरणसेसलेसो रइओ सिरिहेमचंदमुणिवइणा ॥

આ શ્લોક પ્રમાણે શ્રીહેમચંદ્રાચાર્યને 'રત્નાવલી' એ નામ જ અભિપ્રેત છે. પાછળના લેખકોએ—અને હાથપ્રતોએ એ નામ સ્વીકાર્યું નથી.

સમાવેશ થાય છે. દેશ્ય ધાતુઓનો સંગ્રહ સિદ્ધહેમના આઠમા અધ્યાયમાં આપી દેવામાં આવ્યો છે.[૧૧] અહીં સવાલ છે એકલાં દેશ્ય નામોને સંગ્રહવાનો—એટલે, દેશીનામમાલા એજ નામ અન્વર્થ ભાસે છે. 'રયણાવલિ' નામ આલંકારિક છે—નિર્દેશક નથી. વળી 'દેશીનામમાલા' એવું ગ્રંથનું નામ પણ સંદિગ્ધ તો રહે છે જ.

ડૉ. બ્યુલ્હરે હેમચંદ્રાચાર્યના આ ગ્રંથ ઉપર આક્ષેપ મૂક્યો છે.[૧૨] તેમના કહેવા પ્રમાણે આ ગ્રંથમાં કેવળ દેશ્યશબ્દોનો સંગ્રહ નથી; પરંતુ સંસ્કૃતભવ શબ્દો પણ સાથે સાથે તેમણે મૂકી દીધા છે. આક્ષેપ બહુ તીવ્ર રીતે મૂકવામાં આવ્યો છે. એનો એ જ આક્ષેપ પ્રો. ગુણેએ પણ જર્મન વિદ્વાનોને અનુસરી વિસ્તારપૂર્વક મૂક્યો છે.[૧૩] એક બાબત આ વિદ્વાનોએ સ્મરણમાં રાખી

૧૧. દે. ના. મા. ૧. ૩૭. વૃતિ:

एते [ धातवः ] धात्वादेशेषु शब्दानुशासनेऽस्माभिरुक्ता इति नेहोपात्ताः । न च धात्वादेशानां देशीपु सग्रहो युक्तः । सिद्धार्थशब्दानुवादपरा हि देशी, साध्यार्थपराश्च धात्वादेशाः । પરંતુ કેટલીકવાર દે. ના મા. ૬. ૨૪. यद्यप्येते क्रियावाचिनस्तथापि त्यादिषु प्रयोगादर्शनाद्धात्वादेशेष्वस्माभिर्न पठिता इत्यत्र निबद्धाः । : દે. ના. મા. ૧–૧૦ વૃત્તિ : यद्यप्यते त्रयोऽपि क्रियावाचिनस्तथापि त्यादिषु प्रयोगदर्सनाद्धात्वादेशेष्वस्माभिर्न पठिता इत्यत्र निबद्धाः ।

૧૨: Buhler : पाइअलच्छिनाममाला (Gottingen : 1887) Intro. P. 12–13.

૧૩. Gune : Introduction to Comparative Philology P. 22 : Gune : Bhavisyattakaha (G.O.S.) Intro. P. 65 etc.

હોત તો આ આક્ષેપ હેમાચાર્ય ઉપર તેમણે આણ્યો ન હોત. હેમચંદ્રાચાર્યનું દષ્ટિબિંદુ ભાષાશાસ્ત્રીય શબ્દકોષ રચવાનું ન હતું. પ્રાકૃતોનો અભ્યાસ તે કાળે આવશ્યક ગણાતો હતો. વ્યાકરણ અને કોષનો તે સમયે વિદ્યાર્થીઓ મુખપાઠ કરતા; એ શિક્ષણ-પ્રણાલી માટે શિક્ષાગ્રન્થની જરૂર હતી જ. પ્રાકૃત વ્યાકરણની રચના પછી આવો કોષ રચ્યો હોય તો આવશ્યક પાઠ્યપુસ્તક ગૂર્જર વિદ્યાર્થીઓને મળી રહે. આ કારણે તેમણે અનેક દેશ્ય-કોષો ભેગા કરી વર્ણક્રમદષ્ટિએ અનેકાર્થનો પણ સમાવેશ કરી ગાથાબદ્ધ દેશીનામમાલાની તેમણે રચના કરી.[૧૪] અનેક સ્થળે તેમણે ઉલ્લેખ કર્યો છે કે શબ્દ સંસ્કૃતમાંથી અવતીર્ણ થઈ શકે એમ છે—છતાંય સંસ્કૃતભાષાના અભિધાનકોષોમાં બહુ પરિચિત ન હોવાને કારણે જ તેનો ઉલ્લેખ આ દેશ્યસંગ્રહમાં કરેલો છે; કેટલીક વાર પ્રાકૃત ભાષાના પંડિતો એમ કહે છે કે અમે સંસ્કૃત જાણતા નથી, અમારે તો પ્રાકૃત સમજવું છે. આવા પંડિતોના સંતોષ કાજે પણ જરા વિષમ હોય એવા સંસ્કૃતભવ શબ્દોને આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે. પરંપરાથી કેટલા સંસ્કૃતભવ શબ્દો દેશ્યસંગ્રહમાં મૂકવામાં આવતા હતા. તે પરંપરામાં ભંગ ન થાય તે ખાતર પણ તે શબ્દોની નોંધ દેશીનામમાલામાં લેવામાં આવી છે.[૧૫] આ હેતુ લક્ષ્યમાં

૧૪. દે. ના. મા. ૧. ૨. વૃત્તિ અને ગાથા.

૧૫. દે. ના. મા. ૧. ૧૫. વૃત્તિ : 'अमयणिग्गमस्य शब्दस्यामृतान्निर्गमो यस्येति व्युत्पत्तौ सत्यामपि संस्कृतेष्वप्रसिद्धेर्देशीत्वम् ।१. १३. पूर्वाचार्यानुरोधात्त्विह निबद्ध : । १. २१. 'अहिहाणं वर्णना' । यद्यप्यभिधानशब्दः संस्कृतेऽपि दृश्यते, तथापि संस्कृतानभिज्ञम-

રાખ્યો હોત, તો દેશીનામમાલામાં સંસ્કૃતભવ શબ્દો અશાસ્ત્રીય રીતે મૂક્યા છે એવો આક્ષેપ ડૉ. બ્યુલ્હર વગેરેએ હેમાચાર્ય ઉપર મૂક્યો ન હોત. હેમાચાર્યે આવા શબ્દો મૂકવા માટે પોતાનો હેતુ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યો જ છે. તેમ છતાંય અર્વાચીન ભાષાશાસ્ત્ર અને શબ્દાર્થશાસ્ત્ર( Sementics )ની દૃષ્ટિએ એક વિદ્વાને આ શબ્દોની સમીક્ષા કરી છે. કુલ ૩૯૭૮ શબ્દો દેશીનામમાલામાં મૂકવામાં આવ્યા છે: તે શબ્દોના વિભાગો નીચે પ્રમાણે થઈ શકે:[૧૬]

| | |
|---|---|
| તત્સમ શબ્દો : | ૧૦૦ |
| ગર્ભિત તદ્ભવ શબ્દો : | ૧૮૫૦ |
| સંશયયુક્ત તદ્ભવ શબ્દો : | ૫૨૮ |
| દેશી શબ્દો : | ૧૫૦૦ |
| | ૩૯૭૮ |

પ્રો. મુરલીધર બેનરજીએ તેમની આવૃત્તિમાં દે. ના. મા. માં નોંધેલી દૃષ્ટાન્તગાથાઓ વિષે પૃથક્કરણાત્મક કોષ્ટક આપ્યું છે. કેટલાક ઝીણા પ્રમાદો ન ગણતાં એ કોષ્ટક મોટે ભાગે ખરું છે.[૧૭]

---

न्यदुर्विदग्धजनावर्जनार्थं सगृहीतः । एवमन्यत्रापि संस्कृतभवशब्दसंग्रहे न्यायोऽभ्यूह्यः । १. ३. ये च सत्यामपि प्रकृतिप्रत्ययादिविभागेन सिद्धौ संस्कृताभिधानकोशेषु न प्रसिद्धास्तेऽप्यत्र निबद्धाः । આ વિષય માટે દે. ના. મા. ૧. ૩. જુઓ.

૧૬. પ્રો. બેનરજી : દે. ના. મા. Intro. P. xxxiii.

૧૭. પ્રો. બેનરજી : દે. ના. મા. Intro. P. xli–lii.

| વર્ગ | શૃંગારગાથા | કુમારપાલને લગતી ગાથા | પરચુરણ | કુલ ગાથા |
|---|---|---|---|---|
| ૧ | ૭૬ | ૩૮ | ૧૯ | ૧૩૩ |
| ૨ | ૬૬ | ૧૧ | ૧૩ | ૯૦ |
| ૩ | ૩૬ | ૭ | ૮ | ૫૧ |
| ૪ | ૨૫ | ૧૧ | ૧૦ | ૪૬ |
| ૫ | ૩૪ | ૭ | ૯ | ૫૦ |
| ૬ | ૮૩ | ૧૪ | ૨૬ | ૧૨૩ |
| ૭ | ૪૯ | ૮ | ૧૯ | ૭૬ |
| ૮ | ૪૧ | ૯ | ૧૫ | ૬૫ |
| કુલ | ૪૧૦ | ૧૦૫ | ૧૧૯ | ૬૩૪ |

દેશીનામમાલામાં નામસંગ્રહના શબ્દો માટે જ દષ્ટાંત–ગાથાઓ આપવામાં આવી છે; અનેકાર્થ દેશ્યશબ્દોનો સમાવેશ દેશીનામામાલામાં કરવામાં આવેલો છે. તેની દષ્ટાંત–ગાથાઓ નથી. હેમચંદ્રાચાર્ય તે ન આપવાનું કારણ જણાવતાં કહે છે કે અનેકાર્થ શબ્દો બહુ વિષમ હોવાથી શિષ્ટોની મતિનો વ્યામોહ ન થાય તેથી ઉદાહરણો આપવામાં આવ્યાં નથી.[૧૮] સંસ્કૃત શબ્દકોષની માફક દેશીનામમાલામાં અભિધાનસંગ્રહ અને અનેકાર્થસંગ્રહ જુદા નથી.

દે. ના. મા. ની વસ્તુસૂચિ નીચે પ્રમાણે છે:

---

૧૮. દે. ના. મા. ૧. ૪૯. વૃત્તિ : इहानेकार्थेषु शब्देषु वैषम्याच्छिष्यमतिव्यामोहो मा भूदित्युदाहरणानि नोपादर्शिष्यन्ते ।

| વર્ગ | આદિવર્ણક્રમ | શબ્દસમૂહની ગાથાઓનો સંગ્રહ |
|---|---|---|
| ૧ | સ્વર; અકારાદિ | ૧૭૪ |
| ૨ | કંઠ્ય | ૧૧૨ |
| ૩ | તાલવ્ય | ૬૨ |
| ૪ | મૂર્ધન્ય | ૫૧ |
| ૫ | દન્ત્ય | ૬૩ |
| ૬ | ઓષ્ઠ્ય | ૧૪૮ |
| ૭ | અર્ધસ્વર | ૯૬ |
| ૮ | ઊષ્માક્ષર: મહાપ્રાણ | ૭૭ |
| | | ૭૮૩ કુલ ગાથાઓ |

અત્યારે તો આપણી પાસે દે. ના. મા. એ એકલોજ સારો દેશ્યકોષ છે. ધનપાલની પાઇઅલચ્છિનામમાલા તો આરંભના પ્રાકૃતભાષાના અભ્યાસીને માટે રચાયલો સાદો અને નાનો કોષ છે. હેમચંદ્રાચાર્ય સામે અનેક કોષો હતા અને તેમની પરંપરાને અનુવર્તી હેમચંદ્રાચાર્યે દે. ના. મા. ની યોજના કરી છે. એ સત્ય તો તેમની વૃત્તિ ઉપરથી દેખાઈ આવે છે.[૧૯] તે ઉપરાંત હેમચંદ્રાચાર્યે અનેક દેશ્યકોષો અને તેના લેખકોને નામથી ઉલ્લેખ્યા છે. તે બધાય ઉલ્લેખો તેમના સ્થાન સાથે પ્રો. બેનરજીએ તથા પ્રો. રામાનુજસ્વામીએ પોતાની પ્રસ્તાવનામાં

૧૯. દે. ના. મા. ની રચના સમયે અનેક દેશી કોષો આચાર્યશ્રી સમક્ષ હતા. તેનો ઉપયોગ કેવા વિવેકથી તેમણે કર્યો છે તે માટે જુઓ, દે. મા. વૃત્તિ. ૧. ૩૭, ૪૧, ૪૭ ( વિસ્તૃત ચર્ચા ). ૮. ૧૨ ( વિસ્તૃત ચર્ચા ) વગેરે.

સવિસ્તર ચર્ચા સહિત નોંધ્યા છે. અહીં તો તેનો નામનિર્દેશ માત્ર કરી સંતોષ માનીશું. તે કોષો અને લેખકો આ પ્રમાણે છે : અભિમાનચિહ્ન, અવન્તીસુંદરી, ગોપાલ, દેવરાજ, દ્રોણ અથવા દ્રોણાચાર્ય, ધનપાલ, પાઠોદૂખલ, પાદલિપ્તાચાર્ય, રાહુલક, શામ્બ, શીલાંક અને સાતવાહન. આ ઉપરાંત સારતરદેશી અને અભિમાનચિહ્નસૂત્રપાઠનો ઉલ્લેખ પણ તેમાં કરવામાં આવ્યો છે. ધનપાલના ઉલ્લેખ સાથે જે ઉતારા છે, તે પાઇઅલચ્છિનામમાલામાં દૃષ્ટિગોચર થતા નથી. આથી સિદ્ધ થાય છે કે ધનપાલની કોઈ બીજી કૃતિ હેમચંદ્રાચાર્ય સમક્ષ છે અને તેનો ઉપયોગ દે. ના. મા. માં કરવામાં આવ્યો છે.

હેમચંદ્રાચાર્યે દૃષ્ટાંત–ગાથાઓ આપેલી છે તેના ઉપર ટીકા કરતાં પ્રો. પીશલ જણાવે છે કે તે ન સમજાય તેવી અને અર્થહીન છે.[२०] પરંતુ છંદોનુશાસન જેવા ગ્રંથોમાં આપેલી દૃષ્ટાંત–ગાથાઓ જેટલી જ તે અર્થસૂચક અને કવિત્વવાળી પણ છે. કેટલીક ગાથાઓનાં પાઠાન્તરો બરોબર સમજાયાં ન હોવાને લીધે પ્રો. પીશલે એ આક્ષેપ કર્યો હોય એમ લાગે છે. પ્રો. મુરલીધર બેનરજીએ કેટલીક ગાથાઓને અર્થપૂર્વક સમજાવવા પ્રસ્તાવનામાં પ્રયત્ન કર્યો છે. કેટલીક ગાથાઓ હું નીચે ટાંકું છું.

दइयम्मि सावराहे एते डोलियविसालणयणाए
डोंगिलिणिहित्तवीडयकड्डणमिसओ परमुहीए ठिय ॥

(દે. ના. મા. ૪. ૧૨)

२०. Pischel & Ramanujaswami : दे. ना. मा. Intro. (Pischel) P. 29–30.

"પ્રિયતમે અપરાધ કર્યો એટલે કૃષ્ણસારના જેવાં વિશાળ નેત્રવાળી (પ્રિયતમા) પાનની પેટીમાંથી પાન કાઢવાને બ્હાને અવળી ફરીને ઊભી રહી."

खणमित्तकलुसियाए लुलियालयवल्लरीसमोत्थरिय
भमरभरोहुरयं पङ्कय व भरिमो मुह तीए ॥

(દે. ના. મા. ૧. ૧૫૭.)

"ક્ષણમાત્ર કલુષિત બનેલી તે લલનાનું લળી પડેલી લટો રૂપી વલ્લરીથી છવાયેલું મુખ ભ્રમરોના ભારથી નમી પડેલા કમળનું જાણે અમને સ્મરણ કરાવે છે."

मा कुड्डलेवणीधवलकुट्टिमे परवहुं णिएऊण
कुसुमालिअ कुरुकुरियं करेसु कुलफंसणो होही ॥

(દે. ના. મા. ૨. ૪૨.)

"ઓ શૂન્ય મનવાળા પ્રેમી, ચૂનાથી ચકચકતી ધોળી છોમાં પરકીયાનું મુખ જોઈને તું પ્રેમ મા કર; તું કુલના કલંક-રૂપ બનીશ."

सुणइ समुच्छणिसद्द जह जह सुण्हा सइज्झयघरेसु
छिंछेण मुअइ तह तह पइं पहाए विसूरंती ॥

"જેમ જેમ પાડોસીનાં ઘરમાં સાવરણીનો અવાજ પુત્ર-વધૂ સાંભળવા લાગી તેમ તેમ સવારમાં પતિને માટે સોરતી પુત્રવધૂ તેના પ્રણયીથી ત્યજી દેવાઈ."

तुह दोहासलदंसणपरव्वसो गामदोणओ बहिणि
ता एहि मह घरे दोवेलिमिसा दोसिणी ण जा फुरइ ॥

"હે બેન, તારી કેડને જોઈને ગામનો મુખી પરવશ બની

ગયો છે; તો ચાંદની ખીલી ન હોય તેવામાં બાજુ કરવાને બાને મારે ઘેર આવજે."

દે. ના. મા.ની દષ્ટાંતગાથાઓ ગાથાસપ્તશતીની કવિત્વ-ભરપૂર શૃંગારપરંપરાને સાચવી રહેલી છે. પ્રો. પીશલનો આક્ષેપ આથી નકામો ઠરે છે; ઉલટું એમ દેખાઈ આવે છે કે આ ગાથાઓને બરોબર સંપાદિત કરી કોઇ અર્થસંવલિત કરે તો તેમાંથી તત્કાલીન સાદી સામાજિક સ્થિતિમાંથી ઉત્પન્ન થતી કાવ્ય-ભાવનાને આપણે મૂર્ત બનેલી નિહાળી શકીએ. દે. ના. મા. માં નોંધેલા કેટલાક શબ્દોમાં તે કાળની રૂઢિઓ, સામાજિક રિવાજો, રમતો, ગૃહસંબંધો ઇત્યાદિના ઉલ્લેખો ભરપૂર પ્રાપ્ત થાય છે.[૨૧]

ઉપરની બાબતો ઉપરાંત દે. ના. મા. ની ખાસ ઉપયુક્તતા તો તેના દેશ્યશબ્દસંગ્રહમાં વસેલી છે. આપણા કેટલાય અર્વાચીન ગૂજરાતી શબ્દોની પ્રાચીનતા આ કોષ મારફતે સિદ્ધ કરી શકાય છે. ગૂજરાતી ઉપરાંત આર્યાવર્તની અર્વાચીન દેશ્ય ભાષાઓના શબ્દસમૂહનું ઐતિહાસિક તત્ત્વ નક્કી કરવા માટે દે. ના. મા. ઘણો ઉપયોગી ગ્રંથ છે. ગૂજરાતી ભાષાને માટે તો તેનું એ દૃષ્ટિએ પરિશીલન અત્યંત આવશ્યક છે; તેના વિના ગૂજરાતી ભાષાના શબ્દશાસ્ત્રનો ઇતિહાસ પાંગળો છે એમાં શક નથી. ડૉ. પી. એલ. વૈદ્યે દે. ના. મા. ના દેશ્યશબ્દોમાંના કેટલાકને અર્વાચીન મરાઠી શબ્દો સાથે સરખાવ્યા છે.[૨૨] પ્રો. એ. એન.

---

૨૧. દા. ત.; દે. ના. મા. ૧. ૭૨. 'आणंदवडो' ઉપર વૃત્તિમાં નોંધ; દે. ના. મા. ૧. ૧૫૭. 'ओलुंकी' ઉપર નોંધ; વગેરે.

૨૨. Dr. P. L. Vaidya: Observations on Hemacandra's Des'inamamala.' Annals of B. O. R. Inst. Vol. VIII Part I. April. 1926.

ઉપાધ્યેએ તેમાંના કેટલાક શબ્દોને કાનડી શબ્દો સાથે સરખાવ્યા છે.[૨૩] દે. ના. મા. માં આવેલા દ્રાવિડીઅન ભાષાઓના શબ્દોની ચર્ચા પણ કરવામાં આવી છે.[૨૪] તેમાં રહેલા ફારસી શબ્દોની ચર્ચા પણ એક બીજા[૨૫] વિદ્વાને કરી છે. દે. ના. મા. ના મોટા ભાગના શબ્દોનો સંબંધ ગૂજરાતી સાથે છે, પરંતુ તે દૃષ્ટિએ આપણે ત્યાં તેનો અભ્યાસ થયો નથી. કેટલાક શબ્દો જિજ્ઞાસા કેળવવા ખાતર હું નીચે આપું છું:

अहोरणं उत्तरीयम् । १. २५. ગૂ. હોરણી
आरोग्गियं भुक्तम् । १. ६८. ગૂ. આરોગ્યું
उंडं गम्भीरम् । १. ८४. ગૂ. ઊંડું
उच्छौ अंत्रावरणम् । ओज्झरीति प्रसिद्धः । १, ८६. ગૂ. ઓઝરી
उल्ली तथा उद्दाणा चुल्लीइ । १. ८७. ગૂ. ઓલો; ચૂલો
उल्लुट्टं मिथ्या । १. ७९, ગૂ. ઉલટું
यस्तु देहल्यर्थ उंबरशब्दः स उदुम्बरशब्दसंभवः । १. ९०. ગૂ. ઉંબરો
[ સરખાવો उम्मरो गृहदेहली १. ९६ ]
उत्थल्ला परिवर्तनम् । १. ९३. ગૂ. ઊથલો

२३. Prof. A. N. Upadhye : 'Kanarese words in Des'i Lexicons' Annals of B. O. R. I. Vol. XII part. III July. 1931. Pp. 260–273.

२४. Ramanujaswami : दे. ना. मा. Intro. P. 8.

25. K. Amrit Rao : Ind. Ant. 'Dravidian Element in Prakit' Vol. xlvi. Feb. 1917 P. 33. ff; Sir. G. Grierson : J. R. A. S. 1919. P. 235.

| | |
|---|---|
| उदेही उपदेहिका । | ૧. ૯૨. ગૂ. ઉધેઈ |
| उड्दिो माषधान्यम् । | ૧. ૯૮. ગૂ. અડદ |
| उल्लिियं शिथिलस्थितिः । | ૧.૧૦૪. ગૂ. ઊલળ્યું. |
| उक्कुरुडी अवकरराशिः । | ૧.૧૧૦. ગૂ. ઉકરડી. |
| उत्थल्लपत्थल्ला पार्श्वद्वयेन परिवर्तनम्। | ૧.૧૨૨ ગૂ. ઉથલપાથલ. |
| ओड्ढण उत्तरीयम्। | ૧.૧૫૫. ગૂ. ઓઢણી. |
| कल्लविय तीमितम्। | ૧.૧૮. ગૂ. કાલવ્યું. |
| कुक्कुसो धान्यादितुषः । | ૨.૩૬. ગૂ. ફૂસકા. |
| खड्डा खानिः । | ૨.૬૬. ગૂ. ખાડી. |
| खल्ला चर्म । | ૨.૬૬. ગૂ. ખાલી. |
| खवओ स्कन्धः । | ૨.૬૭. ગૂ. ખભો. |
| खट्टिको शौनिकः । | ૨.૭૦. ગૂ. ખાટકી. |
| खडक्की लघुद्वारम्। | ૨.૭૧. ગૂ. ખડકી. |
| खलइयं रिक्तम्। | ૨.૭૧. ગૂ. ખાલી. |
| खाइया परिखा | ૨.૭૩. ગૂ. ખાઈ. |
| खिज्जिय उपालम्भः । | ૨.૭૪. ગૂ. ખીજ. |
| खोडो खञ्जः । | ૨.૮૦ ગૂ. ખોડો. |
| खोलो लघुगर्दभः । | ૨.૮૦. ગૂ. ખોલકો. |
| गढो दुर्गम्। | ૨.૮૧. ગૂ. ગઢ. |
| गंडीरी ईक्षुखण्डम्। | ૨.૮૨. ગૂ. ગંડેરી. |
| गग्घरं जघनस्थवस्त्रभेदः | ૨.૧૦૭. ગૂ. ઘાઘરો; |

કેટલાક ફારસી શબ્દોનો ઉલ્લેખ અહીં કરી લઈએ: अंगुत्थलम् (દે. ના. ૧. ૩૧.) = 'વીંટી' ફારસી–'अंगुश्तरी'; दत्थरो (દે. ના. ૫. ૩૪.) = 'રૂમાલ' ફારસી–'दस्तार'; बन्धो

( દે. ના. ૬. ૮૮. ) = 'નોકર' ફારસી. 'बन्दाह; बोक्कडो ( દે.ના. ૬. ૯૬ ); वक्कर ( દે. ના. ૬. ૮૬. ) 'બોકડો, બકરો' ફારસી. 'बक्कर' 'આખલો, બળદ'; जयन ( દે. ના. ૪. ૧૨ ) 'ઘોડા ઉપરનું જીન' ફારસી. झीन. આ ફારસી શબ્દો દેશ્ય શબ્દો તરીકે પ્રાકૃત સાહિત્યમાં કેવી રીતે પ્રવેશ્યા તે એક વિસ્મયનો વિષય છે.

ઉપરના શબ્દો દૃષ્ટાંત તરીકે પ્રથમ બે વર્ગમાંથી જ ઉપલક દૃષ્ટિએ ટાંકયા છે. આ ઉપરથી સુજ્ઞ વાચક જોઇ શકશે કે દે. ના. મા. ના શબ્દસંગ્રહનો અભ્યાસ અર્વાચીન દેશ્યભાષાઓના અભ્યાસ માટે કેટલો ઉપકારક છે.

હેમચન્દ્રાચાર્યના અનેક ઉપકારક ગ્રંથોમાંનો એક દેશીનામમાલા છે. પાઇઅલચ્છિનામમાલા કેવળ પ્રાથમિક પ્રકારનો શબ્દ સંગ્રહ છે. તેને બાદ કરતાં આ એકલોજ દેશ્યશબ્દોનો સંગ્રહ આપણને પ્રાપ્ત થાય છે. હેમચંદ્રાચાર્યે અનેક પ્રાકૃતકોષોનો ઉલ્લેખ કર્યો છે. તે બધાયને અત્યારે તો કાલપ્રવાહે ભરખી લીધા છે. એકલી દેશનામમાલા જ આપણી પાસે છે. આથીજ પ્રાકૃતભાષામાં વપરાતા દેશ્યશબ્દોના અર્થનિર્ણય માટે આ ગ્રંથ અત્યંત ઉપયોગી છે એને માટે બે મત હોઇ શકે નહિ.

৭

# પ્રાકૃતદ્વયાશ્રય મહાકાવ્ય

यः प्राकृतव्याकरणं नु शब्दैः
साहित्यसर्वस्वमिवार्थभङ्गया ।
स द्वयाश्रयः काव्यमनल्पबुद्धि-
ज्ञेयः कथं मादृश एव गम्यः ॥

"શબ્દોએ કરીને જે પ્રાકૃત વ્યાકરણ છે; અને અર્થની દૃષ્ટિએ જે સંપૂર્ણ સાહિત્યરૂપ છે–તે બહુબુદ્ધિવાળાઓથી સમજાય તેવું દ્વયાશ્રયકાવ્ય મારા જેવાને ક્યાંથી સમજાય ?"

–પૂર્ણકલશગણી: પ્રાકૃત દ્વયાશ્રયનો ટીકાકાર.[1]

સંસ્કૃત વ્યાકરણને રોચક બનાવવા વ્યાકરણના આદેશોનાં દૃષ્ટાંતોને રજુ કરતું સંસ્કૃત દ્વયાશ્રયકાવ્ય હેમચંદ્રાચાર્યે રચ્યું. તેમાં સૂત્રોના ક્રમને અનુસરી વ્યાકરણનાં દૃષ્ટાંતો સંકલિત કર્યાં; અને સોલંકીવંશના કીર્તનને વિષય બનાવી સર્વાંગ મહાકાવ્ય પણ સર્જ્યું. સંસ્કૃત દ્વયાશ્રયકાવ્યમાં કુમારપાલ ગાદીનશીન થાય છે ત્યાંસુધીનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે.

---

૧. પૂર્ણકલશગણીની વૃત્તિના આરંભશ્લોક: શ્લો. ૪.

પ્રાકૃતદ્વયાશ્રયની રચના પ્રાકૃત વ્યાકરણનાં સૂત્રો માટે એક બાજુથી ઉદાહરણ આપે છે અને બીજી બાજુએથી કુમારપાલના ચરિતને વિષય બનાવી મહાકાવ્યનો સરસ નમુનો રજૂ કરે છે.[૨]

સિદ્ધહેમચંદ્રના સાત અધ્યાયોની—સંસ્કૃત વ્યાકરણને લગતા અધ્યાયોની દૃષ્ટાંતાવલી સંસ્કૃત દ્વયાશ્રયકાવ્યમાં આવી ગઈ; જ્યારે સિદ્ધહેમચંદ્રના આઠમા અધ્યાયની—પ્રાકૃત વ્યાકરણને લગતા અધ્યાયની—દૃષ્ટાંતાવલી પ્રાકૃતદ્વયાશ્રયમાં સંયોજવામાં આવી છે.

હેમચંદ્રાચાર્યનું સંસ્કૃત દ્વયાશ્રયકાવ્ય, તેમજ પ્રાકૃત દ્વયાશ્રયકાવ્ય, વૈયાકરણની દૃષ્ટિએ, ભટ્ટિકાવ્ય ઉપર સરસાઈ ભોગવે છે. ભટ્ટિકાવ્ય પાણિનિનાં સૂત્રોનાં ક્રમબદ્ધ ઉદાહરણો આપતું નથી; જ્યારે બન્નેય દ્વયાશ્રયકાવ્યો સિદ્ધહેમનાં સૂત્રોનાં ક્રમબદ્ધ ઉદાહરણ આપે છે.

દ્વયાશ્રયકાવ્ય એટલે એક બાજુએ વ્યાકરણસૂત્રોની દૃષ્ટા-

---

૨. પૂર્ણકલશગણીની વૃત્તિનો આરંભ ભાગ :

परमार्हतश्रीकुमारपालभूपालस्य संस्कृतद्वयाश्रयप्रतिपादितावशेषं प्राकृतलक्ष्यै रुचिरं चरितं वक्तुकामः साहित्यव्याकरणाद्यनेकशास्त्रनिर्माणप्रत्न-प्रजापतिः श्रीहेमचन्द्रयतिपतिः प्राकृतद्वयाश्रयं महाकाव्यं चकार ॥

अथ द्वयाश्रयः इति कः शब्दार्थः । उच्यते । द्वयोः महाकाव्यलक्षणयोराश्रयो द्वयाश्रयः । एवं तर्हि सर्वमहाकाव्यानां द्वयाश्रयत्वप्रसङ्गः । नहि तत्र क्वापि महाकाव्यलक्षणशब्दलक्षणे न स्तः । इति चेन्न । अत्र हि "यथापद्यं प्रायः" इत्यादि महाकाव्यलक्षणमस्ति । तथा व्याकरणाष्टमाध्यायोक्त-"अथ प्राकृतम्"-इत्यादिसर्वसूत्रानुक्रमन्यस्तमूलोदाहरण-व्याहृत्युदाहरणप्रत्नाम्नातमतान्तरोदाहरणप्रतिपादनेन सकलं प्राकृतलक्षणमपि । न चैवमन्यत्रेति नातिप्रसङ्गः ।

ન્તાવલી અને બીજી બાજુએ આલંકારિકોને અભિમત સંપૂર્ણ મહાકાવ્ય. આ અર્થને પ્રાચીન લેખકોની સંમતિ છે. સોલંકી-વંશનું કીર્તન અને કુમારપાલનું ચરિત એ તો એ આલંકારિક સિદ્ધાંતોને અનુસરતી કાવ્યરચનાના વિષયો છે.

સંસ્કૃત દ્વ્યાશ્રયકાવ્યમાં ઇતિહાસતત્ત્વ કાવ્યતત્ત્વ કરતાંય વિશેષ છે; પ્રાકૃત દ્વ્યાશ્રયકાવ્યમાં ઇતિહાસતત્ત્વ કરતાંય કાવ્ય-તત્ત્વ અધિક છે. કુમારપાલચરિતમાં કુમારપાલના જીવનનો ઇતિ-હાસ ઝાઝો મળતો નથી. વર્ણનો, ધર્મોપદેશ, રાજાની નિત્યચર્યા વગેરે બાબતોનાં વર્ણનથી કાવ્યનો મોટો ભાગ કવિ રોકી લે છે. કુમારપાલના પૂર્વજીવનની કે તેના રાજા થયા પછીના જીવ-નની અનેક ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયુક્ત બાબતો આ કાવ્યમાં દૃષ્ટિગોચર થતી નથી. હેમચંદ્રાચાર્ય પોતાના સમકાલીન રાજા, મિત્ર અને શિષ્યને માટે અનેક અવનવી બાબતો નોંધવા યોગ્ય પણ ન ગણે. વળી કુમારપાલના જીવનને ઐતિહાસિક ઝીણવ-ટથી આલેખવાનો હેમચંદ્રાચાર્યનો હેતુ હતો જ નહિ; તેમનો હેતુ તો વ્યાકરણસૂત્રો સુંદર મહાકાવ્ય મારફતે નિદર્શિત થાય અને સાથે સાથે નાયકનું ગુણકીર્તન થાય એ હતો.

મહાકાવ્યનું વસ્તુ નીચે પ્રમાણે છે:

સર્ગ : ૧ : ગાથા : ૯૦ : પ્રથમ ગાથામાં મંગલાચરણ કરી ( ગા. ૨–૨૭ ) અણહિલનગરનું ભભકભર્યું અને અલં-કારભર્યું વર્ણન કરવામાં આવ્યું છે. ત્યાર પછી ( ગા. ૨૮–૪૭ ) કુમારપાલનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રાતઃકાળની ચર્યાનું આલેખન મુખ્યત્વે આ સર્ગમાં કરવામાં આવ્યું છે. સૂતો ગીત બોલે છે. રાજા શયનમાંથા ઊઠે છે. સ્નાનાદિ અને તિલકગ્રહણ

પછી તેને બ્રાહ્મણો આશીર્વાદ આપે છે. રાજા માતૃગૃહ તરફ જાય છે; ત્યારપછી તે લક્ષ્મીનું પૂજન કરે છે અને વ્યાયામમંદિર તરફ જાય છે.

સર્ગ : ૨ : ગાથા : ૯૧ : રાજા વ્યાયામમંદિરમાં (૧૦–૨૦) વ્યાયામ કરે છે. ત્યારપછી તેને બહાર જવા માટે હાથી લાવવામાં આવે છે. હાથીનું વર્ણન કવિ કરે છે. (૨૧–૩૧) રાજા ગજારૂઢ થઈ જિનમંદિરે જાય છે. ત્યાં દર્શન કરી, ગુરુને નમસ્કાર કરી, ઘોડા ઉપર સ્વાર થઈ પોતાના મહેલ તરફ તે જાય છે. જિન-મંદિરનું, રાજા જિનપ્રતિમાને નવરાવે છે તેનું, અશ્વનું અને એવી કેટલીક બાબતોનું મનોહર વર્ણન કવિ કરે છે.

સર્ગ : ૩ : ગા. ૯૦ : રાજા ઉદ્યાનમાં જાય છે. ત્યાં વસંત પૂરબહારમાં ખીલી છે. કામદેવનો પ્રતાપ ત્યાં વ્યાપી રહ્યો છે. આંબો, અશોક, મહુડાં, પલાશ, કર્ણિકાર, બકુલ, શિરીષ વગેરે ખીલી રહ્યાં છે. કોયલનાં ગાન ચાલે છે. કેટલાક પોતાની પ્રિય-તમા સાથે પ્રણયગોષ્ઠી કરી રહ્યા છે. હિંડોલાની મોજ ઊડી રહી છે. છેવટની ગાથાઓમાં (૭૪–૮૯) કવિ કામક્રીડાનું વર્ણન કરે છે.

સર્ગ : ૪ : ગા. ૭૭ : આ સર્ગમાં કવિ ગ્રીષ્મની શોભાનું વર્ણન કરે છે. કેતકી, નવમલ્લિકા, જપા, વગેરે પુષ્પો ખીલી રહ્યાં છે. આંબો, મહુડાં શિરીષ, કિંશુક વગેરે વિકસી રહ્યાં છે. જલક્રીડા પૂરબહારમાં મચી રહી છે. વારાંગનાઓ, વીરજનો અને તરુણયુગલો મદનના પ્રભાવને બતાવી રહ્યાં છે; અને ઉન્મત્ત બની જલક્રીડાના રસને બહલાવે છે. સ્ત્રીઓ પણ જલક્રીડામાં મસ્ત બની એકબીજાને કામોદ્દીપક ઉપહાર કરી રહી છે. રાજાઓ પણ જલક્રીડામાં વ્યાપૃત થયા છે. છેવટની ગાથાઓ (૪૨–૭૭)

જલક્રીડાનું વિવિધ પ્રકારે આલેખન કરે છે. જ્યારે આદિની ગાથાઓ (૧–૪૧) ગ્રીષ્મશ્રીનું વર્ણન કરે છે.

સર્ગ : ૫ : ગા. ૬૫ : આ સર્ગમાં કવિ વર્ષાઋતુનું વર્ણન કરે છે. નીપપુષ્પોની સુવાસ પ્રસરી રહી છે. મયૂર અને કોકિલાનાં ગાન સાંભળી પ્રિયતમાથી વિરહિત બનેલો મુસાફર વિલાપ કરી રહ્યો છે. પુષ્પોની સુગંધ તેને નીસાસા મૂકાવે છે. શ્રીફળ, જાંબુ, દાડમ, નીપ, કુટજ, અર્જુન, તાપિચ્છ વગેરે વૃક્ષો ખીલી રહ્યાં છે. કેતકી, કુટજ, અર્જુન, સર્જ વગેરેનાં પુષ્પોની સુવાસ બહલી રહી છે. માલતીની ફોરમ ફેલાઈ રહી છે. આંબલીનો મોર જોઈને ઉદ્યાનમાં આવેલાં માણસોના મનમાં હરખ થાય છે. જૂઈનાં ફુલ વિકસી રહ્યાં છે; અને વાંસના ફણગા ફૂટી નીકળે છે. ડાંગરના અંકુરો બહાર આવ્યા છે. દેડકાંનો ધ્વનિ સંભળાય છે. અને વાયુ મધુર વાય છે. (૧–૨૦) પદ્માવતી દેવીના પૂજન માટે માળણો અન્યોઅન્ય વાર્તાલાપ કરી રહી છે. કલ્હાર, તુલસી, દરો, કેવડો, દાડમ, નીપપુષ્પ, જૂઈ, જાંબુ, કમળનાં પાન, આંબળાં, ચંપાનાં ફુલ લાવવા માટે એકબીજા સાથે વાતચીત ચાલી રહી છે. (૨૧–૪૫) શરદ્ ઋતુ બેઠી છે. સારસ, સુડા, હંસ પંખીઓનો કલરવ ચાલી રહ્યો છે. સપ્તપર્ણ, અગથિઓ, અને અસનવૃક્ષો ખીલી રહ્યાં છે. કાકડી અને ગિલોડાંના વેલાને ફળ આવ્યાં છે. ડાંગરની કાપણી કરનારી બાઈઓનું સંગીત ઘડીભર દેવાંગનાઓને અટકાવી દે છે. સહસ્રલિંગ સરોવરની શોભા માનસ સરોવરને પણ ભૂલાવી દે છે. બાણકુસુમને જોઈ પ્રોષિતભર્તૃકાઓ મૂર્ચ્છિત બની જાય છે. (૪૬–૬૫)

હેમન્તઋતુ અને પછી શિશિર ઋતુ બેઠી છે. રાતી શેલ-

ડીનું રક્ષણ કરતી બાઈઓ ગીત ગાય છે. ચણાનાં ખેતરોને સાચવતી બાઈઓ ખેતરમાં કામ કરી રહી છે. જુવાન ગોપિકાઓને જોઈ ગોપાળોના મનમાં હરખ થાય છે. નારંગીનાં ફળ લચી રહ્યાં છે. બોરડીઓ ફળના ભારથી નમી ગઈ છે. કુંદ, લોધ્ર વગેરે પુષ્પો ખીલી રહ્યાં છે. રાજા આ શોભા જોઈને ઉદ્યાનમાંથી પોતાના મહેલ તરફ વળે છે. ચારણો સંધ્યાકાલને લગતું ગીત ગાય છે. ચક્રવાક પંખીઓને વિરહ થાય છે. (૬૬–૮૯) મુનિબટુકો એકબીજા સાથે વાત કરી રહ્યા છે. (૯૦–૯૨) શય્યાગૃહમાં શય્યાને તૈયાર કરી પ્રિયતમા પ્રિયના આવવાની અને એને રીઝવવાની તરકીબોનો વિચાર કરી રહી છે. (૯૩–૯૭) સ્વૈરિણી સ્ત્રીઓ પોતાના વિલાસની વાતો કરી રહી છે. (૯૮–૧૦૫). ચન્દ્રોદય થાય છે. (૧૦૬.)

સર્ગ : ૬ : ગા. ૧–૧૦૭ : આરંભમાં ચંદ્રોદયવર્ણન (૧–૨૧) આપવામાં આવ્યું છે. પ્રિયાવિરહથી ચક્રવાક વિલપે છે. ચકોર પંખી ચંદ્રિકાનું પાન કરી રહ્યાં છે. આકાશમાં ચંદ્ર ઊગ્યો છે. ચંદ્રનું સુંદર વર્ણન (૧૩–૨૧) કવિ કરે છે. કુમારપાલ મંડપિકા ઉપર આરૂઢ થયો છે. રાજાના શ્રેય ખાતર પુરોહિત મન્ત્રપાઠ કરે છે. ચામરગ્રાહિણીઓ ત્યાં આવે છે. વારાંગનાઓ તેની આરતી ઉતારે છે. બીજા રાજાઓ અંજલિ કરીને અહિં ઉભા છે. રાજાની પાસે મહાજન બેઠા છે. મણિવેદિકા ઉપર લોકોનાં પ્રતિબિંબ પડતાં માણસોની સંખ્યા સોગણી થઈ જાય છે. સ્વર્ગની સભા કરતાં પણ આ ઉત્કૃષ્ટ છે. (૨૨–૪૧) સાંધિવિગ્રહિક રાજા આગળ વિજ્ઞપ્તિ કરે છે. કોંકણના રાજા મલ્લિકાર્જુન સાથે કુમારપાલના સૈનિકોનું ભીષણ

યુદ્ધ થાય છે. કુમારપાલની સેના તેના સુભટોનો વિનાશ કરે છે, સેનાને કાપી નાખે છે અને છેવટે રાજાનો શિરચ્છેદ કરે છે. કુમારપાલ દક્ષિણ દેશનો સ્વામી થાય છે. (૪૧–૭૨) બીજા રાજાઓને કુમારપાલ તાબે કરે છે તેનું વર્ણન દ્વયાશ્રયકાવ્ય બહુ ટુંકામાં આપે છે. તેના ભયથી યવનરાજ બધા ભોગોને છોડી દે છે. ઉજ્જેશ્વર એને અનેક રત્નો અને ઘોડાઓની ભેટ મોકલે છે. વારાણસીનો રાજા તેની મુલાકાત લેવા તેના છજામાં તેની વાટ જુવે છે. મગધમાંથી સુંદર ભેટો અને ગૌડ દેશમાંથી હાથીઓ કુમારપાલને પ્રાપ્ત થાય છે. કુમારપાલનું સૈન્ય કાન્યકુબ્જના પ્રદેશને ખેદાનમેદાન કરે છે અને ત્યાંનો રાજા ભયભીત બની જાય છે. દશાર્ણના રાજાની સમૃદ્ધિ કુમારપાલનું સૈન્ય લૂંટી લે છે–અને તેના અનેક યોદ્ધાઓ કુમારપાલની સેનાને હાથે મરાઈ જાય છે. ચેદીરાજનો મદ ઉતારી, સૈન્ય કુમારપાલનું સૈન્ય રેવાકાંઠે પડાવ નાખે છે. ત્યારપછી સૈન્ય યમુના ઓળંગી મથુરાના રાજાને નમાવે છે. છેવટે જંગલ–રાજ, તુર્ક–રાજ અને દિલ્હીનો રાજા કુમારપાલનું મહત્ત્વ સ્વીકારે છે. છેવટની ગાથામાં જંગલરાજે કરેલી સ્તુતિ સાંભળી કુમારપાલ નિદ્રા લેવા જાય છે. ( ૭૪–૧૦૭. )

સર્ગ : ૭ : ગા. ૧–૧૦૨ : : આ સર્ગમાં રાજા પરમાર્થનું ચિંતન કરે છે. ( ૧–૨૮. ) કુકર્મોને લીધે જીવ આ સંસાર ભ્રમણ કરી રહ્યો છે. કામને વશ કરાય તો જ આ જીવને કર્મોમાંથી મુક્તિ મળે. સ્ત્રીસંગની નિન્દા તે કરે છે. અને તેનો ત્યાગ કરવો એ જ યોગ્ય છે એમ તે માનવા લાગે છે (૧–૩૦) સ્થૂલભદ્ર, વજ્ર, ગજસુકુમાર, ગૌતમ, અભયકુમાર, સુધર્મસ્વામી,

જમ્બૂ, પ્રભવ વગેરેની પ્રશંસા કરે છે અને જિનવચનને વખાણે છે. (૩૩–૪૨) ત્યાર પછી જૈન ધર્મમાં ઉપદેશેલા સિદ્ધાન્તો પ્રમાણે ચાલવાથી સદ્ધર્મ પ્રાપ્ત થાય છે તેની તેના મનમાં વિચારણા થાય છે. (૪૨–૫૧) અર્હંતોનું વર્ણન કરે છે અને તેમને નમસ્કાર કરે છે (૫૨–૫૯) ત્યાર પછી સિદ્ધો અને પંચ પરમેષ્ઠીની પ્રશંસા કરે છે. (૫૯–૬૮) શ્રુતદેવીની પ્રશંસા કરી તેમને પ્રત્યક્ષ દર્શન દેવા તે પ્રાર્થના કરે છે. શ્રુતદેવી કુમારપાલ આગળ પ્રત્યક્ષ દેખા દે છે. (૬૯–૯૧.) શ્રુતદેવી તેને ઈંદ્રના મિત્ર તરીકે વર્ણવે છે અને જણાવે છે કે તેની કીર્તિ રસાતલથી સ્વર્ગ સુધી પહોંચશે એમ જણાવે છે. વર માગવા માટે શ્રુતદેવી કુમારપાલને કહે છે. કુમારપાલ તેને ઉપદેશ આપવા પ્રાર્થના કરે છે. (૯૧–૧૦૨.)

સર્ગ : ૮ : ગા. ૧–૮૩ શ્રુતદેવીનો ઉપદેશ ૮૧ ગાથાઓમાં વર્ણવવામાં આવ્યો છે. મોક્ષનાં સાધનો, મોક્ષ પામેલાનું સંસારમાં અનિવર્તન વગેરે જણાવી, સ્થિર સમાધિ પ્રાપ્ત કરવા માટે યોગની આવશ્યકતા ઉપર તે ભાર મૂકે છે. ઈડા અને પિંગલા વચ્ચે મનનો સંચાર કરી, પદ્માસનમાં ધ્યાનસ્થ બની સંસાર ઉપર વિરક્તિ પ્રાપ્ત કરવાનો અને વિષયોનો ત્યાગ કરવાનો તે ઉપદેશ કરે છે. શત્રુમિત્ર વચ્ચે સમભાવ જાળવવો અને અહિંસા આચરવી એમ તે જણાવે છે. સંસારરૂપી વનમાંથી નીકળી જવું, મહર્ષિઓનું સેવન કરવું, જિનોપદિષ્ટ ધર્મ સમજવો અને મિથ્યાધર્મનું આચરણ સદાય ત્યજવું. ઇન્દ્રિયો ઉપર જય પ્રાપ્ત કરવો; તપ અને સંયમનું આચરણ કરવું; રાત્રિભોજન ન કરવું; ક્રોધ, માન, મોહ લોભ વગેરેને ત્યજવાં. સંસારના

ત્યાગથી શિવનું સુખ પ્રાપ્ત થાય છે—યમુના નદીમાં સ્નાન કર્યે શિવનું સુખ પ્રાપ્ત થતું નથી. છેવટે મનમાં જિનનું જ સ્મરણ કર—એવો ઉપદેશ કરી, દયાવાળું હૃદય રાખ—એમ જણાવી, તેનું મંગળ ઇચ્છી શ્રુતદેવી ત્યાંથી જતી રહે છે.

इय सव्वभासविनिमयपरिहिं
परमतत्तु सव्वु वि कहिंवि
निअ–कण्ठमाल ठवि नृव–उरसि
गइअ देवि मंगलु भणिवि ॥[3]

" આ પ્રમાણે સર્વભાષાની પ્રયોગની રીતિથી બધુંય પરમતત્ત્વ કહીને, રાજાના વક્ષઃસ્થલ ઉપર પોતાના કંઠની માળા મૂકીને, મંગળ–વચન બોલી શ્રુતદેવી જતી રહી."

નીચેના કોઠામાં દર્શાવ્યા પ્રમાણે પ્રાકૃતદ્વયાશ્રયની યોજના છે: અને તેનો સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસનના આઠમા અધ્યાય સાથે મેળ સાધવામાં આવ્યો છે :

| સર્ગ | ગાથા સંખ્યા | વિષય | ભાષા યોજના | સર્ગવાર સિ. હે. ની અનુસૂત્રતા |
|---|---|---|---|---|
| ૧ | ૯૦ | અણહિલપુર; કુમારપાલ; અને સવારમાં તેના પૂજાવિધિનું વર્ણન | પ્રાકૃત | સિ.હે.૮.૧.૧૪૪ |

૩. પ્રા. દ્વયા. સર્ગ ૮. શ્લો. ૮૩.

| સર્ગ | ગાથા સંખ્યા | વિષય | ભાષા | સિ. હે. સાથે અનુસૂત્રતા. |
|---|---|---|---|---|
| ૨ | ૯૧ | વ્યાયામ કરી રાજા ગજારૂઢ થઈ જિનમન્દિર તરફ જાય છે; ત્યાંપૂજાવિધિમાં હાજર રહી, પૂજાપ્રણામાદિ કરી ઘોડા ઉપર આરૂઢ થઈ રાજા મહેલ તરફ આવે છે. | પ્રાકૃત | સિ.હે.૮.૨.૧૯ |
| ૩ | ૯૦ | રાજા ઉદ્યાનમાં જાય છે: વસન્ત ઋતુનું વર્ણન | પ્રાકૃત | સિ.હે.૮.૨.૧૬૮ |
| ૪ | ૭૮ | ગ્રીષ્મ ઋતુનું વર્ણન | પ્રાકૃત | સિ.હે.૮.૩.૬૫ |
| ૫ | ૧૦૬ | વર્ષાઋતુનું વર્ણન ૧–૪૫; શરદઋતુનું વર્ણન. ગા. ૪૬–૬૫; હેમન્ત અને શિશિરનું વર્ણન. ગા.૬૬-૮૬ ગા. ૮૭–૧૦૬ : સંધ્યાકાલનું વર્ણન; અને રાત્રિનું વર્ણન. | પ્રાકૃત | સિ.હે.૮.૩.૧૮૨ |

| સર્ગ | ગાથા સંખ્યા | વિષય | ભાષા | સિ. હે. સાથે અનુસૂત્રતા. |
|---|---|---|---|---|
| ૬ | ૧૦૭ | ચન્દ્રોદય; સવારમાં રાજસભા; કોંકણ ઉપર ચઢાઈ અને કોંકણાધિપ ઉપર વિજય; રાત્રે રાજા શયન કરે છે. | પ્રાકૃત | સિ.હે.૮.૪.૧૫૫ |
| ૭ | ૧૦૨ | સ્વપ્ન પછી રાજા પરમાર્થચિંતન કરે છે; શ્રુતદેવી ત્યાં આવે છે; શ્રુતદેવીનું વચન. | પ્રાકૃત ગાથા ૯૨ સુધી; ગા. ૯૩-૧૦૨ શૌરસેની | સિ.હે.૮.૪.૨૭૮ |
| ૮ | ૮૩ | શ્રુતદેવીને ઉપદેશ અને ત્યાંથી તેનું અદૃશ્ય થવું. | માગધી ગાથા ૫. પૈશાચી ગાથા.૧૧ ચૂલિકા-પૈશાચી ગા. ૧૩. અપભ્રંશ ગા. ૮૩. | સિ.હે.૮.૪.૪૪૮ |
| | | કુલ ગાથા : ૭૪૭ | | |

ઉપરના કોઠા ઉપરથી પ્રાકૃતદ્વયાશ્રયની યોજના વાચકને જણાઈ આવશે. પ્રાકૃત દ્વયાશ્રયનો અપભ્રંશવિભાગ એક રીતે ધ્યાન ખેંચે તેવો છે. તેમાં કુમારપાલને યોગમાર્ગથી સિદ્ધ બની-મોક્ષ પ્રાપ્ત કરવાનો ઉપદેશ શ્રુતદેવી આપે છે. યોગમાર્ગ તરફ કુમારપાલનું વલણ હતું. તે તો હેમચંદ્રાચાર્યે કુમારપાલ માટે ખાસ યોગશાસ્ત્રની રચના કરી એ બાબત ઉપરથી પ્રતીત થાય છે. દિગંબર લેખકોમાં અને શ્વેતાંબર યોગવિચારકોમાં તથા નાથ-સંપ્રદાયના યોગીઓમાં અમુક પ્રકારની યોગપ્રણાલી પ્રચલિત હતી.[૪] યોગમાર્ગનો ઉપદેશ નિગૂઢ ગણાતો અને તેની વાણી પણ નિગૂઢ હતી. તેની પરિભાષા પણ ગુરુગમ્ય જ ગણાતી. નીચેની અપભ્રંશ ગાથાઓ ઉપરના વિધાનને પુષ્ટિ આપશે.

गंगहे जमँुहे भीतरु मेल्लइ
सरसइ मज्झि हंसु जइ झिल्लइ ।
तय सो केत्थु वि रमइ पहुत्तउ
जित्थु थाइ सो मोक्खु निरुत्तउ ॥[५]

"ગંગા (=ઇડા નાડી) અને યમુના (=પિંગલા નાડીમાં) હંસ (આત્મા) (પોતાને) મૂકે છે; અને સરસ્વતીમાં (=સુ-ષુમ્ણા નાડીમાં) સ્નાન કરે છે : ત્યારે તે કોઈક અગમ્ય સ્થાનમાં પહોંચી ક્રીડા કરે છે. (આ પ્રમાણે) જ્યાં (આવી) તે સ્થિર રહે, તે ખરે જ મોક્ષ છે."

૪. M. Shahidulla : Les Chants Mystiques Kanha et Saraha : Introduction : P. 9–24 : આ ઉપરાંત દિગંબર લેખક : जोइन्दु–परमात्मप्रकाश, योगसार ઇ.

૫. પ્રા. દ્વયા. સર્ગ. ૮. ગા. ૧૫.

केण वि जोगपओगेण कहविहु
घरि रुद्धे सव्वेहिं वि वारिहिं ।
जोअन्तहे वि निहेलणनाहहु
घरसव्वस्सु वि निज्जइ चोरेहिं ॥[६]

"કોઈક અપૂર્વ યોગપ્રયોગથી મહાપ્રયત્ન કરીને સર્વ દ્વારો વડે ઘર બંધ કર્યા છતાં, જાગ્રત રહેલા એના ઘરના નાથ પાસેથી ઘરનું સર્વસ્વ ચોરોથી લઈ જવાય છે."

वज्जइ वीण अदिट्ठहिं तन्तिहि
उट्ठइ रणिउ हणन्तउं ठाणइं ।
जहि वीसाम्वुँ लहइ त झायहु
मुत्तिहे कारणि चाफल अन्नइं ॥[७]

"અદૃષ્ટ તાર ઉપર વીણા વાગે છે; અને સ્થાનો ઉપર લાગતાં તેમાંથી રણકો ઊઠે છે; જે સ્થાને તે રણકો શાંતિ પામે તે સ્થાનનું ધ્યાન ધર; મુક્તિને માટે બીજાં સાધનો તો દેખાવનાં જ સુંદર ફળ આપનારાં છે."

'વીણા=દેહરૂપી વીણા;' 'તાર=નાડાંઓ રૂપી તાર', 'સ્થાનો=કંઠ, છાતી વગેરે સ્થાનો' 'રણકાની શાંતિનું સ્થાન=બ્રહ્મરન્ધ્ર'–આ પ્રમાણે આ ગાથામાં યોગની ગૂઢવાણીનો પ્રયોગ હેમચંદ્રાચાર્યે કર્યો છે.

બીજા ઉપદેશના સુંદર દુહાઓ પ્રાકૃતદ્વ્યાશ્રયમાં હેમચંદ્રાચાર્યે મૂકયા છે :

૬. પ્રા. દ્વયા. સર્ગ. ૮. ગા. ૧૬.
૭. પ્રા. દ્વયા. સર્ગ. ૮. ગા. ૨૫.

तं बोल्लिअइ जु सच्चु पर इमु धम्मक्खरु जाणि
एहो परमत्था एहु सिवु एह सुहरयणहं खाणि ॥[૮]

"જે સાચું વચન છે તેજ બોલવું જોઈએ; આ ધર્માક્ષર જાણ; આ પરમાર્થ (જાણ); આ શિવ અને આ સુખોરૂપી રત્નોની ખાણ જાણ."

अम्हह मोहपरोहु गउ संजम हुउ अम्हासु
विसय न लोलिम महु करहिं म करहि इअ वीसासु ॥[૯]

"અમારો મોહનો ઉદ્ભવ જતો રહ્યો; અમારામાં સંયમ થયો છે; વિષયો મારામાં ચંચળતા કરતા નથી–આવો વિશ્વાસ મા કર."

भल्लत्तणु जइ महसि भल्लप्पणु पसमेण
जइ करिएव्वउ पसमु विजउ तो करेव्वउ करणहं ॥[૧૦]

"જો ભલાશની આકાંક્ષા રાખતો હોઉં તો, ભલાશ શાંતિમાંથી આવે છે; અને જો શાંતિ પામવી હોય તો ઇન્દ્રિયોનો વિજય જોઈએ."

ઉપરના ભાગો ઉપરાંત ઘણા વર્ણનવિભાગો કાવ્યદૃષ્ટિએ સુંદર છે, પરંતુ અવકાશના અભાવે તે અહીં ટાંકવા યુક્ત નથી. ખાસ કરીને અણહિલપુરનું વર્ણન, ઋતુઓનાં વર્ણનો વગેરેમાં કાવ્યત્વ દૃષ્ટિગોચર થાય છે.

પ્રાકૃતદ્વયાશ્રયકાવ્ય ઉપર પૂર્ણકલશગણીએ વૃત્તિ લખી છે.

---

૮. પ્રા. દ્વયા. સર્ગ. ૮.

૯. પ્રા. દ્વયા. સર્ગ. ૮. ગા. ૪૦.

૧૦. પ્રા. દ્વયા. સર્ગ. ૮. ગા ૭૬ (ની પ્રથમ બે પંક્તિઓ.)

પૂર્ણકલશગણી એ જિનેશ્વરના શિષ્ય હતા.[11] વિ. સં. ૧૩૦૭માં તેમણે આ વૃત્તિની યોજના કરી.[12] આ વૃત્તિનું શ્લોકપ્રમાણ ૪૨૩૦ શ્લોકનું છે.[13] વૃત્તિમાંથી પણ સમકાલીન અનેક સામાજિક સ્થિતિને લગતી બાબતો ઉપર માહિતી પ્રાપ્ત થઈ શકે એમ છે.

પ્રાકૃત દ્વયાશ્રયનું ગુજરાતીમાં ભાષાંતર થવાની ખાસ જરૂર છે.[14] સંસ્કૃત દ્વયાશ્રયમહાકાવ્યનું ગુજરાતી ભાષાંતર સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ કર્યું હતું. સંસ્કૃત દ્વયાશ્રયનું ભાષાંતર પણ દુષ્પાપ છે, અને એ જૂનું ભાષાંતર પુનરાલોચન કરીને સુધારી વધારી પ્રસિદ્ધ કરવાની જરૂર છે. બંને ય દ્વયાશ્રયોનાં ગૂજરાતી ભાષાંતર ખરેખર જ ગૂજરાતની વિદ્વત્તા માટે સુખાવહ થશે. કોઈ હેમચંદ્રસારસ્વત ઉપર પ્રેમ ધરાવતી સંસ્થાએ આ કાર્ય સત્વર હાથ ઉપર લેવું ઘટે છે.

---

૧૧. પ્રા. દ્વયા. વૃત્તિ : પુષ્પિકા શ્લોક : ૧૦ :
श्रीमज्जिनेश्वरयतीश्वरदत्तदीक्षाशिक्षोऽत्र पूर्णकलशो गणिरल्पबुद्धिः ।
अन्योपकारिषु पदं परिलब्धुकामो वृत्त्यानया किमपि तत्प्रकटीचकार ॥

૧૨. પ્રા. દ્વયા. વૃત્તિ. પુષ્પિકાશ્લોક : ૧૪ :
समर्थिता विक्रमराजवर्षे हयान्तरिक्षज्वलनेन्दुसङ्ख्ये ।
पुष्यार्कशस्यामलफाल्गुनैकादशीतिथौ द्व्याश्रयवृत्तिरेषा ॥

૧૩. પ્રા. દ્વયા. વૃત્તિ ; પુષ્પિકાશ્લોક : શ્લો. ૧૫.
मानं त्रिंशदधिकद्विचत्वारिंशच्छतान्यभूत् ।
प्रत्यक्षरं गणनयामुष्या वृत्तेरनुष्टुभाम् ॥

૧૪. પ્રા. દ્વયા. નુ ભાષાંતર થાય તો તત્કાલીન સામાજિક સ્થિતિ—રાજાની દિનચર્યા ઇત્યાદિ ઉપર સારો પ્રકાશ પડી શકે.

## ૮

# કાવ્યાનુશાસન

शब्दानुशासनमशेषमवेत्य सम्य-
गालोच्य लक्ष्यधिगम्य च देश्यभाषाः ।
यत्नादधीत्य विविधानभिधानकोशा-
ञ्श्लेष महाकविरिमं निपुणो विदध्यात् ॥

—રુદ્રટ.[1]

"સમસ્ત શબ્દાનુશાસનને સારી રીતે જાણી, મહાકવિનાં ઉદાહરણનું આલોચન કરી, દેશ્યભાષાઓનો અભ્યાસ કરી, તથા વિવિધ અભિધાનકોષોનું યત્નપૂર્વક અધ્યયન કરી નિપુણ મહાકવિએ શ્લેષની યોજના કરવી જોઈએ."

પ્રાચીન કાળમાં કવિઓને જ કાવ્યબંધની આવશ્યકતા હતી એમ ન હતું. પ્રત્યેક શાસ્ત્રગ્રંથ કાવ્યબંધમાં રચાતો. એટલે પછી લેખક ધર્મશાસ્ત્ર, જ્યોતિસ્, ભૂસ્તરવિદ્યા—ગમે તે વૈજ્ઞાનિક વિષયનો શાસ્ત્રી હોય, પણ તેને તો કાવ્યબંધનો અભ્યાસ કર્યે જ છૂટકો. કાવ્યબંધમાં જ વિજ્ઞાનના, ધર્મના, અને બધાંય શાસ્ત્રોના ગ્રન્થ લખાતા. અલબેરુનીએ આર્યાવર્તના સંસ્કૃત પંડિ-

૧. રુદ્રટ : કાવ્યાલંકાર : અધ્યાય : ૪ : શ્લોક. ૩૫.

તોની આ પદ્ધતિ ઉપર કડવી ટીકા પણ કરી છે.[૨] પણ આ તો રૂઢ બાબત હતી—એટલે પ્રત્યેક પંડિત શાસ્ત્રી કે વિજ્ઞાનવેત્તા પોતાના અધ્યયનના પ્રાથમિક પગલા તરીકે કાવ્યબંધનો સારી રીતે અભ્યાસ કરતો.

હેમચંદ્રાચાર્યે શિષ્યોને અભ્યાસગ્રન્થો—શિક્ષાગ્રન્થો પૂરા પાડવાના હેતુથી અનુશાસનોની રચના કરી હતી. વિદ્યાર્થીઓ ક્લિષ્ટ અને દુર્ગમ વ્યાકરણ-ગ્રંથો ભણતા. તેમનો શાસ્ત્રાભ્યાસ સરળ બને તે માટે તેમણે શબ્દાનુશાસનની રચના કરી હતી—એમ તેમના શબ્દો ઉપરથી જ પ્રતીત થાય છે.[૩] પ્ર. ચ.

૨. Dr. Sachau . Alberuni's India : P. 19 : "Besides the scientific books of the Hindus are composed in various favourite metres, by which they intend, considering that the books soon become corrupted by additions and omissions, to preserve them exactly as they are, in order to facilitate their being learnt by heart + + + + Now it is well-known that in all metrical compositions there is much misty and constrained phraseology merely intended to fill up the metre and serving as a kind of patchwork, and this necessitates a certain amount of verbosity. + + + + From all this, it will appear that the metrical form of literary composition is one of the causes which make the study of Sanskrit literature so particularly difficult."

૩. શ્રી હેમચંદ્રાચાર્ય : સિદ્ધહેમશબ્દાનુશાસન : અધ્યાય ૮ પાદ. ૪. પ્રશસ્તિ શ્લોક : ૪ :

ના કહેવા પ્રમાણે કાકલ નામે અધ્યાપકને પાટણની પાઠશાળાઓમાં તેમના વ્યાકરણના અધ્યાપન માટે યોજવામાં આવ્યો હતો.[૪] રુદ્રટનો શ્લોક કેવળ 'શ્લેષ'ને અનુલક્ષીને છે; પરંતુ તે ઉપરથી તે સમયની શિક્ષાપ્રણાલી ઉપર પણ કાંઈક પ્રકાશ પડે છે. પ્રથમ વિદ્યાર્થી શબ્દાનુશાસન શીખતો ત્યાર પછી મહાકાવ્યો અને દેશ્યભાષાઓનું–જેમકે મહારાષ્ટ્રી, શૌરસેની, અપભ્રંશ વગેરેનું— અધ્યયન કરતો. દેશ્યભાષાઓના કોષગ્રંથ અને સંસ્કૃતભાષાના અભિધાનકોષોનો ત્યાર પછી તે પાઠ કરી જતો; અને પછી જ કાવ્યરચના કરવામાં તે પ્રવેશ કરતો. કાવ્યરચનાના કાર્યમાં તેને દોરવણી મળે તે માટે અલંકારગ્રન્થોનું તે પરિશીલન કરતો.

હેમચન્દ્રાચાર્યની ગ્રન્થરચનામાં આ જ પરિપાટી દૃષ્ટિગોચર થાય છે. તેમણે શબ્દાનુશાસનની રચના કરી સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણનો ગ્રંથ આપ્યો. સંસ્કૃત શબ્દકોષો અને વિસ્તૃત દેશ્યશબ્દ સંગ્રહની તેમણે રચના કરી. ઉપરના ગ્રંથોને અનુકૂળ એવાં દેશ્યભાષા તેમજ સંસ્કૃતભાષાનાં મહાકાવ્યો વિદ્યાર્થી સમક્ષ તેમણે તેમના અભ્યાસ માટે રચી રજુ કર્યાં. ત્યાર પછી કાવ્યાનુશાસનની યોજના કરી તેમની સમક્ષ સરસ અને સંપૂર્ણ અલંકારગ્રન્થ તેમણે મૂકયો. તેમના પોતાના કથન ઉપરથી જ તે અવગત થાય છે :

तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-
शब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त
शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥

૪. હેમસમીક્ષા : પાન. ૪૭; પાદનોંધ. ૨૯.

शब्दानुशासनेऽस्माभिः साध्व्यो वाचो विवेचिताः
तासामिदानीं काव्यत्वं यथावदनुशिष्यते ॥[५]

"દોષરહિત વાણીનો વિવેક અમે શબ્દાનુશાસનમાં કર્યો છે; અને તેજ વાણીની હવે કાવ્યમાં યોજના ઉચિત રીતે ઉપદેશવામાં આવે છે."

શબ્દાનુશાસન અને કાવ્યાનુશાસન તેમજ અન્ય ગ્રન્થોની યોજનામાં હેમચંદ્રાચાર્ય ઉપર બીજા આચાર્યોના ગ્રન્થમાંથી ઉતારા કર્યાનો આક્ષેપ કરવામાં આવે છે.[૬] બાહ્યદૃષ્ટિએ આ આક્ષેપ ખરો લાગે પણ ખરો; પણ એ વિવેક કહેવાય નહિ. ખરી રીતે તો આપણે હેમચંદ્રાચાર્યની દૃષ્ટિથી તેમના ગ્રંથો

૫. હેમચંદ્ર : કાવ્યાનુશાસન : અધ્યાય. ૧. સૂત્ર . ૨. આ સૂત્ર ઉપરની અ. ચૂ. વૃત્તિ : इदानीं शब्दानुशासनान्तरं तासां वाचां काव्यत्वं काव्यीभावो यथावत् तात्त्विकेन रूपेणानुशिष्यते । वाचां हि साधुत्वे निश्चिते सुकरः काव्योपदेशः । "

૬. S. K. De : 'Sanskrit Poetics' Vol. I. P. 203. Note. 1. "He appropriates for instance long passages without acknowledgement from राजशेखर, अभिनवगुप्त, वक्रोक्तिजीवितकार, मम्मट and others + + + His dependence on earlier works is so close as to amount at times to almost slavish imitation or plagiarism."

P. V. Kane : विश्वनाथ—साहित्यदर्पण : Intro. P. cxiv. "The काव्यानुशासन is a mere compilation and exhibits hardly any originality"

ઉપર મૂકવામાં આવેલા આક્ષેપનું સમાધાન કરવું જોઈએ. એક વસ્તુ તો નિશ્ચિત જ છે કે તેમનો આશય ગૂજરાતના વિદ્યાર્થીઓ સમક્ષ સંપૂર્ણ, સરળ અને સર્વગ્રાહી શિક્ષાગ્રન્થો મૂકવાએ હતો. કાશ્મીર અને ગૂજરાતનો તથા માળવા અને ગૂજરાતનો તે કાળે સંસ્કારવિનિમય થઈ રહ્યો હતો. પરપ્રાન્તીય શિક્ષાગ્રંથોનો અભ્યાસ ગૂજરાતની પાઠશાળાઓમાં થઈ રહ્યો હતો. ગૂજરાતનું વ્યક્તિત્વ તેનાથી એક રીતે તો હણાતું જ હતું. અને વળી આ શિક્ષાગ્રન્થો પણ એટલા સરળ તો હતા જ નહિ. આ ઉપરાંત વળી રાજકર્તાના કોડ પણ ગૂજરાતને સંસ્કારસમૃદ્ધ બનાવવાના હતા. આ મનોરથ સિદ્ધ કરવા હેમચંદ્રાચાર્ય જેવા સર્વ વિદ્યાના અવતાર સમા પ્રકાંડ પંડિત સિદ્ધરાજ–કુમારપાલની રાજસભાને શોભાવી રહ્યા હતા. તેમણે પૂર્વાચાર્યોના ગ્રન્થોનો સમન્વય કરી શબ્દાનુશાસન રચ્યું. તે જ પ્રમાણે આનન્દવર્ધન, અભિનવગુપ્ત, રુદ્રટ, રાજશેખર, મમ્મટ, ધનંજય વગેરે આલંકારિકોના ગ્રન્થોના સિદ્ધાન્તોની સંયોજના કરી કાવ્યાનુશાસનની રચના કરી.[૭]

---

૭. P. V. Kane: विश्वनाथ : साहित्यदर्पण : Intro. P. cxiv.

"It borrows wholesale from the काव्यमीमांसा of राजशेखर, the काव्यप्रकाश, the ध्वन्यालोक and the लोचन. For example compare P. 8–10 (Nirnayasagar Ed.) of Hemachandra with काव्यमीमांसा. P. 56; pp. 11—16 of Hemachandra with pp. 122–123 of the काव्यमीमांसा. He expressly states that he bases his views upon those of अभिनवगुप्त and भरत. "साधारणी भावना च निसा-वादिभिरिति श्रीमानभिनवगुप्ताचार्यः । सन्मतमेव वाक्यमाभिरुपजीवितं

કાવ્યાનુશાસનમાં કેટલીકવાર શબ્દશઃ પૂર્વાચાર્યોનાં વિવેચનોના ઉતારા તેમણે કર્યા છે. તેમના સૂત્રવિધાનમાં મમ્મટની છાપ છે. નાટ્યશાસ્ત્રનાં સૂત્રોમાં ધનંજયની છાપ છે; અને ભરતનાટ્યશાસ્ત્રમાંથી પણ તેમણે ઉતારા કરેલા છે.

આ ઉપરથી એમ નથી સમજવાનું કે કેવળ આ રંગબેરંગી ધરાની ગાલિચા જેવો ગ્રંથ છે. હેમચંદ્રાચાર્યના વ્યક્તિત્વની છાપ સૂત્રે સૂત્રે દૃષ્ટિગોચર થાય છે. કાવ્યના પ્રયોજનની જ ચર્ચા તપાસીએ તો એ માલમ પડી આવશે. એ સૂત્ર ઉપર મમ્મટની છાપ છે પરંતુ તેમાં મમ્મટના સૂત્ર ઉપર વેધક સુધારો પણ છે.[૮] એ જ રીતે કાવ્યની વ્યાખ્યા અને ઉપમાની હેમાચાર્યે આપેલી વ્યાખ્યાઓ તપાસીએ તો તેમનું વ્યક્તિ-

---

वेदितव्यम् (P. 66. of Viveka); तेऽस्माभिर्भरतानुसारिभिरुपेक्षिताः (P. 316 of काव्यानु०)

૮. મમ્મટ : કાવ્યપ્રકાશમાં કાવ્યના પ્રયોજન તરીકે જણાવે છે:

काव्य यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये
सद्यः परनिर्वृतये कान्तासंमितयोपदेशयुजे ॥

હેમચંદ્રાચાર્ય : કાવ્યાનુશાસનમાં ( અધ્યાય : ૧ : સૂ. ૩ )

काव्यमानन्दाय यशसे कान्तातुल्यतयोपदेशाय च ॥

મમ્મટ ઉપર કરેલા સુધારાની ચર્ચા હેમચંદ્રાચાર્યે અલંકાર ચૂડામણિમાં કરેલી છે : દા. ત. મમ્મટ 'अर्थकृते' મૂકે છે. તેના ઉપર ટીકા કરતાં હેમચંદ્રાચાર્યે જણાવ્યું છે : "धनमनैकान्तिकं व्यवहारकौशलं शास्त्रेभ्योऽप्यनर्थनिवारणं प्रकारान्तरेणापीति न काव्यप्रयोजनतयास्माभिरुक्तम् ।" આ બતાવે છે કે હેમચંદ્રનું અનુકરણ માત્ર ગતાનુગતિક નથી.

ત્વ જરૂર તેમાં પણ જણાઈ આવશે.[૯] જ્યાં જ્યાં તેમની સંમતિ છે ત્યાં ત્યાં તેમણે પૂર્વાચાર્યના પોતાના જ શબ્દોના ઉતારા કર્યા છે: તેમના સિદ્ધાન્તોનું શાબ્દિક રૂપાન્તર કરવા બેસવું એ તો એક પ્રકારનો દંભ અને પૂર્વાચાર્યો માટે અઘટિત અન્યાય કહેવાય. તે ઉપરાંત બ્રાહ્મણ પૂર્વાચાર્યોની પરંપરા સાચવીને લોકહિત ખાતર આ ગ્રન્થની રચના કરવામાં આવેલી છે એમ જણાવવાની પણ તેમની ઇચ્છા ખરી. આ ગ્રંથોમાં લોકોપયોગ સિવાય તેમનો અન્ય હેતુ હતો જ નહિ.[૧૦] આ દૃષ્ટિ આપણી નજર સમક્ષ

૯. મમ્મટ : કાવ્યપ્રકાશ : ઉલ્લાસ : ૧૦. સૂ. ૧. साधर्म्यमुपमा भेदे । બે ભિન્ન પદાર્થો વચ્ચે સમાનધર્મતા હોય–અને તે રીતે એક બીજા સાથે સરખાવવામાં આવ્યા હોય તો તે ઉપમા કહેવાય: હેમચન્દ્રાચાર્ય કાવ્યાનુશાસનમાં : અધ્યાય ૬. સૂત્ર ૧. हृद्यं साधर्म्य-मुपमा । એમ વ્યાખ્યા આપે છે. હેમચંદ્રાચાર્ય મમ્મટને અનુસરે છે; પરંતુ हृद्य શબ્દ વધારે છે. હેમચન્દ્રાચાર્ય આથી એમ જણાવે છે કે કવિએ કલ્પેલી સમાનધર્મતા हृद्य = सहृदयभोग्य હોવી જોઇએ. વળી भेद શબ્દ હેમચન્દ્રાચાર્યે કાઢી નાખ્યો છે. તેની ચર્ચા માટે જુઓ આ સૂત્ર ઉપરની અલંકાર ચૂડામણિ ટીકા. અને વિવેકવૃત્તિ.

૧૦. હેમચન્દ્રાચાર્ય : ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતના છેલ્લા પર્વને અંતે આપેલો પ્રશસ્તિ શ્લોક : ૩.

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया
सांगं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा ।
मध्येतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय-
च्छन्दो-ऽलंकृति-नामसंग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥

રાખીએ તો હેમચંદ્રાચાર્ય ઉપર મુકાએલા પરોપજીવિતાના આ-ક્ષેપ સાથે આપણે સંમત થઈશું નહિ. એક જ વાત નોંધીએ. મમ્મટના કાવ્યપ્રકાશમાં જે બાબતોની ચર્ચા દશ ઉલ્લાસ અને ૨૧૨ સૂત્રોમાં કરવામાં આવી છે–તે જ વિષયોની નાટ્યશાસ્ત્રના વિભાગને ઉમેરીને ચર્ચા હેમચંદ્રાચાર્યે છ અધ્યાયો અને ૨૦૮ સૂત્રમાં મમ્મટ કરતાં ય સરળ રીતે કરી છે.[૧૧] શિક્ષાગ્રંથ તરીકે કાવ્યાનુશાસનની અપૂર્વતા આથી પાઠકના ખ્યાલમાં સીધી રીતે જ આવી જશે. મમ્મટની છાયા એ મુખ્ય વસ્તુ નથી; મમ્મટ કરતાં તેમણે શી વિશિષ્ટતા બતાવી એ મુખ્ય મુદ્દો છે.

મમ્મટના કાવ્યપ્રકાશ કરતાં ય અન્ય વિશિષ્ટતા હેમચંદ્રાચાર્યના ગ્રન્થમાં છે. કાવ્યાનુશાસનમાં તેમણે નાટ્યશાસ્ત્રનો પણ સમાવેશ કરી દીધો છે. એટલે નાટ્યનો અભ્યાસ કાવ્ય

"પૂર્વે મારા પૂર્વજ સિદ્ધરાજની ભક્તિયુક્ત યાચનાથી આપે વૃત્તિ (વિવરણ) થી યુક્ત એવુ સાંગ વ્યાકરણ (સિદ્ધહેમચંદ્ર) રચેલુ છે; તેમ જ મારે માટે નિર્મળ યોગશાસ્ત્ર રચેલુ છે, **અને લોકોને માટે** દ્વયાશ્રયકાવ્ય. છંદોનુશાસન. કાવ્યાનુશાસન અને નામ-સંગ્રહ પ્રમુખ બીજાં શાસ્ત્રો રચેલાં છે."

૧૧. રસિકલાલ પરીખ : કાવ્યાનુશાસન ગ્રં. ૨. Intro. cccxxl. કાવ્યપ્રકાશમાં જેટલા વિષયોની ચર્ચા મમ્મટે ૧૦ ઉલ્લાસ : ૨૧૨ સૂત્રમાં કરી છે તેટલી તો હેમચંદ્રાચાર્યે ૬ અધ્યાય : ૧૪૩ સૂત્રોમાં કરી દીધી છે. "Thus in six Adhyayas (143 Sutras) the whole nature of Kavya as such is defined and discussed in detail, the subject which Mammata has discussed in ten Ullasas (212 Sutras) of his Kavyaprakasha."

સાથે જ એક અનુશાસનથી અભ્યાસક કરી શકે એ સરળતા તેમના ગ્રંથે કરી આપી છે. તેમના પછી બસેં વર્ષ પછી થયેલા વિશ્વનાથના સાહિત્યદર્પણમાં આ યોજના દૃષ્ટિગોચર થાય છે. અનુશાસન તરીકે તેને સર્વાંગ સંપૂર્ણ બનાવવાનો મનોરથ શબ્દાનુશાસનની માફક કાવ્યનુશાસનમાં પણ તેમણે સિદ્ધ કર્યો છે.

કાવ્યાનુશાસન ઉપર શિષ્યહિત ખાતર અલંકારચૂડામણિ નામે લઘુ વૃત્તિની તેમણે યોજના કરી છે. તે સરળ છે અને અને વિવાદગ્રસ્ત મુદ્દાઓની ઝાઝી છણવટ તેમાં તેમણે કરી નથી. અલંકારચૂડામણિની રચનાના હેતુ તરીકે હેમચંદ્રાચાર્ય જણાવે છે :

आचार्यहेमचन्द्रेण विद्वत्प्रीत्यै प्रतन्यते ।[१२]

પરંતુ આ લઘુવૃત્તિ અલંકારશાસ્ત્રનું વિશિષ્ટ જ્ઞાન સારી રીતે સંપાદન કરવા માટે પૂરતી નથી. આથી વિશિષ્ટ પ્રકારના વિદ્વાનોને માટે હેમચન્દ્રાચાર્યે બીજી વિસ્તૃત ટીકા લખી છે. તે ટીકા તે 'વિવેક.' 'વિવેક'ની રચનાના સંબંધમાં હેમચન્દ્રાચાર્ય જણાવે છે :

विवरीतुं क्वचिद् दृब्धं नवं संदर्भितुं क्वचित्
काव्यानुशासनस्यायं विवेकः प्रवितन्यते ॥[१३]

ઉપરનો શ્લોક ' વિવેક'ની રચનાનો હેતુ સારી રીતે બતાવે

૧૨. રસિકલાલ પરીખ : કાવ્યાનુશાસન : ગ્રં. ૧. આદિશ્લોક. ' અલંકારચૂડામણિ ' નામની ચર્ચા માટે આચાર્યશ્રી આનંદશંકરભાઇ ધ્રુવની Foreword : ઉપરના ગ્રંથના આરંભે.

૧૩. રસિકલાલ પરીખ : કાવ્યાનુશાસન : ગ્રંથ ૧. વિવેકનો આદિશ્લોક.

છે. અલંકારચૂડામણિમાં ૭૪૦ ઉદાહરણો અને ૬૭ પ્રમાણો ટાંકવામાં આવ્યા છે; જ્યારે વિવેકમાં ૬૨૪ ઉદાહરણો અને ૨૦૧ પ્રમાણો ટાંકવામાં આવ્યાં છે.[૧૪] 'વિવેક'માં કાવ્યશાસ્ત્રના અનેક વિષમ મુદ્દાઓની ચર્ચા કરવામાં આવેલી છે–તે આ ઉપરથી વાચકને માલમ પડશે. કાવ્યાનુશાસનમાં ૧૬૩૨ ઉતારાઓ આપવામાં આવેલા છે. તે જ બતાવે છે કે હેમાચાર્યે ગ્રન્થરચના માટે અનેક ગ્રંથોનું પરિશીલન કર્યું હતું અને તેમનો ગ્રંથ-સંચય પણ અત્યંત વિશાળ હતો.[૧૫]

કાવ્યાનુશાસનની વિભાગીય યોજના નીચે મુજબ છે:–

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષય. |
|---|---|---|
| ૧ | ૨૫ | કાવ્યશાસ્ત્રનું પ્રયોજન, કાવ્યનાં કારણ, પ્રતિભા, વ્યુત્પત્તિ, કાવ્યની વ્યાખ્યા, કાવ્યના ગુણદોષ, અભિધા, લક્ષણા, વ્યંજના વગેરેની ચર્ચા કરવામાં આવી છે. |

૧૪. રસિકલાલ પરીખ : કાવ્યાનુશાસન : ગ્રંથ ૨. Intro. cccxv. તે ઉપરાંત P. V. Kane : સાહિત્યદર્પણ : Intro. cxivii "The one merit of his work is that in the वृत्ति and the commentary he cites about 1500 examples from various authors."

૧૫. હેમચંદ્ર : કાવ્યાનુશાસન (ર. છો. પરિખ.) ગ્રંથ ૧. પાન ૨૧૪. અલંકારચૂડામણિ; પાન. ૭, ૪૬૨. વિવેકમાં કરેલા છંદોનુશાસનના ઉલ્લેખ માટે.

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|
| ૨ | ૫૯ | રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ વગેરેની ચર્ચા ૫૫ સૂત્રોમાં કરવામાં આવી છે. ત્યારપછીનાં ચાર સૂત્રોમાં ઉત્તમ, મધ્યમ અને અવર કાવ્યની ચર્ચા કરવામાં આવી છે. રસભાવાદિના જ્ઞાન પછી આ ચર્ચા વિદ્યાર્થીને સુગમ થઈ પડે છે. |
| ૩ | ૧૦ | આ અધ્યાયમાં રસ, ભાવ, શબ્દ, અર્થ વગેરેને અંગે ઉદ્ભવતા દોષોની ચર્ચા કરવામાં આવેલી છે. આ સૂત્રો ઉપરની અ. ચૂ. અને વિવેક બહુ વિચારપૂર્વક વાંચવા જેવો છે. |
| ૪ | ૯ | આ અધ્યાયમાં ત્રણ ગુણો—માધુર્ય, ઓજસ અને પ્રસાદનું વિવેચન કરવામાં આવ્યું છે. |
| ૫ | ૯ | આ અધ્યાયમાં છ શબ્દાલંકાર—અનુપ્રાસ, યમક, ચિત્ર, શ્લેષ, વક્રોક્તિ, પુનરુક્તાભાસની ચર્ચા યોજવામાં આવી છે. |
| ૬ | ૩૧ | આ અધ્યાયમાં ૨૯ અર્થાલં- |

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષય. |
|---|---|---|
| | | કારની ચર્ચા કરવામાં આવી છે. અને છેવટે 'સંકર'ની ચર્ચા કરવામાં આવી છે. |
| ૭ | ૫૨ | નાયક, નાયિકા, વગેરેના ગુણ, વર્ણન અને પ્રકારોના વિવેચન સહિત, સ્ત્રીઓનાં ગુણ, લક્ષણો વગેરેની આ અધ્યાયમાં ચર્ચા કરવામાં આવી છે. |
| ૮ | ૧૩ | આ અધ્યાયમાં 'પ્રબન્ધાત્મક કાવ્યભેદ'ની ચર્ચા કરવામાં આવી છે. પ્રબન્ધ બે પ્રકારના છે. શ્રવ્ય અને પ્રેક્ષ્ય : પ્રેક્ષ્યના બે વિભાગ પાડવામાં આવ્યા છે : પાઠ્ય અને ગેય. નાટ્ય–પ્રકાર, ચંપૂ, કાવ્ય, કથા, મુક્તક વગેરેની ચર્ચા કરવામાં આવી છે. બધા વિષયોના વિભાગબદ્ધ સમજાવવામાં આવ્યા છે. |

કાવ્યાનુશાસનની વૃત્તિ 'અલંકારચૂડામણિ'માં છંદોનુશાસનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે 'વિવેક'માં છંદોનુશાસનનો બે વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૧૬] આ બતાવે છે કે છંદો-

૧૬. હેમસમીક્ષા : પાન ૧૩૫. પાદનોંધ ૧.

નુશાસનની રચના પછી અલંકારચૂડામણિ અને વિવેકની રચના કરવામાં આવી હોય અથવા તો તે બંનેય ટીકાઓનું પુનરાલોચન કરી આ ઉલ્લેખો ઉમેરવામાં આવ્યા હોય. 'અલંકારચૂડામણિ' નો ઉલ્લેખ દેશીનામમાલામાં પણ દૃષ્ટિગોચર થાય છે.[૧૬] છંદોનુશાસનની પ્રથમ કારિકામાં કાવ્યાનુશાસનની રચના સિદ્ધ થઈ ગઈ હોય એમ જણાવવામાં આવ્યું છે.[૧૭] આ ઉપરથી એમ અનુમાન થાય છે કે હેમચંદ્રાચાર્યની વ્યાપક દૃષ્ટિ હેઠળ અનુશાસનો રચવાની પ્રવૃત્તિ જોરભેર ચાલી રહી હોવી જોઈએ; એટલે પરસ્પર ઉલ્લેખો ટીકામાં માલમ પડે એ સ્વાભાવિક છે. આમ આનુપૂર્વી નક્કી કરવી એ વિષમ કાર્ય છે; પરંતુ કાવ્યાનુશાસન પછી છંદોનુશાસનની રચના કરવામાં આવી એમ હેમચંદ્રાચાર્યને તો અભિમત છે.

કાવ્યાનુશાસન શિક્ષાગ્રન્થ તરીકે મમ્મટના કાવ્યપ્રકાશ કરતાં ઊતરતી પંક્તિનો છે એવો આક્ષેપ એક વિદ્વાને કરેલો છે તે અયોગ્ય છે.[૧૮] મમ્મટના કાવ્યપ્રકાશ ઉપર અનેક ટીકાઓ થયેલી હોવા છતાં પણ દુર્બોધ અને વિષમ રહ્યો છે. કાવ્યાનુશાસનની –સૂત્રોની તેમજ અલંકારચૂડામણિ ટીકાની—શૈલી સરળ અને સુબોધ છે. તદુપરાંત પાંડિત્ય દર્શાવવા બનેલી વિભાગપ્રિયતામાંથી ઉપસ્થિત થયેલા અનેક અઘટિત અલંકારોની સંખ્યાને ઘટાડી શ્રીહેમચંદ્રાચાર્યે શિષ્યોને અને વિદ્વાનોને સુગમ થાય એ રીતે

૧૬. ભૂલથી છપાયેલી પાછલી પાદનોંધ ૧૬ જુઓ.

૧૭. હેમચંદ્રાચાર્ય : છંદોનુશાસન : પ્રથમ શ્લોક.

૧૮. કાવ્યાનુશાસન. (ર. છો. પરિખ) ગ્રં થ. ૧. Intro. cccxxi. પ્રો. એસ. કે. ડે. નો આ અભિપ્રાય શ્રી. રસિકલાલે ટાંક્યો છે.

અલંકારોની યોજના કરી છે.[૧૯] ભોજરાજના સરસ્વતીકંઠાભરણમાં અલંકારોની સંખ્યા અત્યંત વિપુલ હતી. માલવરાજની આ કૃતિની સ્પર્ધામાં અને તેના ઉપરના સુધારારૂપ આ ગ્રંથની રચના થઈ હોય તો તે અસંભવિત નથી. સરસ્વતીકંઠાભરણનો ઉપયોગ હેમચંદ્રાચાર્યે કરેલો છે એ તેમની વિવેક–ટીકા ઉપરથી પ્રતીત થાય છે. પૂર્વે જણાવ્યું તે પ્રમાણે અલંકારોની વ્યાખ્યાઓ ઉપર પણ તેમણે સુધારોવધારો કરી પોતાની દૃષ્ટિએ તેમને યોગ્ય બનાવવા યત્ન કર્યો છે. કાવ્યાનુશાસન આ રીતે શિક્ષાગ્રન્થ તરીકે યોગ્ય ગ્રન્થ છે. પરંતુ બ્રાહ્મણોનાં શિક્ષાસ્થાનોમાં મમ્મટ વગેરેના ગ્રંથો પ્રચલિત હતા; અને આ નૂતન જૈનાચાર્યની કૃતિને તેમનાં શિક્ષાસ્થાનોમાં પૂરતું સ્થાન ન મળ્યું હોય. કાવ્યાનુશાસનમાં તેમણે કોઈ નવો અભિપ્રાય, નવો કાવ્યસિદ્ધાંત પ્રવર્તમાન કર્યો નથી. આનંદવર્ધનની માફક ધ્વનિનો સિદ્ધાંત, કે વક્રોક્તિજીવિતકાર માફક કાવ્યનો આત્મા વક્રોક્તિ છે એવો સિદ્ધાંત કે વામનની માફક શૈલી એજ કવિતાનો આત્મા છે એવી કોઈ અપૂર્વ પ્રણાલી ચલાવવાનો કાવ્યાનુશાસનનો હેતુ ન હતો;—જેથી વિદ્વાનોની તાર્કિક સાઠમારીઓમાં પણ આ

---

૧૯. કાવ્યાનુશાસન (ર. છો. પરિખ.) ગ્રંથ. ૧. Intro. cccxix.

The Sixth Adhyaya treats of twenty–nine **अर्थ**-**लंकार**s including **संकर**. It will be seen that Hemachandra has greatly reduced the number of principal **अलंकार**s, which according to Mammata are sixtyone in number.

ગ્રંથ ખાસ જીવતો રહે. શિષ્યોના હિતને ખાતર અને વિદ્વાનોને એક સાથે માહિતી મળી શકે તેવા નમ્ર આશયથી આ ગ્રંથની રચના કરવામાં આવી હતી; એટલે એ ગ્રંથે કોઇ પ્રબળ પરંપરાને બાંધી નથી.[૨૦] કાવ્યાનુશાસનમાં કેટલાય ગ્રંથોમાંથી દૃષ્ટાન્તો મૂકવામાં આવ્યાં છે; અને એ રીતે ગ્રંથને સર્વગ્રાહી બનાવવા શ્રીહેમચંદ્રાચાર્યે યત્ન કર્યો છે.

કાવ્યાનુશાસન આ રીતે એક નોખા પ્રકારનો શિક્ષાગ્રન્થ હોઈ વિદ્યાર્થીઓને અત્યંત ઉપકારક છે; અલંકારચૂડામણિ અને વિવેક નામે વિસ્તૃત ટીકા સહિત તે વિપુલ સંદર્ભગ્રંથ હોઈ વિદ્વાનો માટે પણ દ્યોતક છે.

---

૨૦. P. V. Kane: साहित्यदर्पण Intro. cxiv "He however exercises very little influence on later rhetorecians and is scarcely ever quoted (except in the रत्नापण pp. 46,75, 224, 233,259, 279, 299.)"

૬

# છંદોનુશાસન

" The rhythm or movement of language, forming curves and undulations of sound, has an effect on the mind which may be quite distinct from the rational meaning of the words to our understanding. When it co-operates with, supplements, and enriches the rational significance, it becomes itself significant and that is one of the processes by which the language becomes literature.

—Enid Hamer.[૧]

કાવ્યના બે પ્રકાર છે: ગદ્ય અને પદ્ય[૨] કાવ્યનાં લક્ષણ, અલંકાર ગુણદોષ ઇત્યાદિની ચર્ચા કાવ્યાનુશાસનમાં આચાર્યશ્રી

૧. Enid Hamer : Tho Metres of English Poetry : P. 2.

૨. દા. ત. दंडिन् – काव्यादर्श : પરિચ્છેદ ૧. શ્લોક. ૧૧. માં કાવ્યના ભેદ જણાવતાં કહે છે :

હેમચંદ્રે કરી છે. પરંતુ તે ચર્ચા ઉપરાંત પદ્યકાવ્યમાં ગેયતત્ત્વની આવશ્યકતા છે; એટલે તે પ્રકારના કાવ્યની જરૂરને પહોંચી વળવા માટે છંદોવિધાનનું જ્ઞાન આવશ્યક છે.[3] આ છંદોવિધાનનું જ્ઞાન પૂર્વાચાર્યોની પદ્ધતિ અનુસાર જિજ્ઞાસુ વિદ્યાર્થીઓને પ્રાપ્ત થાય, તેટલા માટે છંદોનુશાસનની રચના તેમણે કરી છે.[4] આ પ્રમાણે શબ્દાનુશાસન અને કાવ્યાનુશાસન પછી છંદોનુશાસનની રચના હેમચંદ્રાચાર્યે કરી અને આ બાબતનો છંદોનુશાસનના આદિ શ્લોકમાં તેમણે ઉલ્લેખ પણ કર્યો છે :

वाचं ध्यात्वाऽर्हतीं सिद्धशब्दकाव्यानुशासनः
काव्योपयोगिनां वक्ष्ये छंदसामनुशासनम् ॥[5]

"અર્હતની વાણીનું ધ્યાન ધરી, શબ્દાનુશાસન અને કાવ્યાનુશાસન જેણે પૂરાં કર્યાં છે તેવો હું કાવ્યમાં ઉપયોગમાં આવતા છંદોનું અનુશાસન કહીશ."

---

पद्यं गद्यं च मिश्रं च तत्त्रिधैव व्यवस्थितम् ।
पद्यं चतुष्पदी तच्च वृत्तं जातिरिति द्विधा ॥

છંદોનુશાસન : અધ્યાય . ૧ : સૂત્ર : ૧ : માં આવતા काव्योपयोगिनां ઉપર ટીકા કરતાં જણાવે છે : काव्योपयोगिनामिति गद्यकाव्ये न छंदसामुपयोग इत्यर्थात्पद्य काव्यमिह गृह्यते ।

૩. છંદોનુશાસનની સ્વોપજ્ઞ ટીકાનુ આરંભવાક્ય : शब्दानुशासनविरचनानंतरं तत्फलभूतं काव्यमनुशिष्य तदंगभूतं छंदोऽनुशासनमारिप्समानः शास्त्रकारः इष्टाधिकृतदेवतानमस्कारपूर्वमारभते ।

૪. છં. શા. અ. ૧. સૂ. ૧. ઉપર ટીકા : पूर्वाचार्यशासनस्यानु पश्चात् शासनम् ।

૫. છં. શા. અ. ૧. શ્લો. ૧.

છંદોનુશાસનની ઉપયોગિતા અર્વાચીન કાવ્યવિધાનના અભ્યાસીને અત્યંત હિતાવહ છે બે દૃષ્ટિએ—ઐતિહાસિક દૃષ્ટિએ અને શાસ્ત્રીય ચર્ચાની દૃષ્ટિએ. ઐતિહાસિક દૃષ્ટિએ એટલા માટે કે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં શાસ્ત્રદૃષ્ટિએ પ્રવર્તમાન સમગ્ર છંદોનાં લક્ષણોની ચર્ચા ઉદાહરણ સહિત આ ગ્રંથમાં કરવામાં આવી છે. દાખલા તરીકે, વર્ણગણોના અને માત્રાગણોના વિવિધ ફેરફારો કરી તેમાંથી–ગણિતદૃષ્ટિએ પણ–બની શકે તે બધા ય છંદોનો સમાવેશ વર્ણમેળ છંદોમાં અને માત્રામેળ છંદોમાં કરવામાં આવ્યો છે. એક જ દાખલો આપણે લઈએ: ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનાં લક્ષણો આપી તે બન્નેના સંકરથી બનતા ઉપજાતિના ચૌદ પ્રકારોનો તેમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૬] અર્વાચીન કાવ્યવિધાયકો આ પ્રકારનો સંકર અનેક રીતે કરી રહ્યા છે. વળી ગાયત્રી, જગતી વગેરે વૈદિક છંદોનો પણ ઇન્દ્રવજ્રા ઉપેંદ્રવજ્રા વગેરે સાથે સંકરને લીધે ઊપજતા છંદોને ઉપજાતિ તરીકે હેમચંદ્રાચાર્ય ઉલ્લેખે છે. આ ઉપરાંત ગણિતદૃષ્ટિએ વર્ણગણોના ફેરબદલા કરી અનેક નવા છંદોની યોજના બની શકે છે–તે પણ આ ગ્રંથના અભ્યાસથી વાચકને બહુ સારી રીતે પ્રતીત થશે. આમ શાસ્ત્રીય દૃષ્ટિએ આ ગ્રંથનું મહત્ત્વ અમૂલ્ય છે. અર્વાચીન છંદો –વર્ણમેળ, માત્રામેળ અને લયમેળ–ની પૂર્વપીઠિકા સંસ્કૃત, પ્રાકૃત

૬. છં. શા. અ. ૨. સૂત્ર ૧૫૬ : एतयोः परयोश्च संकर उपजातिश्चतुर्दशधा ॥ એના ઉપર ટીકા કરતાં આચાર્યશ્રી લખે છે : एतयोरिन्द्रवज्रोपेन्द्रवज्रयोः सकरोऽन्योन्यपादमीलनमुपजातिः । सा च प्रस्तारभेदाच्चतुर्दशधा । एवं परयोरिन्द्रवंशावंशस्थयोः संकरः उपजातिश्चतुर्दशधैव ॥

અને અપભ્રંશ છંદોમાં છે; અને તે બધા છંદોની સંપૂર્ણ અને શાસ્ત્રીય વિવેચના કરતો આપણી પાસે છંદોનુશાસન એ એકજ ગ્રંથ છે. એ દૃષ્ટિએ હેમચન્દ્રાચાર્યની સેવા છંદઃશાસ્ત્ર માટે જેવી તેવી નથી.

છંદોનુશાસનના વિસ્તૃત વિવેચનમાં ઊતરતા પહેલાં છંદોનુશાસનની યોજના, અધ્યાય, સૂત્રસંખ્યા અને વિષયનો ખ્યાલ કરી લેવો ઘટે છે.

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષયચર્ચા |
|---|---|---|
| ૧. | ૧૬. | સંજ્ઞાધ્યાયઃ ગ્રંથમાં વપરાતી પરિભાષાનું વિવેચન આ અધ્યાયમાં કરવામાં આવ્યું છે. દા. ત. વર્ણગણ, માત્રાગણ, વૃત્ત, સમવૃત્ત, વિષમવૃત્ત, અર્ધસમવૃત્ત, પાદ, યતિ વગેરેની ચર્ચા આ અધ્યાયમાં કરવામાં આવી છે. |
| ૨. | ૪૧૫. | આ અધ્યાયમાં સમવૃત્ત છંદના પ્રકારો અને તેમની ગણયોજના વર્ણવવામાં આવી છે. છેવટના ભાગમાં દંડકના જુદા જુદા પ્રકારો અને તેમની ગણયોજનાની વિવેચના કરવામાં આવી છે. કુલ ૪૧૧ છંદોનું વિવેચન કરવામાં આવ્યું છે |

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષયચર્ચા |
| --- | --- | --- |
| ૩. | ૭૪. | આ અધ્યાયમાં અર્ધસમ, વિષમ, વૈતાલીય, માત્રા સમક વગેરે પ્રકારના ૭૨ છંદોનાં લક્ષણ આપ્યાં છે. |
| ૪. | ૯૧. | આ અધ્યાયમાં આર્યા ગલિતક, ખંજક, શીર્ષક વગેરેનાં લક્ષણ આપવામાં આવેલાં છે. પ્રાકૃત ભાષાના આ બધા માત્રામેળ છંદો છે. |
| ૫. | ૪૯. | આ અધ્યાયમાં ઉત્સાહ, રડ્ડા, ધવલમંગલ વગેરે છંદોની ચર્ચા કરવામાં આવી છે. આ ચર્ચા પણ પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના છંદોને અનુલક્ષીને છે. |
| ૬. | ૩૦. | આ અધ્યાયથી અપભ્રંશ ભાષાના છંદોની ચર્ચા કરવામાં આવી છે, અને વિવિધ પ્રકારની ષટ્પદી અને ચતુષ્પદીનું શાસન આપવામાં આવ્યું છે. |
| ૭. | ૭૩. | અપભ્રંશ ભાષામાં વપરાતી દ્વિપદીઓનું વિસ્તારપૂર્વક વર્ણન આ અધ્યાયમાં આપવામાં આવેલું છે. |

| અધ્યાય | સૂત્રસંખ્યા | વિષયચર્ચા |
| --- | --- | --- |
| ૮. | ૧૭. | પ્રસ્તાર વગેરેની વિસ્તારપૂર્વક ચર્ચા આ અધ્યાયમાં કરવામાં આવી છે. વૃત્તોનો વિસ્તારપૂર્વક વિસ્તાર કરવો તેનું નામ પ્રસ્તાર.[૭] |
| કુલસૂત્ર | ૭૬૪ | |

છંદોનુશાસનની વૃત્તિના આદિ ભાગમાં 'અનુશાસન' શબ્દની વ્યુત્પત્તિ આપતાં આચાર્યશ્રી જણાવે છેઃ पूर्वाचार्यशासनस्यानु पश्चात् शासनं संदर्भः। આ દૃષ્ટિએ પૂર્વાચાર્યોની પરંપરાને અનુસરીને રચાયલો સંદર્ભગ્રંથ તે અનુશાસન.[૮] આ દૃષ્ટિએ પણ તેમણે પૂર્વાચાર્યોનું ઋણ સ્વીકાર્યું છે. કેટલાંક સ્થાનોએ તેમણે છંદોનાં નામો બીજા પૂર્વાચાર્યોથી ભિન્ન આપ્યાં છે. મોટે ભાગે ભરતના મતનો ઉલ્લેખ તેમણે વારંવાર કર્યો છે.[૯] 'બીજાના મતે'

૭. છ. શા. અ. ૮. સૂ. ૧. ઉપર ટીકા : प्रस्तार्यते इति प्रस्तारः, वृत्तानां विस्तरतो विन्यासः ।

૮. જુઓ. આજ પ્રકરણની પાદનોંધ : ૪ : આના જ અનુસંધાનમાં પછીથી छदोऽनुशासन શબ્દને સમજાવતાં ટીકા જણાવે છે : चंदनादाह्लादनात् छंदांसि वर्णमात्रानियमितानि वृत्तानि तेषामनुशिष्यतेऽनेनेति अनुशासनं शास्त्रम् ।

૯. ભરતના મતનો ઉલ્લેખ ૧૭ સ્થાનોમાં આચાર્યશ્રીએ કર્યો છે. અને ભરતના મતે છંદનું બીજું નામ હોય તે છંદના નામનો ઉલ્લેખ તેમણે મૂકયો છે. જુઓ. છં. શા. આરંભકથન : પાન. ૪ (अ).

એમ કહી અનિર્દિષ્ટ રીતે બીજા આચાર્યોનો ઉલ્લેખ તેમણે કર્યો છે. કેટલાક બીજા આચાર્યો–સૈતવ, પિંગલ, જયદેવ, કાશ્યપ, સ્વયંભૂ–નો નામ દઈને ઉલ્લેખ કર્યો છે.[10] સ્વયંભૂ વિષે મેં એક સ્થળે ચર્ચા કરી છે–તે છંદઃશાસ્ત્રી અને અપભ્રંશકવિ આ સ્વયંભૂ ન હોય?[11] વળી છંદશાસ્ત્રનો રચયિતા જયદેવ કોણ?–આ પ્રશ્નો સ્વતંત્ર વિચારણા માગી લે છે.

ગૂજરાતની અર્વાચીન કવિતાઓમાં છંદોબંધના અનેક પ્રયોગો થઈ રહ્યા છે. ગયા સૈકામાં ગૂજરાતી કવિઓએ સંસ્કૃત પદબંધને મહત્ત્વ આપી કવિતાની રચના કરવા માંડી. પ્રેમાનંદ અને તેના પુરોગામી કવિઓની લઢણો અને તેમના ઢાળો અંગ્રેજી અને સંસ્કૃત અસર નીચે આવેલા આપણા કવિઓએ વિસારે મૂકયા. કવિતાવિધાયકોનું સંસ્કૃત પદબંધોનું જ્ઞાન પણ પરિમિત હતું; એટલે સંસ્કૃત ભાષાના અમુક વર્ણબંધ છંદોનો તેઓ ઉપયોગ કરતા. અપભ્રંશ ભાષાનો તો અભ્યાસજ ન હતો

૧૦. છ. શા. આરંભકથન : પાન. ૪. સંપાદકે છંદોનાં અન્યમતે બીજા નામો હોય તેવાં છંદનાં નામોનો ઉલ્લેખ કર્યો છે.

૧૧. મધુસૂદન મોદી : 'ચતુર્મુખ સ્વયંભૂ અને ત્રિભુવનસ્વયંભૂ–બે અપભ્રંશ કવિઓ' ભારતીય વિદ્યા : ગ્રંથ ૧. અંક ૨. માર્ચ ૧૯૪૦. પા. ૧૫૭–૧૭૮. છં. શા. અ. ૨. સૂત્ર ૨૨૦ ની ટીકા : मेघविस्फूर्जिताના બીજા નામ માટે ટીકામાં આચાર્યશ્રી નોંધે છે : रम्भेति **स्वयंभूः** । એજ રીતે છં. શા. અ. ૨. સૂત્ર ૧૯૪. अवितथ છંદના બીજા નામ માટે : नर्कुटकमिति **जयदेवः** । ; છં. શા. અ. ૨. સૂત્ર. ૨૩૨ ની ટીકા : वसततिलकाના બીજા નામ માટે : उद्धर्षिणी **सैतवस्य** । सिंहोन्नता **काश्यपस्य** ઈત્યાદિ.

એટલે તે ભાષાના પદબંધોના જ્ઞાનની તો વાતજ શી કરવી? વળી અપભ્રંશ છંદોના જ્ઞાન વિના–અને તે કાળના સંગીતના જ્ઞાન વિના–જૂના કવિઓમાં પ્રચલિત ઢાળો અને લઢણો પણ સમજવાં મુશ્કેલ હતાં: અને તે કારણે પણ ઢાળ અને લઢણોનું આકર્ષણ છંદોજ્ઞાનના અભાવે ઘટી ગયું. સંસ્કૃત ભાષાના કાવ્ય-ગૌરવનું અનુકરણ કરવા માટે સંસ્કૃત છંદોને બહુધા યોજી ગૂજ-રાતી કવિતામાં કાવ્યગૌરવ લાવવા કવિઓ પ્રેરિત થયા. આથી સંસ્કૃતભાષાના સામાન્ય વપરાતા છંદો કવિઓએ બહુધા અપ-નાવ્યા. પદો અને ગરબીઓના બંધો લોકવાણીમાંથી અને જૂના કવિઓમાંથી આપણા કવિઓએ લીધા, પરંતુ ઉન્નત અને ગંભીર વિચારો તથા લાગણીઓના વાહક તરીકે તો તેઓ સંસ્કૃત છંદોને જ વાપરતા.

આપણી સદીના અર્વાચીન કવિઓ મોટે ભાગે વર્ણમેળ છંદોના સરવાળા બાદબાકી કરી છંદોના પ્રયોગો કરી રહ્યા છે; તો તે રીતે છંદોગણિતના પ્રયોગો બતાવતા પૂર્વાચાર્યોના ગ્રંથોનું નિ-રીક્ષણ કરવું યોગ્ય છે. છંદોનુશાસનમાં છંદોગણિતની યોજ-નાને અનુલક્ષીનેજ છંદોનો વિસ્તાર સિદ્ધ કરવામાં આવ્યો છે: એકાદ વિભાગને હું ઉદાહરણ તરીકે નોંધું તો અહીં અયોગ્ય ગણાશે નહિ:[૧૨]

कामिनी છંદ :

निर्वृतिं, विधेहि हस्तगामिनीम् ।
सर्वथा, जहीहि हन्त **कामिनीम्** ॥

---

૧૨. છં. શા. અધ્યાય : ૩ : સૂ. ૧૮–૨૨. ટીકા સહિત.

એકમ પંક્તિમાં : र ગણ છે : गालगा; અને બેકી પંક્તિમાં ज, र, ગણ અને અંતે गा, ल છે. लगाल । गालगा । ल । गा ।

शिखी છંદ :

योषितो, वियोगदु:खखिद्यमानमानसा: ।
दन्दहत्,–कटुस्वनैर्निहन्ति निश्चितं **शिखी** ॥

એકમ પંક્તિ : गालगा ( र ગણ ); બેકી પંક્તિ : लगाल । गालगा : लगाल । गालगा ( ज, र, ज, र ગણ ).

नितम्बिनी છંદ :

सर्वथा, विरिञ्चशङ्करामराधिराजकेशवर्षयः ।
भेजिरे, यदुत्पथं चिराय तत्र कारणं **नितम्बिनी** ॥

એકમ પંક્તિ : गालगा ( र ગણ ): બેકી પંક્તિ : लगाल । गालगा । लगाल । गालगा । लगाल । गा ( ज, र, ज, र, ज ગણ+ ग=ગુરુ ).

वारुणी છંદ :

उत्तमं, घनाविनश्वरप्रमोदकारणं कृतिन्यदीहसे सुखम् ।
निर्मलं, तदा शमामृतं पिबानिशं सुदारुणां विमुञ्च **वारुणीम्** ॥

એકમ પંક્તિ : गालगा ( र ગણ ) : બેકી પંક્તિ लगाल । गालगा । लगाल । गालगा । लगाल । गालगा । ल । गा । ( ज, र, ज, र, ज, र, + લઘુ + ગુરુ )

वतंसिनी छंद :

शोभते, धनुर्लतेव पुष्पधन्वनः शिरीषकोमलाङ्गिका सरोजलोचना ।
बालिका, जपासहोदराधरा मधूककान्तिमत्यशोकपल्लवा**वतंसिनी** ॥

એકમ પંક્તિ : गालगा ( र ગણ ); બેકી પંક્તિ : लगाल। गालगा। लगाल। गालगा। लगाल। गालगा। लगाल। गालगा। (ज, र, ज, र, ज, र, ज, र, ગણ )

આ છંદોરચનાનું વિધાન કરીને હેમચંદ્રાચાર્ય સૂત્ર મૂકે છે કે કામિની, શિખી, નિતમ્બિની, વારુણી, વતંસિની છંદોનો વ્યત્યય કરીએ તો અનુક્રમે वानरी, शिखण्डी, सारसी, अपरा અને हंसी એ છંદો બને છે[13]: ઉપરના છંદોની રચના–યોજના જોતાં વિદગ્ધ વાચકને છંદોગણિત ઉપર જ છંદોની સંખ્યા અને રૂપ આચાર્યશ્રીએ યોજ્યાં છે એ તરતજ જ્ઞાત થશે. ઉપરાંત એ પણ માલમ પડશે કે છંદના પ્રયોગોની શાસ્ત્રીય ભૂમિકાનો અભ્યાસ કરવા માટે છંદોનુશાસન એ અદ્વિતીય ગ્રન્થ છે. છંદોના અભ્યાસ તરફની વિદ્વાનોની અભિરુચિ તેમને છંદોનુશાસનના ઊંડા અને વિસ્તૃત અભ્યાસ તરફ આકર્ષે તો ખરેખર અર્વાચીન કવિતાના રૂપને અપૂર્વ વૈવિધ્ય મળે.

અપભ્રંશ પદબંધોનો ઊંડો અભ્યાસ પણ આપણાં પ્રાચીન કડવકબદ્ધ કાવ્યો સમજવા માટે અત્યંત ઉપયોગી છે. કડવકનું બંધારણ આપણને અપભ્રંશકાવ્યસાહિત્યમાંથી મળ્યું છે. જેમ સંસ્કૃત મહાકાવ્ય સર્ગોમાં વિભક્ત છે તેમ અપભ્રંશ મહાકાવ્ય સંધિઓમાં વિભક્ત છે.[14] પ્રત્યેક સંધિનો આરંભ ધ્રુવપદથી થાય

૧૩. છં. શા. અ. ૩. સૂ. ૨૩ : कामिन्याद्याद् व्यत्यये वानरीशिखण्डिसारस्यपराहंस्यः ।

૧૪. કાવ્યાનુશાસન : અધ્યાય : ૮. સૂત્ર. ૨૦૮. पद्यं प्रायः संस्कृतप्राकृतापभ्रंशग्राम्यभाषानिबद्धभिन्नान्त्यवृत्तसर्गाश्वाससंध्यवस्कन्धकबन्ध सत्सन्धि शब्दार्थवैचित्र्योपेतं महाकाव्यम् ॥ છં. શા. અ.

છે અને ત્યાર પછી કેટલાંક કડવકો આવે છે. કડવકનું બંધારણ પ્રાચીન પ્રણાલિકા અનુસાર ૭ પંક્તિઓનું છે: અડિલ્લા, પદ્ધડિઆ જેવા છંદોની ચાર પંક્તિઓ અને છેવટની બે પંક્તિઓ 'ઘત્તા'ની. આમ પ્રાચીન પ્રણાલિકા અનુસાર કડવકની આઠ પંક્તિઓ બની.[૧૫] પછીથી તો કડવકની પંક્તિઓની સંખ્યા વધવા માંડી. કેટલીક વાર કેવળ કડવકબંધમાં આખ્યાનો લખાવા માંડ્યાં. દાખલા તરીકે દેવચંદ્રસૂરિનું 'સુલસકખાણુ' કાવ્ય માત્ર અઢાર લાંબાં કડવાંઓનું બનેલું છે.[૧૬] આ પ્રણાલીનો ઉલ્લેખ હેમચંદ્રાચાર્યે છંદોનુશાસનમાં સ્પષ્ટ કરેલો છે. આ ઉપરાંત પાછળથી ઘણાં આખ્યાનકાવ્યોમાં વપરાતા વસ્તુછંદની, ચતુષ્પદીની અને છપ્પય છંદની ચર્ચા

---

૬. સૂ. ૧. सन्ध्यादौ कडवकान्ते च ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ता वा। સન્ધિ ઉપર ટીકા કરતાં આચાર્યશ્રી જણાવે છે: कडवकसमूहात्मकः सन्धिः।

૧૫. આ ચર્ચા માટે જુઓ: મધુસૂદન મોદી: 'ચતુર્મુખ સ્વયંભૂ અને ત્રિભુવનસ્વયંભૂ–બે અપભ્રંશ કવિઓ' ભારતીય વિદ્યા. ગ્રંથ ૧. અં. ૨. માર્ચ ૧૯૪૦. પા. ૧૭૭. પાદનોંધ. ૨૮. છ. શા. અ. ૬. સૂત્ર ૧. ઉપરની ટીકા: कडवकसमूहात्मकः सन्धिस्तस्यादौ चतुर्भिः पद्धडिकाद्यैश्छन्दोभिः कडवकम्। तस्यान्ते ध्रुव निश्चितं स्यादिति ध्रुवा ध्रुवकं घत्ता वेति संज्ञान्तरम्। વગેરે. ઉપર્યુક્ત લેખમાં મેં આ બાબતની વિસ્તૃત ચર્ચા કરી છે.

૧૬. દેવચન્દ્રાચાર્યે–હેમચન્દ્રાચાર્યના ગુરુએ આ કાવ્ય લખ્યું હોવાનો સંભવ છે. હું આ અપભ્રંશકાવ્યનું સંપાદન કરી રહ્યો છું. આ કાવ્યની નોંધ માટે. The Catalogue of Mss in the Pattan Bhandaras (G. O. S. LXXVI.) P .182.

કરવામાં આવી છે.[૧૭] તે ઉપરાંત દોહા, સોરઠા વગેરેની પણ ચર્ચા અપભ્રંશવિભાગમાં કરવામાં આવેલી છે.[૧૮] સંસ્કૃત છંદઃશાસ્ત્રમાં આર્યા તે પ્રાકૃતમાં ગાથા કહેવાય છે.[૧૯] ગાથાના પ્રકારની વિસ્તૃત ચર્ચા પણ આચાર્યશ્રીએ કરેલી તે અને તે ઘણે અંશે દ્યોતક છે. છેવટના પ્રસ્તારને લગતા અધ્યાયમાં ગણિતદૃષ્ટિએ છંદોરચના કેટલી મર્યાદા સુધી ખેંચી શકાય તેની ચર્ચા આચાર્યશ્રીએ કરેલી છે. આ રીતે છંદઃશાસ્ત્રના એક ઉત્તમ ગ્રંથ તરીકે છંદો-નુશાસનનું અદ્વિતીય મૂલ્ય છે.

અપભ્રંશવિભાગમાં મુંજના દુહા સંબંધી એક સ્થળે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

चुडुल्लउ बाहोहजलु नयणा कंचुवि समयण
इय मुंजि रइया दूहडा पंच वि कामहु पंचसर ॥[२०]

---

૧૭. છં. શા. અ. ૫. સૂ. ૩૧. आसां तृनीयस्य पञ्चमेनानुप्रासेऽन्ते दोहकादि चेद्वस्तु रड्डा वा । દા. ત.

लुठिदु चंदणवल्लिपल्लकि
स किलिदु लवंगवणि खलिदु वत्युरमणीयकयलिहिं
उच्छलिदु फणिलयहिं घुलिदु सरलकक्कोलल्लवलिहिं
चुंबिदु माहविवल्लरिहिं पुलइदकामिसरीरु
भमरसरिच्छउ सचरइ रड्डउ मलयसमीरु ॥

૧૮. છં. શા. અ. ૬. સૂત્ર. ૧૦૦ दोहक વગેરે.

૧૯. છ. શા. અ. ૪. સૂ. ૧. ઉપર ટીકા : आर्यैव संस्कृतेतरभाषासु गाथासञ्ज्ञेति गाथाग्रहणम् ।

૨૦. છ. શા. અ. ૬. સૂ. ૨૦ ટીકા

આ દુહામાં મુંજના પાંચ દુહાઓની સરખામણી કામદેવનાં પાંચ બાણ સાથે કરવામાં આવી છે; અને તે દુહાઓના આરંભના મુખ્ય શબ્દો: (૧) चुडल्लउ; (२) बाहोहजलु; (૩) कणा (૪) कंचुवि; (૫) समवण પ્રથમ પંક્તિમાં મુકવામાં આવ્યા છે: આ મુંજના દુહાઓમાંના બે દુહાઓ આચાર્યશ્રીએ આ દુહા પછીજ ટાંકેલા છે :

चुडल्लउ चुण्णीहोइ सइ मुद्धि कवोलि निहित्तउ
निद्धद्धउ सासानलिण वाहसलिलससित्तउ ॥[२१]

"હે મુગ્ધે, ગાલ ઉપર મૂકેલા (તારા હાથના) ચૂડલાનો—શ્વાસના અગ્નિથી બળી જતાં અને આંસુના નીરથી સિંચાતાં—પોતાની મેળેજ તેનો ચૂરો થઇ જશે."

तं तेत्तिउ बाहोहजलु सिहिणं निरु वि न पत्तु
छिमछिमवि गंडत्थलिहिं सिमसिमिवि समत्तु ॥[२२]

"અને તેટલું તે આંસુના સમૂહનું પાણી ખરેખર સ્તનને પણ પ્રાપ્ત થયુ નહિ. ગાલ ઉપર છમછમી—સમસમીનેજ તે પૂરું થઇ ગયું."

આ બે દુહાઓએ મુંજના હોય એમ માનવાને સબળ કારણ છે. બીજા દુહાઓ મળતા નથી. ઉપરના દુહામાંનો એક દુહો સિદ્ધહેમચંદ્રના આઠમા અધ્યાયના અપભ્રંશ વિભાગમાં દૃષ્ટાન્ત તરીકે નોંધવામાં આવ્યો છે.[૨૩]

૨૧. છં. શા. અ. ૬. સૂ. ૨૦ ટીકા

૨૨. છં. શા. અ. ૬.

૨૩. જુઓ : હેમસમીક્ષા : પાન ૧૩૨ સિ. હે. ૮.૪. ૩૯૫ ઉ. ૨.

સિદ્ધરાજ, કુમારપાલ વગેરેની પ્રશસ્તિરૂપ સ્વોપજ્ઞ કાવ્ય-દૃષ્ટાંતો હેમચંદ્રાચાર્યે છંદોનુશાસનમાં પણ ટાંક્યાં છેઃ દા. ત. કુમારપાલને અનુલક્ષીને,

दधासि धात्रीं विदधासि दुष्टक्ष्माभृतां निर्दलनं प्रसह्य ।
कुमारपालक्षितिपाल कस्त्वमुपेन्द्रवज्रायुधयोस्तदत्र ॥[२४]

સિદ્ધરાજને અનુલક્ષીને–

मामद्वैतानुरागां मन्यतेऽसौ तृणाये–
त्येवं दौर्भाग्यदुःखोन्मूलनं चिन्तयन्ती ।
मन्ये त्वत्खड्गधारां तद्व्रत कर्तुकामा
कामं सिद्धेन्द्रस्त्त नो सेवते राजलक्ष्मीः ॥[२५]

આજ રીતે 'ચુલુક્ય' 'ચુલુક્યનરેંદ્ર' એમ સંબોધન કરતા સામાન્ય પ્રશસ્તિના શ્લોકો છંદોનુશાસનમાં ઘણા મળે છે. એક સ્થળે 'સિદ્ધરાજનંદન' 'સિદ્ધનરેંદ્રસુત' નું નામ મળે છે; તે કુમારપાલ હોય એમ સંભવ છે.[૨૬] પણ હેમચંદ્રાચાર્યનાં છં. શા. નાં દૃષ્ટાન્તોમાંથી ઐતિહાસિક બીનાઓ તારવી શકાય એમ નથી. એ દૃષ્ટાન્તશ્લોકો સામાન્ય રીતે માત્ર પ્રશસ્તિ શ્લોકો છે.

આ ઉપરાંત કેટલાંય સંસ્કૃત અને અપભ્રંશ દૃષ્ટાન્તો કાવ્ય તરીકે પણ ઉત્તમ છે. કેટલાંક અપભ્રંશ દૃષ્ટાંતો નીચે ટાંકું છું:

---

૨૪. છ. શા. પાન ૭ (अ) અધ્યાય. ૨. દૃષ્ટાંત : ૧૫૫.

૨૫. છ. શા. પાન ૯. અધ્યાય. ૨. દૃષ્ટાંત : ૨૨૬.

૨૬. ધૂમકેતુ : હેમચન્દ્રાચાર્ય પાન. ૨૦૫–૨૦૯ પાદનોધ; છં. શા. પાન. ૧૧. અધ્યાય : ૨. દૃષ્ટાંત. ૨૭૫; પાન. ૧૨ (अ) અધ્યાય ૨ દૃષ્ટાંત. ૨૮૪ વગેરે.

हिंडइ सा धण जाम्व, गहिल्ली विरहिण आखित्ती
देक्खिवि वल्लहु ताम्व, आणदी जणु अमइण सित्ती॥[२७]

"વિરહથી વ્યાકુલ અને ઘેલી બનેલી હોય તેમ તે લલના ચાલે છે તેવામાં જ વલ્લભને દેખી જાણે અમૃતથી સિંચાઈ હોય તેમ આનંદ પામે છે."

सो जलिअओ मयणग्गी जु कुसुमिअउ पलास
जा पप्फुल्लिअ मल्ली सो मयरद्धयहासु ॥[२८]

"જે કુસુમે કરીને ખીલેલો પલાશ છે તે બળતો મદનનો અગ્નિ છે; અને જે વિકસેલી મલ્લિકા છે તે કામદેવનું હાસ્ય છે."

पिअहु पहारिण इक्किण वि सहि दो हया पडति
संनद्धउ असवारभडु अन्नु तुरगु म भंति ।[२९]

"પ્રિયતમના એક પ્રહારથી પણ, હે સખી, બે જણ મરીને પડે છે: સજ્જ બનેલો ઘોડેસ્વાર યોદ્ધો અને બીજો ઘોડો: તેમાં ભ્રાંતિ નથી."

तुह विरहिं सा अइदुब्बली घणआवडुरदेह
अहिमयरकिरणिहिं विक्खिविअ चन्दलेह जिम्व एह ॥[३०]

"જેમ સૂર્યનાં કિરણોથી ચન્દ્રલેખા ફીકી પડી જાય તેમ તારા વિરહે અતિદુર્બલ બનેલી તેનો દેહ બહુજ ફીકો બની ગયેલો છે."

---

૨૭. છં. શા. પાન. ૪૧. અધ્યાય. ૬. દૃષ્ટાંત. ૯૧.
૨૮. છં. શા. પાન. ૪૧. અધ્યાય ૬. દૃષ્ટાંત. ૯૩.
૨૯. છં. શા. પાન. ૪૨ (अ) અધ્યાય. ૬. દૃષ્ટાંત. ૧૦૦
૩૦. છં. શા. પાન. ૪૨ (अ) અધ્યાય. ૬. દૃષ્ટાંત. ૧૦૨

माणु म मेल्हि गहिल्लिए निहुईहोहि खणु
उयअउ चंदु पयइउ रासावलउ खणु
दिक्खिसु एहिबि नयणिहिं पइ हलि मयणहय
वल्लह पयह पडंतु भणंतु य वयणसय ॥[31]

" અલી ઘેલી, માન મેલીશ નહિ; ક્ષણ વાર શાંત બન, ચંદ્ર ઉગ્યો છે; અને રાસે રમવાનો ઉત્સવ પ્રવર્ત્યો છે; ત્યાં જઈને મદનથી હણાયલા પતિને,–પગે પડતા અને સેંકડો પ્રેમવચન બોલતા વલ્લભને,–આપણી આંખે, અલી, જોઈશું. "

આ પ્રકારનાં અનેક અપભ્રંશ ગીતો છંદોનુશાસનમાં હેમચંદ્રાચાર્યે મૂકેલાં છે. છંદોનુશાસનની છપાયેલી આવૃત્તિમાં કેટલાંક ભ્રષ્ટ અવસ્થામાં છપાયેલાં છે. અપભ્રંશને અને ગૂજરાતીને નિકટનો સંબંધ છે, એટલે તેનું સંપાદન કાળજીપૂર્વક થાય તેટલા માટે એ તરફ અહીં ધ્યાન દોરવામાં આવ્યું છે. છંદોનુશાસનની છપાયેલી આવૃત્તિ હાલ દુર્લભ છે; તેની સારી આવૃત્તિ કોઈ સંસ્થા સંપાદિત કરાવે તો છંદઃશાસ્ત્રના એક અમૂલ્ય ગ્રંથને સાહિત્યપ્રિય જનતા સમક્ષ મૂકવાનો તે જરૂર યશ પ્રાપ્ત કરી શકે. અત્યારે એ ગ્રંથના પુનઃ સંપાદનની અને પ્રકાશનની અત્યંત આવશ્યકતા છે.

---

૩૧. છં. શા. પાન. ૩૭ (अ) અધ્યાય. ૬. દષ્ટાંત. ૩

## ૧૦

# પ્રમાણમીમાંસા

તત્ત્વપ્રતિપાદન તર્કશુદ્ધ હોવું જોઈએ. એક સિદ્ધાંતનું મંડાણ થયું, એટલે તેના પ્રતિસ્પર્ધીઓ તેનું ખંડન કરવા માટે તર્કનો આશ્રય લેવાના. ખાસ કરીને જીવ, જગત અને પરમાત્માના પરસ્પર સંબંધો સ્થાપિત કરવા, તેના તથ્યનો વિચાર કરવા અનેક તત્ત્વજ્ઞોએ પોતપોતાના સિદ્ધાંતો પ્રવર્તાવ્યા છે; અને એ તત્ત્વજ્ઞોની વિચારસરણી ઉપર તેમના પ્રતિસ્પર્ધી તત્ત્વજ્ઞોએ પ્રચંડ આક્ષેપો પણ કર્યા છે, અને આ આક્ષેપો છેક વિતંડા, છલ, જાતિ, અને હેત્વાભાસ સુધી પહોંચ્યા છે. સિદ્ધાંતો આમ વાદના અગ્નિમાં તપતા હોય ત્યાં તો જે સયુક્તિક અને તર્કશુદ્ધ હોય તે જ સિદ્ધાંત સત્યશોધક માટે તો હોવો જોઇએ. હરિભદ્રસૂરિએ આથી જ એક સ્થળે જણાવ્યું છે :

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

“ મારો મહાવીર તરફ પક્ષપાત નથી કે કપિલ વગેરે ઉપર દ્વેષ નથી; જેનું વચન સયુક્તિક હોય તેનો સ્વીકાર કરવો જોઈએ. ”[૧]

---

૧. હરિભદ્રસૂરિ : લોકતત્ત્વનિર્ણય.

એ જ દૃષ્ટિ હેમચંદ્રાચાર્યે પણ એક સ્થળે દર્શાવી છે.[૨] સિદ્ધસેન દિવાકર તો એટલે સુધી કહે છે કે કોઈ એક સિદ્ધાંત પ્રાચીન પરંપરાથી ઊતરી આવેલો હોય એટલે કાંઈ ગ્રહણ કરી લેવા યોગ્ય નથી; કારણ કે, કોઈ માણસ આજે મરણ પામ્યો અને કાળે કરીને પુરાતન મનુષ્યો સમાન જ થાય—એમ તો અનેક માણસો પુરાતન બન્યે જ જવાના; એથી કાંઈ તેમના ગમે તેવા બોલને પ્રમાણ લેવાય નહિ.[૩] પરીક્ષા કરીને જ સિદ્ધાંતનું ગ્રહણ કરવું જોઈએ. સારી રીતે નિર્ણય કરીને જ કોઈ પણ બાબતનો પ્રમાણ તરીકે સ્વીકાર થવો જોઈએ. આ રીતે પ્રમાણનિર્ણય થાય તો જ સત્યદર્શન થાય અને એ પ્રમાણે સત્યદર્શન થતાં નિઃશ્રેયસ—મોક્ષ—ના માર્ગે આપણે જઈ શકીયે અને અજ્ઞાનગ્રન્થિને ભેદી શકીયે.[૪]

૨. હેમચંદ્રાચાર્ય : અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા : શ્લો. ૨૯.

न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु
यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीर प्रभुमाश्रिताः स्मः ॥

૩. સિદ્ધસેન દિવાકર : દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા : દ્વાત્રિ. ૬. શ્લોક. ૫.

जनोऽयमन्यस्य मृतः पुरातनः पुरातनैरेव समो भविष्यति ।
पुरातनेष्वप्यनवस्थितेषु कः पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत् ॥

સરખાવો : કાલિદાસઃ માલવિકાગ્નિમિત્રઃ અંક ૧. શ્લો. ૨.

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

૪. સરખાવો : અક્ષપાદ ગૌતમઃ ન્યાયસૂત્રઃ ૧. ૧. ૧ઃ प्रमाणप्रमेयसंशयप्रयोजनदृष्टान्तसिद्धान्तावयवतर्कनिर्णयवादजल्पवितण्डाहेत्वाभासच्छ-

પ્રાચીન કાળમાં ધર્મસિદ્ધાંતનો નિર્ણય કરવા તર્કનો ઉદ્‌ભવ થયો. કેટલાક તો પોતાના તુક્કાને સિદ્ધાંત તરીકે પણ પ્રવર્તાવતા અને પોતાની વાદકળાથી સામાન્ય માણસના મનમાં વ્યામોહ ઉત્પન્ન કરતા.[5] સત્યનિષ્ઠ માણસો પોતાના સિદ્ધાંતને તર્કના અગ્નિમાં તાવી શુદ્ધ સિદ્ધાંતસુવર્ણને ગ્રહણ કરવું ઇષ્ટ માનતા. શુષ્કવાદીઓની શબ્દજાલમાં તત્ત્વજિજ્ઞાસુ ફસાઈ ન પડે તેટલા માટે, આર્યાવર્તના ન્યાયશાસ્ત્રમાં નિગ્રહસ્થાનો, હેત્વાભાસ, છલ વગેરેને સ્થાન આપવામાં આવ્યું છે. તેની સાથે જ્ઞાનને શુદ્ધ રીતે પ્રાપ્ત કરવા પ્રમાણાદિની ચર્ચાનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. સિદ્ધસેન દિવાકરે તો એક દ્વાત્રિંશિકામાં વાદનું વર્ણન આપ્યું છે; અને સભાઓમાં વાદ કેવી અનિષ્ટ હદે પહોંચતો તેનો આબેહુબ ચિતાર રજૂ કર્યો છે.[6] આ રીતે ભારતીય

---

लजातिनिग्रहस्थानानां तत्त्वज्ञानान्निःश्रेयसाधिगमः । ; જુઓ प्रमाणमीमांसाः १. १. १. ઉપરની ટીકાનો છેવટનો ભાગઃ प्रमाणनयपरिशोधितप्रमेयमार्गं सोपायं सप्रतिपक्षं मोक्षं विवक्षितु मीमांसाग्रहणमकार्यीचार्येण ।

૫. સરખાવોઃ શ્વેતાશ્વેરોપનિષદ્ઃ ૧ઃ ૧ઃ જગત્‌ના આદિ તરીકે કેટલાય સિદ્ધાન્તો પ્રવર્તમાન હતા તેને માટેઃ कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् । ; એજ પ્રમાણે બૌદ્ધ ત્રિપિટકમાં અને જૈનાગમોમાં પણ અનેક તત્ત્વદર્શનના સિદ્ધાન્તો તે કાળે પ્રવર્તમાન હતા, એવાં વિધાનો મળે છે.

૬. સિદ્ધસેન દિવાકરઃ દ્વાત્રિંશદ્‌–દ્વાત્રિંશિકા. ૬ઃ વાદદ્વાત્રિંશિકા શ્લોકઃ ૧ઃ

ग्रामान्तरोपगतयोरेकामिषसंगजातमत्सरयोः
स्यात्सख्यमपि शुनोर्भ्रात्रोरपि वादिनोर्न स्यात् ॥

ન્યાયદર્શનમાં ન્યાયશાસ્ત્ર (logic) અને વાદશાસ્ત્ર (dialectics) નો પણ સમાવેશ થતો. અક્ષપાદ ગૌતમનાં ન્યાયસૂત્રો પછી, ન્યાયશાસ્ત્રે એક તત્ત્વજ્ઞાનના સ્વતંત્ર સંપ્રદાય તરીકે ભારતીય દર્શનોમાં સ્થાન પ્રાપ્ત કર્યું છે. બ્રાહ્મણોની ન્યાયપરંપરાની સામે બૌદ્ધોએ ન્યાયદર્શનને ખુબ જ વિકસાવ્યું અને વધારે તેજસ્વી બનાવ્યું. વસુબંધુ, દિઙ્નાગ, ધર્મકીર્તિ વગેરેએ ન્યાયશાસ્ત્રના અનેક અનુપમ ગ્રંથો લખ્યા છે. હરિભદ્ર અને તેમની પૂર્વે સિદ્ધસેન દિવાકરે જૈન સિદ્ધાંતોને પરિપુષ્ટિ આપી અને જૈન પ્રમાણદર્શન વ્યવસ્થિત કરવા માટે પ્રશસ્ય પ્રકરણગ્રંથો રચ્યા. દિગંબર પરંપરામાં અકલંક અને માણિક્યનંદીએ જૈન સિદ્ધાંતોને અનુવર્તતા ન્યાયશાસ્ત્રની રચના કરી. આગમોમાં અને પછીના કેટલાક ગ્રંથોમાં સિદ્ધાંતતત્ત્વો તો ભરપૂર વેરાયેલાં પડયાં હતાં; પરંતુ જૈનન્યાયના વિકાસથી તે સિદ્ધાંતતત્ત્વો વધારે વ્યવસ્થિત બન્યાં. અનેકાન્ત દૃષ્ટિ, દ્રવ્યપર્યાયવાદ, જ્ઞાનના પ્રકારો વગેરે જૈનન્યાયમાં સુવ્યવસ્થિત રીતે સ્થાન પામ્યાં અને જૈનન્યાયે અગીઆરમા—બારમા સૈકામાં સિદ્ધ સ્થાન પ્રાપ્ત કર્યું. અભયદેવસૂરિ અને દેવસૂરિએ વધારે વિસ્તારથી જૈનન્યાયને રજુ કર્યો અને હેમચંદ્રાચાર્યે અનુશાસનો રચવાની તેમની પ્રવૃત્તિમાં પ્રમાણશાસ્ત્ર ઉપર 'પ્રમાણમીમાંસા' નામે ગ્રંથની રચના તેમનાં અન્ય અનુશાસનોની રચના અનુસાર કરી.

'પ્રમાણમીમાંસા' ગ્રંથના આરંભમાં જ હેમચંદ્રાચાર્ય પૂર્વ-

---

સરખાવો: પ્રમાણમીમાંસા: ૨. ૧. ૩૦. तत्त्वसंरक्षणार्थं प्राश्निकादिसमक्षं साधनदूषणवदनं वादः। આ સૂત્રની ટીકા.

પક્ષવાદીને મુખે કહેવરાવે છે[૭]: "જો ખરેખર આ જૈનસિદ્ધાન્તસૂત્રો તમારાં હોય તો તમારી પૂર્વે સૂત્રો કેવાં અને ક્યાં હતાં?" આચાર્યશ્રી તેને સામો પ્રશ્ન પૂછે છે: "આટલો જવાબ તો જરા આપો? પાણિનિ, પિંગલ, કણાદ, અક્ષપાદ વગેરે આચાર્યો પહેલાં પણ વ્યાકરણ વગેરે શાસ્ત્રોનાં સૂત્રો કેવાં અને ક્યાં હતાં? આ વિદ્યાઓ તો અનાદિ છે; અને સંક્ષેપ તથા વિસ્તારથી કહેવાની ઇચ્છાએ કરીને નવાં નવાં સ્વરૂપ લે છે: અને એ જુદા જુદા કર્તાઓએ રચેલી કહેવાય છે. કેમ તમે સાંભળ્યું નથી કે 'કદીય જગત આવું હતું નહિ એમ નહિ'? જોવાં હોય તો જુઓ સકલશાસ્ત્રોના ચૂડામણિરૂપ વાચકમુખ્ય ઉમાસ્વાતિએ રચેલાં તત્ત્વાર્થસૂત્રો!"

પૂર્વપક્ષી સામો જવાબ દે છે: "અકલંક, ધર્મકીર્તિ વગેરેની માફક પ્રકરણગ્રંથને જ કેમ રચતા નથી—તે વળી સૂત્રકાર બનવાનું આ અભિમાન જાગ્યું?" આચાર્યશ્રી જવાબ આપે છે: "ના એમ ન બોલો! કારણ કે મનુષ્યોની રુચિઓ વિવિધ છે, એટલે પોતાની ઇચ્છા પ્રમાણેના એના વર્તન ઉપર પ્રતિબંધ મૂકવામાં સામાજિક કે રાજકીય કાયદો નથી કે તે આમ જ જોઈએ."

ઉપરના અવતરણ ઉપરથી હેમચંદ્રાચાર્યની નૂતન શાસ્ત્રગ્રંથો રચવાની પ્રવૃત્તિ પાછળ રહેલા આશય ઉપર પ્રકાશ પડે છે. પૂર્વે જણાવ્યું તે પ્રમાણે તત્ત્વદર્શન માટે તર્કશાસ્ત્રની જરૂર પ્રત્યેક આચાર્યને રહેતી. દેવસૂરિ અને દિગંબરાચાર્ય કુમુદચંદ્રના

૭. પ્રમાણમીમાંસા: ૧. ૧. ૧. ઉત્થાનિકા.

પ્રસિદ્ધ વાદ સમયે, હેમચન્દ્રાચાર્ય હાજર હતા.[૮] ન્યાયશાસ્ત્રના એક પ્રખર જ્ઞાતા તરીકે તેમની ખ્યાતિ જગદ્વિદિત હતી. તેમની મહાવીરદ્વાત્રિંશિકાઓ અને ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં મૂકેલી દેશનાઓ ઉપરથી તેમની વાદી અને તત્ત્વજ્ઞાની તરીકે કુશળતા દૃષ્ટિગોચર થાય છે. 'પ્રમાણમીમાંસા'ની રચના તો તેમને એક ન્યાયાચાર્ય તરીકે ઉન્નત સ્થાન અપાવે છે. 'પ્રમાણમીમાંસા' ગ્રંથ અધુરો મળે છે. શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન અને છંદાનુશાસન પછી તેમણે પ્રમાણમીમાંસાની રચના કરી. તે તો તેમણે પોતાના શબ્દોમાં જ જણાવ્યું છે.[૯] કેટલેક સ્થળે હેમચંદ્રાચાર્યરચિત 'વાદાનુશાસન' નામે ગ્રંથનો ઉલ્લેખ કરવામાં આવે છે; પરંતુ એ 'વાદાનુશાસન' એ આ 'પ્રમાણમીમાંસા'ને અન્ય જનોએ આપેલું અપરનામ હોય એ અસંભવિત નથી. પૂર્વ રચિત ત્રણ અનુશાસનોની શ્રેણીમાં પ્રમાણમીમાંસાને ને ચોથા અનુશાસન તરીકે મૂકવા માટે 'વાદાનુશાસન' એ નામ અન્યજનોએ આપ્યું હોવું જોઈએ. હેમચંદ્રાચાર્યના 'દેશીશબ્દસંગ્રહ' અથવા 'રયણાવલિ'ને અન્યજનોએ 'દેશીનામમાલા' એ નામ ક્યાં નથી આપ્યું?

'પ્રમાણમીમાંસા' સૂત્રશૈલીનો ગ્રંથ છે અને અક્ષપાદ ગૌતમનાં ન્યાયસૂત્રોની યોજના અનુસાર, ગ્રંથને તેમણે પાંચ અધ્યાયમાં વિભક્ત કર્યો છે; અને પ્રત્યેક અધ્યાયને તેમણે ગૌત-

૮. મેરુતુંગ : પ્રબંધચિંતામણિઃ પૃ. ૬૬—૬૭. (સિંધિગ્રંથમાલા) :Buhler's Life of Hemacandracarya: P. 14.

૯. પ્રમાણમીમાંસાઃ ૧. ૧. ૧. (ટીકા) शब्दकाव्यछन्दोऽनुशासनेभ्योऽनन्तरं प्रमाणं मीमांस्यत इत्यर्थः ઇ૦.

મની પદ્ધતિ માફક જ બે આહ્નિકોમાં વહેંચી દીધો છે.[10] પ્રમાણમીમાંસા ન્યાયશાસ્ત્રનો ગ્રંથ હોવાને લીધે એમાં એમણે અક્ષપાદનાં પ્રસિદ્ધ ન્યાયસૂત્રોની સરણી સ્વીકૃત કરી હોય. અકલંકે આ સરણીનો સ્વીકાર પ્રથમ શરૂ કર્યો.[11]

પ્રમાણમીમાંસા પૂર્ણ પ્રાપ્ત થતી નથી. જેટલાં સૂત્રો મળ્યાં છે તેટલા ઉપર જ વૃત્તિ પ્રાપ્ત થાય છે. કદાચ એમ હોય કે હેમચંદ્રાચાર્યે પ્રથમ બધાં સૂત્રોની રચના કરી હોય અને પછી વૃત્તિ લખવાનું કાર્ય તેમણે હાથમાં લીધું હોય એ સંભવિત છે, કારણ કે વૃત્તિમાં ગ્રંથનું સંપૂર્ણ સર્જન થયું હોય એવું

૧૦. પ્રમાણ મીમાંસાઃ ૧. ૧. ૧. (ટીકા) तत्र वर्णसमूहात्मकैः पदैः, पदसमूहात्मकैः, सूत्रैः सूत्रसमूहात्मकैः प्रकरणैः, प्रकरणसमूहात्मकैः आह्निकैः, आह्निकसमूहात्मकैः पञ्चभिरध्यायैः शास्त्रमेतदरचयदाचार्यः ॥ ન્યાયસૂત્રની યોજના વિષે જુઓ सर्वदर्शनसंग्रह— न्यायशास्त्रं च पञ्चाध्यायात्मकम् । तत्र प्रत्यध्यायमाह्निकद्वयम् तत्र । प्रथमाध्यायस्य प्रथमाह्निके भगवता गौतमेन प्रमाणादिपदार्थनवकलक्षणनिरूपणं विधाय द्वितीये वादादिसप्तपदार्थनिरूपणं कृतम् । द्वितीयस्य प्रथमे संशयपरीक्षणं प्रमाणचतुष्टयाप्रामाण्यशङ्कानिराकरणं च द्वितीयेऽर्थापत्त्यादेरन्तर्भावनिरूपणम् । तृतीयस्य प्रथम आत्मशरीरेन्द्रियार्थपरीक्षणम् । द्वितीये बुद्धिमनःपरीक्षणम् । चतुर्थस्य प्रथमे प्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गपरीक्षणम् । द्वितीये दोषनिमित्तकत्वनिरूपणमवयवादिनिरूपणं च । पञ्चमस्य प्रथमे जातिभेदनिरूपणम् । द्वितीये निग्रहस्थानभेदनिरूपणम् ।

૧૧. જુઓ પ્રમાણમીમાંસાઃ પ્રસ્તાવના (પં. સુખલાલજી) પાન. ૧૧. * બાહ્ય સ્વરૂપ. પેરેગ્રાફઃ ૨.

તેમના ઉલ્લેખ ઉપરથી દેખાઈ આવે છે. કેવળ ૯૯ સૂત્રો આપણને મળે છે. પ્રમાણમીમાંસા અધ્યાય : ૨ : આહ્નિક : ૧ : સૂત્ર ૩૪ સુધી ઉપલબ્ધ છે; વૃત્તિમાં અન્ય સૂત્ર માટેની પ્રાસ્તાવિક ઉત્થાનિકા પણ મળે છે. પછીનાં સૂત્રો અને વૃત્તિનું શું થયું—વૃત્તિ રચાયેલી કે કેમ—તે પ્રશ્નો તો અત્યારે અનુત્તર જ રહે છે.

**૧. આરંભ :** વૃત્તિના આરંભ શ્લોક : ૨ : માં જ હેમચંદ્રાચાર્ય જણાવે છે:

बोधिबीजमुपस्कर्तुं तत्त्वाभ्यासेन धीमताम्
जैनसिद्धान्तसूत्राणां स्वेषां वृत्तिर्विधीयते ॥

"તત્ત્વના અભ્યાસથી બુદ્ધિશાળી મનુષ્યોના જ્ઞાનબીજનો આવિષ્કાર કરવા માટે, પોતાનાં જૈન સિદ્ધાન્તસૂત્રોની વૃત્તિ (મારાથી) કરાય છે."

ઉપરના શ્લોકમાં આ સૂત્રોને હેમચંદ્રાચાર્ય જૈનસિદ્ધાન્તસૂત્રો તરીકે વર્ણવે છે; એ સૂત્રોનો અભ્યાસ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ છે; અને તેમના અભ્યાસનો હેતુ જ્ઞાનબીજનો આવિષ્કાર કરવાનો છે. પ્રથમ સૂત્રમાં 'પ્રમાણમીમાંસાનો આરંભ કરાય છે.' એમ જણાવવામાં આવ્યું છે. મીમાંસાનો અર્થ વૃત્તિમાં 'पूजितविचारवचन' એમ કરે છે અને જણાવે છે કે આ શાસ્ત્રનો હેતુ કેવળ પ્રતિપક્ષના સિદ્ધાન્તનું નિરસન નથી પરંતુ દુષ્ટ માર્ગોનું નિરાકરણ કરી, પ્રમાણના જ્ઞાને કરીને દૃષ્ટિગોચર બનેલા શુદ્ધ માર્ગે મોક્ષપ્રાપ્તિ એજ આ શાસ્ત્રનું પ્રયોજન છે.

નીચેના મુખ્ય વિભાગોમાં આ ગ્રંથનું વિવેચન સ્ફુટ રીતે થઈ શકે.

**૨. પ્રમાણલક્ષણ** : આચાર્યશ્રી બીજા સૂત્રમાં પ્રમાણની વ્યાખ્યા આપે છે : "સાચી રીતે પદાર્થનો નિર્ણય તે પ્રમાણ." બીજા નૈયાયિકોની વ્યાખ્યાઓથી, એક રીતે એક છતાં, બીજી રીતે તદ્દન નવી જ પ્રમાણની વ્યાખ્યા આચાર્યશ્રીએ આપી છે. નિર્ણય એટલે સંશય, અનધ્યવસાય અને વિપર્યય રહિત જ્ઞાન. 'સાચી રીતનો નિર્ણય' એમ જણાવી, અતિવ્યાપ્તિ, અવ્યાપ્તિ અને અસંભવ દોષનું નિર્ણયમાંથી નિવારણ થાય છે.[12] લક્ષણ હંમેશાં વિપક્ષથી વ્યાવૃત્ત હોવું જોઈએ.

પૂર્વાચાર્યો એ 'સ્વ' અને 'પર' નો સાચો નિર્ણય આપે તેને પ્રમાણ કહ્યું છે;[13] પરંતુ અર્થના સાચા તેમ જ સંશય, અનધ્યવસાય, વિકલ્પ જેવા ખોટા નિર્ણયો પાછળ સ્વયંપ્રકાશ આત્મતત્ત્વ રહેલું જ છે એટલે પ્રમાણનું લક્ષણ બાંધવામાં તેનો સમાવેશ કરવો સયુક્ત નથી. વૃદ્ધ આચાર્યોએ પ્રમાણની સર્વગ્રાહી પરીક્ષા ખાતર 'સ્વ' શબ્દનો સમાવેશ પોતાની વ્યાખ્યાઓમાં કર્યો છે. ત્યારપછી સ્મૃતિની માફક ધારાવાહી જ્ઞાનને તે પ્રમાણ-

૧૨. પ્રમાણમીમાંસાઃ ૧. ૧. ૨. (ટીકા) तत्र निर्णयः संशयानध्यवसायाविकल्पकत्वरहितं ज्ञानम् । ततो निर्णयपदेनाज्ञानरूपस्येन्द्रियसन्निकर्षादेः ज्ञानरूपस्यापि संशयादेः प्रमाणत्वनिषेधः । × × × तेन सम्यग् योऽर्थनिर्णय इति विशेषणाद्विपर्ययनिरासः । ततोऽतिव्याप्त्यव्याप्त्यसंभवदोषविकलमिदं प्रमाणसामान्यलक्षणम् ॥

૧૩. સિદ્ધસેન દિવાકર : न्यायावतार १: प्रमाणं स्वपराभासि અથવા તો तत्त्वार्थश्लोकवार्तिक १. १०. ७७: स्वार्थव्यवसायात्मकं ज्ञानं प्रमाणम् । હેમચંદ્રાચાર્યના વિવેચન માટે પ્રમાણમીમાંસાઃ ૧. ૧. ૩. स्वनिर्णयः सन्नप्यलक्षणम्, अप्रमाणेऽपि भावात् ।

ભૂત માને છે. આપણને અમુક પદાર્થ ગ્રહણ કરવાની ઇચ્છા થાય; ત્યારે તે પદાર્થની સ્મૃતિ જાગ્રત થાય અને 'મારે જરૂરનો છે—તે આ પદાર્થ છે' એ પ્રતીતિ થાય છે અને એ પદાર્થને આપણે પછીથી ગ્રહણ કરીએ છીએ. આજ પ્રમાણે ધારાવાહી જ્ઞાન પણ પ્રમાણભૂતજ છે, પ્રથમ ક્ષણે ઇન્દ્રિયગ્રાહ્ય બનેલો ઘટ ત્રીજી ક્ષણે ગ્રહણ કરીએ ત્યારે એટલો જ પ્રમાણભૂત છે.

આ વિવેચન પછી સૂત્ર. ૫—૭ માં સંશય, અનધ્યવસાય (=પદાર્થનો અનિશ્ચય) અને વિપર્યય (=જે ન હોય તે તે વસ્તુમાં દેખવું તે: દા. ત. મોતીઆના રોગને લીધે આકાશમાં એક ચંદ્ર હોય છતાં પણ આપણે બે ચંદ્રને જોઇએ; ઝડપથી જતી હોડીમાંથી કિનારા ઉપરનાં સ્થિર વૃક્ષો તે ચાલતાં જોઇએ વગેરે) નું વિવેચન કરવામાં આવ્યું છે.

પ્રમાણનો નિશ્ચય સ્વતઃ તેમ જ પરતઃ થાય છે. દા. ત. તરસ્યો માણસ પાણી પી પોતાની તૃષા છીપાવે: તે સમયે જળના જ્ઞાનનું પ્રામાણ્ય સ્વતઃ થાય છે. શબ્દપ્રમાણ જેવાં અદૃષ્ટાર્થને સિદ્ધ કરતાં પ્રમાણ પરતઃ પ્રમાણ કહેવાય છે.

**૩. પ્રમાણવિભાગ** : જૈનન્યાય પ્રમાણના બે વિભાગ પાડે છે: પ્રત્યક્ષ અને પરોક્ષ. લોકાયતિકો પ્રત્યક્ષ વિના બીજા પ્રમાણને માનતા નથી.[૧૪] તેમના અભિપ્રાયનું આચાર્યશ્રી નિરાકરણ

૧૪. પ્રમાણમીમાંસા. ૧. ૧. ૧૧. **व्यवस्थान्यधीनिषेधानां सिद्धेः प्रत्यक्षेतरप्रमाणसिद्धेः ॥** અમુક વસ્તુના જ્ઞાનની પ્રમાણતા સિદ્ધ કરતાં સંશય, અનધ્યવસાય, વિપર્યય વગેરે અપ્રમાણભૂત જ્ઞાન દૂર કરવા સ્મૃતિ, અનુમાન વગેરે પરોક્ષ જ્ઞાનની જરૂર પડે છે.

કરે છે. કેવળ પ્રત્યક્ષપ્રમાણ ગ્રહણ કરવામાં આવે તો પ્રામાણ્ય અને અપ્રામાણ્યની વ્યવસ્થા ન થઈ શકે. વળી પારકાના ચિત્તના અભિપ્રાયો પ્રમાણ કે અપ્રમાણમાં લાવી ન શકાય; અને અતીન્દ્રિય પદાર્થો–જેવા કે પરલોક ઇત્યાદિ–નો નિષેધ પણ લોકાયતિકો ન કરી શકે માટે જ પરોક્ષ પ્રમાણની અનિવાર્યતા છે.

૪. **પ્રત્યક્ષપ્રમાણ**: પ્રત્યક્ષની વ્યાખ્યા આચાર્યશ્રીએ અન્ય નૈયાયિકોની વ્યાખ્યા કરતાં વધારે વ્યાપક બાંધી છે. 'અક્ષ' એટલે જીવ અને ઇન્દ્રિયો. તે બન્નેના આશ્રયે જે જ્ઞાન થાય તે પ્રત્યક્ષ જ્ઞાન. આગળ જોયું તેમ આચાર્યશ્રીએ પ્રમાણના બે ભાગ પાડ્યા છે: પ્રત્યક્ષ અને પરોક્ષ. કેટલાકનો અભિપ્રાય એમ છે કે પ્રત્યક્ષપ્રમાણ બધાં પ્રમાણોમાં શ્રેષ્ઠ છે; અને તેના ટેકામાં તેઓ એમ જણાવે છે કે અન્ય પ્રમાણોમાં મૂળગત પ્રત્યક્ષ પ્રમાણનોજ આશ્રય છે તેથી તે જ્યેષ્ઠ પ્રમાણ છે. આચાર્યશ્રી જણાવે છે કે, લિંગજ્ઞાન, આપ્તજનનો ઉપદેશ વગેરે પરોક્ષ પ્રમાણોથી 'વહ્નિ' વગેરેનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે; એટલે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે સરખાં જ ઉપયુક્ત છે.

પ્રત્યક્ષ પ્રમાણ એટલે વિશદપ્રમાણ. વિશદ એટલે અન્ય પ્રમાણોની અપેક્ષાના અભાવે થયેલું અથવા તો 'એ આ પદાર્થ છે' એવું સીધું દર્શન તે વિશદ જ્ઞાન કહેવાય. આ પ્રમાણે પ્રત્યક્ષનું

---

પ્રત્યક્ષથી થયેલા જ્ઞાનને બીજાના મનમાં ઠસાવવા માટે અનુમાનાદિની જરૂર પડે છે. ચાર્વાકો પરલોક જેવી અલૌકિક બાબતનો અસ્વીકાર કરે છે. આ અસ્વીકારને સિદ્ધ કરવા માટે પણ તેઓને અનુમાનનો આશ્રય લેવો પડે છે. આ રીતે ચાર્વાકો 'પ્રત્યક્ષ એ એક જ પ્રમાણ છે' એમ પ્રતિપાદન કરે છે તે ખોટું છે.

લક્ષણ બાંધ્યા પછી પ્રત્યક્ષના બે વિભાગ પાડવામાં આવ્યા છે મુખ્ય પ્રત્યક્ષ અને સાંવ્યવહારિક પ્રત્યક્ષ. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થતાં કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કેવલજ્ઞાની ઇન્દ્રિયાદિની સહાયતા વિના સકલ પદાર્થોને વ્યાપ્ત એવી શુદ્ધ ચેતના ધરાવે છે. આ શુદ્ધ ચેતના તે જ કેવલજ્ઞાન—અને એ કેવલજ્ઞાન તે મુખ્ય પ્રત્યક્ષ. કેવલજ્ઞાની પોતાની પ્રજ્ઞાના અતિશયને લીધે સર્વજ્ઞપણું પ્રાપ્ત કરે છે. કુમારિલનો અભિપ્રાય એવો છે કે મનુષ્ય તો આ પ્રકારનું સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરી શકે જ નહિ.[૧૫] હેમચન્દ્રાચાર્યે કુમારિલના આ સિદ્ધાન્ત ઉપર સખત આક્ષેપ કર્યો છે. કુમારિલ, મીમાંસક હોઈ વેદથી પર બીજું જ્ઞાન હોઇ શકે જ નહિ એ અભિપ્રાય ધરાવે છે. વેદેતરવાદીઓ આ અભિપ્રાયમાં સંમત ન હોય એ સ્વાભાવિક છે. મુખ્ય પ્રત્યક્ષ—એટલે કે, કેવલજ્ઞાનને કોઈ પણ પ્રકારનું જ્ઞાન બાધક નથી. અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાન એ કેવલજ્ઞાનથી અપૂર્ણ છે. તેમનો કેવલજ્ઞાન પછી મુખ્ય પ્રત્યક્ષમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

મુખ્ય પ્રત્યક્ષ પછી સાંવ્યવહારિક પ્રત્યક્ષનું વિવેચન હેમચન્દ્રાચાર્ય હાથ ઉપર ધરે છે. સાંવ્યવહારિક પ્રત્યક્ષનો જ અન્ય નૈયાયિકો સ્વીકાર કરે છે. એ બધાના અભિપ્રાયોનું બહુ દ્યોતકતાપૂર્વક વિવેચન આચાર્યશ્રીએ પોતાની વૃત્તિમાં કર્યું છે. સાંવ્યવહારિક પ્રત્યક્ષ ઇન્દ્રિય અને મનથી ગ્રહણ થાય છે. સ્પર્શન,

---

૧૫. કુમારિલ : શ્લોકવાર્તિક: તત્ત્વસમુચ્ચય: કારિકા. ૩૨૦૮:

अथापि वेददेहत्वाद् ब्रह्माविष्णुमहेश्वराः
काम भवन्तु सर्वज्ञाः सार्वज्ञ्यं मानुषस्य किम् ॥

રસન, ઘ્રાણ, ચક્ષુ, શ્રોત્ર,—જેમનાં અનુક્રમે, સ્પર્શ, રસ, ગન્ધ, રૂપ, શબ્દ એ લક્ષણો છે— એ ઇન્દ્રિયો છે. ઇન્દ્રિયોના બે વિભાગ છે : દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. દ્રવ્યેન્દ્રિય એટલે પુદ્દગલોનું બનેલું અમુક બાહ્ય આકારનું ઇન્દ્રિયનું સ્થાન. ભાવેન્દ્રિય એટલે પ્રત્યેક ઇન્દ્રિયની લબ્ધિ અને ઉપયોગ એ બે શક્તિઓ. દાખલા તરીકે, કાનની સાંભળવાની શક્તિ તે તેની લબ્ધિ કહેવાય અને તેનો શબ્દો સાંભળવા તરફ પ્રવૃત્તિ કરવાની શક્તિ તે ઉપયોગ કહેવાય. આ બે શક્તિઓ એ ભાવેન્દ્રિય.[૧૬] કાનનો સ્થૂલ શારીરિક ભાગ તે દ્રવ્યેન્દ્રિય કહેવાય. અન્ય નૈયાયિકો કરતાં આચાર્યશ્રીએ ઇન્દ્રિયો વિષે નવો જ અભિપ્રાય દર્શાવ્યો છે. જ્ઞાનનાં નિમિત્ત માત્ર પદાર્થ અને ઇન્દ્રિયદર્શન નથી એ ધ્યાનમાં રાખવાનું છે. દા. ત. મૃગજળના દર્શનમાં 'જળ' રૂપી પદાર્થનો અભાવ છે, છતાં પણ તે પ્રત્યક્ષસિદ્ધ થાય છે. યોગીઓ ભૂતકાળ તથા ભવિષ્યકાળના જ્ઞાનને દૃષ્ટિગોચર કરે છે : આ જ્ઞાન ઇન્દ્રિયોથી પરનું જ્ઞાનનું છે. આ રીતે પદાર્થનું અસ્તિત્વ અને ઇન્દ્રિય મારફતે તેનું દર્શન એ જ કેવળ પ્રત્યક્ષ માટે નિમિત્ત નથી.

**૫. પ્રત્યક્ષક્રમ :** ઇન્દ્રિય અને પદાર્થના સંનિકર્ષથી પ્રત્યક્ષોત્પત્તિ થાય છે. તેનો ક્રમ અવગ્રહ, ઇહા, અવાય, અને ધારણા આ પ્રમાણે છે. ઇન્દ્રિય અને અર્થનો યોગ થતાં અર્થનું ગ્રહણ માત્ર તે અવગ્રહ કહેવાય. પરંતુ તેથી અર્થનો સાચી રીતે નિર્ણય

૧૬. ઉમાસ્વાતિ: तत्त्वार्थसूत्र ૨. ૧૫-૨૧: पञ्चेन्द्रियाणि ॥१५॥ द्विविधानि ॥ ॥१६॥ निर्वृत्युपकरणे द्रव्येन्द्रियम् ॥१७॥ लब्ध्युपयोगौ भावेन्द्रियम् ॥१८॥ उपयोगः स्पर्शादिषु ॥१९॥ स्पर्शनरसनघ्राणचक्षुः-श्रोत्राणि ॥२०॥ स्पर्शरसगन्धवर्णशब्दास्तेषामर्थाः ॥ २१ ॥

થતો નથી. એટલે તરત જ ગ્રહણ કરેલા અર્થની વિશિષ્ટતા જાણુવા માટે આકાંક્ષા થાય છે. આ આકાંક્ષા તે ઈહા. વસ્તુની વિશિષ્ટતા જાણુવાની આ આકાંક્ષાથી તેનો નિર્ણય થાય તે 'અવાય' અને તે વિશિષ્ટતાઓ નક્કી થયા પછી, પૂર્વે આ વિશિષ્ટતાવાળો પદાર્થ અમુક હતો એવી સ્મૃતિથી પદાર્થનું જ્ઞાન નક્કી થાય એ ધારણા કહેવાય. બધાં દર્શનોમાં એક કે બીજા સ્વરૂપમાં થોડા કે બહુ પ્રમાણમાં જ્ઞાનવ્યાપારનો ક્રમ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ જૈનપરંપરામાં સંનિપાતરૂપ પ્રાથમિક ઇન્દ્રિયવ્યાપારથી આરંભી છેવટના ઇન્દ્રિયવ્યાપાર સુધીના વ્યાપારનું જે ઝીણવટભર્યું વિશ્લેષણ કર્યું છે તે બીજાં દર્શનોમાં દૃષ્ટિગોચર થતું નથી. આ બાબત આધુનિક માનસશાસ્ત્ર અને ઇન્દ્રિય વ્યાપારશાસ્ત્રના વૈજ્ઞાનિક અભ્યાસીઓ માટે મહત્ત્વની છે.[૧૭]

૬. **વસ્તુલક્ષણ** : ઇન્દ્રિયો વસ્તુ સાથે સંનિકર્ષમાં આવે છે. દ્રવ્ય અને પર્યાયથી યુક્ત પ્રત્યક્ષવિષય તે વસ્તુ. જૈનદર્શન અનૈકાંતિક છે. સાંખ્યો દ્રવ્ય ઉપર ભાર મૂકે છે; અને સાંસારિક વિષયોની પરીક્ષા કરી તેમને અધ્રુવ ઠરાવે છે—એટલે કે તેના અસ્તિત્વનો તે સ્વીકાર કરતા નથી. આ રીતે, દ્રવ્યની ઐકાંતિક દૃષ્ટિનો તેઓ સ્વીકાર કરે છે—અને તે ધ્રુવતાની દૃષ્ટિ. બૌદ્ધો પદાર્થને કેવળ પર્યાય-Change—ની દૃષ્ટિથી જુવે છે એટલે તેમને મન પદાર્થ જેવી વસ્તુ પારમાર્થિક દૃષ્ટિએ રહેતી જ

૧૭. ઉમાસ્વાતિ : तत्त्वार्थसूत्रः १. १५: अवग्रहेहावायधारणा ॥ આ સૂત્ર સાથે સરખાવો : હેમચંદ્રાચાર્ય : प्रमाणमीमांसा : १. १. २०. इन्द्रियमनोनिमित्तोऽवग्रहेहावायधारणात्मा सांव्यवहारिकम् ॥. પં. સુખલાલજી : પ્રમાણમીમાંસા : પ્રસ્તાવના : પા. ૨૯.

નથી. આ પણ ઐકાંતિક દૃષ્ટિ છે. જૈનદૃષ્ટિ વસ્તુને વસ્તુની જ દૃષ્ટિથી જોવાનો આગ્રહ રાખે છે; અને એ દૃષ્ટિ તે અનેકાંતિક જ હોય. તેમને અભિપ્રાયે સત્ એ કેવળ પર્યાય Change નથી કે કેવળ સ્થિર પદાર્થ 'Static Object' નથી. એમના અભિપ્રાયે વસ્તુ—અથવા સત્ તે દ્રવ્ય અને પર્યાયથી યુક્ત વિષય છે. આ પ્રમાણે જૈનદર્શન આપણી આગળ વસ્તુદર્શનનો નવો અને વ્યાપક વાદ રજુ કરે છે. તેમની વસ્તુ Dynamic Reality છે; સાંખ્યોની Static Reality નથી કે બૌદ્ધોનું કેવળ Dynamism નથી. વાચકશ્રી ઉમાસ્વાતિએ પણ ધ્રુવતા, ઉત્પાદ અને વ્યય એ જેનાં લક્ષણ છે તેને સત્ તરીકે જણાવ્યું છે.[૧૮]

જ્ઞાનથી—પ્રમાણની પ્રવૃત્તિથી—અજ્ઞાનનું નિવર્તન થાય છે. 'સ્વ' અને 'પર'ને પ્રકાશિત કરતો પ્રમાતા તે આત્મા છે.

---

૧૮. ઉમાસ્વાતિઃ तत्त्वार्थसूत्रः ૫. ૨૯: उत्पादव्ययध्रौव्ययुक्तं सत्।; હેમચંદ્રાચાર્યઃ પ્રમાણમીમાંસાઃ ૧. ૧. ૩૦. प्रमाणस्य विषयो द्रव्यपर्यायात्मकं वस्तु। 'पर्याय' શબ્દ સમજાવતાં ટીકામાં આચાર્યશ્રી જણાવે છેઃ परियन्त्युत्पादविज्ञानधर्माणो भवन्तीति पर्यायाः। આ રીતે 'પર્યાય' માં ઉત્પાદ અને વ્યયનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઉમાસ્વાતિઃ तत्त्वार्थसूत्रः ૫. ૨૯. ટીકામાં સંગ્રહશ્લોકમાં જણાવે છે :

सिद्धत्वेनोत्पादो व्ययोऽस्य संसारभावतो ज्ञेयः।
जीवत्वेन ध्रौव्य त्रितययुत सर्वमेव तु॥

હેમચંદ્રાચાર્યે वीतरागस्तुतिः પ્રકાશઃ ૮: માં આ લક્ષણની ચર્ચા બહુ સુંદર રીતે કરી છે. પછીના પ્રકરણમાં તેની ચર્ચા વિસ્તારથી કરવામાં આવી છે.

૭. **પરોક્ષપ્રમાણ :** 'પરોક્ષ' એટલે કે પ્રત્યક્ષપ્રમાણ સિવાયનાં બધાં ય પ્રમાણો. બધાં અવિશદ જ્ઞાનોનો સમાવેશ તેમણે પરોક્ષ પ્રમાણમાં કર્યો છે. પરોક્ષ પ્રમાણના પાંચ પ્રકાર ગણાવવામાં આવ્યા છે : સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, ઊહ, અનુમાન, અને આગમ. પૂર્વસંસ્કારનું ઉદ્‌બોધન થાય અને 'આ તે પદાર્થ' છે એવું જ્ઞાન થાય તે સ્મૃતિ. પ્રત્યભિજ્ઞાન એટલે પદાર્થની પીછાણ. પદાર્થના દર્શન અને સ્મરણથી 'આ તે જ પદાર્થ છે—તેના જેવો જ છે, તેનાથી વિલક્ષણ છે કે તેનાથી ઉલટો છે—એ પ્રકારનું જ્ઞાન તે પ્રત્યભિજ્ઞાન. 'ઊહ' એટલે વ્યાપ્તિનું જ્ઞાન : દા. ત. જ્યાં જ્યાં ધૂમ છે—ત્યાં ત્યાં અગ્નિ છે. આ પ્રકારનું જ્ઞાન તે ઊહ. ત્યાર પછી અનુમાનની ચર્ચા હાથ ધરવામાં આવી છે. અનુમાન એટલે સાધન મારફતે સાધ્યનું જ્ઞાન તે અનુમાન. અનુમાન બે પ્રકારનાં છે : સ્વાર્થ અને પરાર્થ. આચાર્યશ્રી ત્યાર પછી સ્વાર્થ–અનુમાનનું વિવેચન પ્રથમાધ્યાયના બીજા આહ્નિકની સમાપ્તિ સુધી કરે છે.

૮. **પરાર્થાનુમાન અને હેત્વાભાસ** : દ્વિતીયાધ્યાયમાં પરાર્થાનુમાનનું આચાર્યશ્રી વિવેચન કરે છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય, નિગમન વગેરે પરાર્થાનુમાનના પાંચ અવયવોનુ વિવેચન કરવામાં આવ્યું છે. ત્યાર પછી ત્રણ હેત્વાભાસ (Fallacies) : અસિદ્ધ, વિરુદ્ધ અને અનૈકાન્તિકનું વિવેચન કરવામાં આવ્યું છે. ગૌતમનાં ન્યાયસૂત્રમાં બે બીજા હેત્વાભાસો જણાવવામાં આવ્યા છે : પ્રકરણસમ અને કાલાતીત; પરંતુ પક્ષદોષમાં કાલાતીતનો સમાવેશ થાય છે; અને પ્રકરણસમ સંભવતો નથી; એટલે હેમચંદ્રાચાર્યે હેત્વાભાસોની ત્રણની સંખ્યાજ અભિ-

મત રાખી છે.[૧૯]

ત્યાર પછી દૃષ્ટાન્તાભાસનું વિવેચન આચાર્યશ્રી હાથ ધરે છે. સાધર્મ્યના આઠ દૃષ્ટાન્તાભાસ અને વૈધર્મ્યના આઠ દૃષ્ટાન્તાભાસ—એમ કરીને સોળ દૃષ્ટાન્તાભાસ જણાવવામાં આવ્યા છે અને પછીનાં કેટલાક સૂત્રોનું તેમાં વિવેચન કરવામાં આવ્યું છે.

વાદશાસ્ત્ર—Dialectics—નું તે સમયે તર્કશાસ્ત્રની સાથે જ સ્થાન હતું. ન્યાયસૂત્રમાં એક સ્થળે જણાવવામાં આવ્યું છે કે તત્ત્વના નિશ્ચયના રક્ષણ માટે જલ્પ અને વિતંડાનું સ્થાન છે. જેમ નાના બીજમાંથી ઊગેલા છોડના સંરક્ષણ માટે કાંટાવાળી શાખાઓની ચારે બાજુ ફરતી વાડ હોય છે, તે રીતે આ પ્રકારના વાદછલની આવશ્યકતા છે.[૨૦] હેમચંદ્રાચાર્ય પણ વાદની આવશ્યક્તા તત્ત્વસંરક્ષણના હેતુમાંજ જુએ છે. જલ્પ, જાતિ, વિતંડા, છલ વગેરેનો ઉપયોગ વાદમાં કરવામાં આવે છે. વાદનો દ્વિવિધ ઉપયોગ છેઃ તત્ત્વનિરૂપણ કરવા માટે તથા પ્રતિસ્પર્ધી ઉપર જીત પ્રાપ્ત કરવા માટે. બીજા હેતુ માટે જલ્પ વગેરેનો ઉપયોગ કરવામાં આવે છે. પરપક્ષને દૂષિત કરવામાં જ જલ્પનો ઉપયોગ રહેલો છે; એમાં સ્વપક્ષની સ્થાપના કરવામાં આવતી નથી. વિતંડામાં તો પક્ષ જેવી વાત જ હોતી નથી; પારકાના પક્ષમાં દોષ

૧૯. પ્રમાણમીમાંસાઃ ૨. ૧. ૧૬. વૃત્તિ.

૨૦. ગૌતમઃ ન્યાયસૂત્રઃ ૪. ૨. ૫૦. तत्त्वाध्यवसायसंरक्षणार्थं जल्पवितण्डे बीजप्ररोहसंरक्षणार्थं कटकशाखापरिचरणवत् ।; હેમચંદ્રાચાર્યઃ પ્રમાણમીમાંસાઃ ૨. ૧. ૩૦ तत्त्वसंरक्षणार्थं प्राश्निकादिसमक्ष साधनदूषणवदनं वादः ॥

કાઢવો એ એકજ માત્ર વિતંડાનો હેતુ હોય છે. છલ એટલે અમુક અભિપ્રાયથી વપરાયેલા શબ્દને બીજાજ અર્થમાં ગોઠવી દૂષણ કાઢવું તે છલ કહેવાય છે. ખોટો ઉત્તર તે જાતિ. નિગ્રહસ્થાનો એટલે વાદની અંદર સ્ખલનાનાં સ્થાનો. એમાં સપડાતાં વાદી પરાજય પ્રાપ્ત કરે છે ન્યાયસૂત્ર બાવીશપ્રકારનાં આવાં સ્થાનો બતાવે છે. હેમચંદ્રાચાર્ય પણ ટીકામાં આ પ્રમાણે બાવીસ સ્થાનોનું નિરૂપણ અને તેમની ચર્ચા કરે છે. આ પ્રકારની ચર્ચાઓમાં પ્રમાણમીમાંસાના બીજા અધ્યાયના પ્રથમ આહ્નિકનાં ૩૪ સૂત્રો ટીકા સહિત પરીપૂર્ણ થાય છે.

પ્રમાણમીમાંસા ગ્રંથ અધુરો મળે છે; બાકીના ગ્રંથમાં—એટલે કે બીજા બાકી રહેલા ત્રણ અધ્યાય અને બીજા અધ્યાયના દ્વિતીય આહ્નિકમાં—હેમચંદ્રાચાર્યે શી વિવેચના કરી હશે તે માત્ર કલ્પનાનોજ વિષય રહે છે. એક વિદ્વાને વિધાન કર્યું છે કે પ્રમાણમીમાંસાનો સમસ્ત ગ્રંથ કદાચ જેસલમેર ભંડારમાં પ્રાપ્ત થાય;[21] પરંતુ પં. સુખલાલજી જેવા વિદ્વાન સંશોધક અને નૈયાયિકે આ બાબતનો ઉલ્લેખ કર્યો નથી એટલે પ્રમાણમીમાંસાનો સમસ્ત ગ્રંથ પ્રાપ્ત થવો અશક્ય નહિ પણ મુશ્કેલ તો છે જ. પ્રમાણમીમાંસાની ચર્ચા એકાદ સ્થાન સિવાય બહુ સૌમ્ય રીતે આચાર્યશ્રીએ કરેલી છે.

પ્રમાણમીમાંસાની યોજના નીચે પ્રમાણે છેઃ

૨૧. પ્રસ્થાનઃ વૈશાખઃ ૧૯૯૫. પાન. ૫૩; શ્રી. મોતીચંદ ગિરધરલાલ કાપડીઆનો લેખ " હેમચંદ્રાચાર્યની કૃતિઓ. "

| અધ્યાય | આહ્નિક | સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| ૧ | ૧ | ૪૨ | વિષયપ્રવેશ; પ્રમાણ લક્ષણ; પ્રમાણ વિભાગ; પ્રત્યક્ષનું લક્ષણ; ઇન્દ્રિયજ્ઞાન વ્યાપાર; દ્રવ્યપર્યાયાત્મક વસ્તુ; પ્રમાણફલ અજ્ઞાનની નિવૃત્તિ તે; પ્રમાતાનું લક્ષણ: અને પ્રમાતા સ્વ અને પર વસ્તુનો પ્રકાશક. |
| ૧ | ૨ | ૨૩ | પરોક્ષલક્ષણ; પરોક્ષના વિભાગ: સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, ઉહ, અનુમાન, તથા વ્યાપ્તિનું નિરૂપણ; અનુમાનનું લક્ષણ; અનુમાનના સ્વાર્થ અને પરાર્થ એ બે ભેદ સ્વાર્થાનુમાનનું લક્ષણ; સાધ્યનું લક્ષણ; દૃષ્ટાંતનું અનુમાનના અંગ તરીકે સ્થાન ન હોવા |

| અધ્યાય | આહ્નિક | સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| | | | છતાં પણ તેની અનુમાનમાં ઉપયુક્તતા; દૃષ્ટાંતના વિભાગ : સાધાર્મ્યદૃષ્ટાંત તથા વૈધર્મ્યદૃષ્ટાંત. |
| ૨ | ૧ | ૩૪ | પરાર્થાનુમાનનું લક્ષણ; તેના પાંચ અવયવોની ચર્ચા, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ અવયવોનાં લક્ષણ : હેત્વાભાસનું વિવેચન : તેના ત્રણ વિભાગ : અસિદ્ધ; વિરૂદ્ધ અને અનૈકાન્તિક : દૃષ્ટાંતાભાસની ચર્ચા; આઠ પ્રકારના સાધર્મ્ય દૃષ્ટાંતાભાસ; અને આઠ પ્રકારના વૈધર્મ્ય દૃષ્ટાંતાભાસ : દૂષણનું લક્ષણ : દૂષણાભાસમાં |

| અધ્યાય | આહ્નિક | સૂત્રસંખ્યા | વિષય |
|---|---|---|---|
| | | | જાતિ, છલ વગેરેનો સમાવેશ : અને તેનાં લક્ષણ : વાદનું લક્ષણ : જલ્પ, વિતંડા વિગેરેનાં લક્ષણ અને તેમનું વાદમાં સ્થાન. જયનું અને પરાજયનું લક્ષણ નિગ્રહસ્થાનોનું નિરૂ- |
| કુલ સૂત્ર | સંખ્યા | ૯૯ | પણ વગેરે. |

પં. સુખલાલજીએ હેમચંદ્રાચાર્યની પ્રમાણમીમાંસાનું અનુપમ સંપાદન કર્યું છે.[૨૨] શ્રી. જિનવિજયજી સંચાલિત સિંઘી ગ્રંથમાલામાં આ ગ્રંથ પ્રકાશિત કરવામાં આવ્યો છે. પ્રમાણમીમાંસાનું તલસ્પર્શી અધ્યયન કરવા માટે આના જેવી આવૃત્તિની કોઈ જોડ મળે તેવી નથી; તેનાં ટિપ્પણોમાં જૈનન્યાયના સિદ્ધાંતના વિભાગ અને ઉપવિભાગોનું ઐતિહાસિક અને તાત્ત્વિક દૃષ્ટિએ અનન્ય અને બહુશ્રુતતાથી ભરપૂર નિરૂપણ કરવામાં આવ્યું છે.

બૌદ્ધન્યાય, ગૌતમના ન્યાયસૂત્રથી આરંભાતું વૈદિક ન્યાયશાસ્ત્ર, વેદાંતદર્શન તથા સમસ્ત આર્યાવર્તની પ્રાચીન તત્ત્વજ્ઞાન પ્રણાલિકાઓ સાથે યોજીને, જૈનન્યાય અને જૈનદર્શનની સરખામણી, નિરૂપણ, વિભેદ વગેરેની ચર્ચા અત્યંત સૂક્ષ્મ રીતે તે વિદ્વાન સંપાદકે કરી છે. પ્રમાણમીમાંસાનો ઉંડો અભ્યાસ કરવા

૨૨ સિંઘીજૈન ગ્રંથમાલા: નં. ૯. સને. ૧૯૩૯

ઇચ્છતા જિજ્ઞાસુએ પં. સુખલાલજી સંપાદિત પ્રમાણમીમાંસાનું પરિશીલન કરવું ઘટે છે.

પ્રમાણમીમાંસામાં આચાર્યશ્રીએ કરાવેલા તત્ત્વદર્શનને તેમણે અનેક સ્થળે, તેમની મહાવીરસ્તુતિદ્વાત્રિંશિકાઓમાં, ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિતનાં અનેક સ્થાનોમાં, તથા વીતરાગસ્તુતિમાં નિરૂપણ કરેલું છે. શ્રીહેમચંદ્રાચાર્ય અનેક વિદ્યાઓના વારિ-નિધિ હતા; અને તેમની દૃષ્ટિ બહુજ સૂક્ષ્મ અને વેધક હતી. પ્રમાણમીમાંસામાં જ્યાં જ્યાં તેમણે પુરોગામી આચાર્યોનાં વિધા-નોમાં સુધારો વધારો કરેલો છે ત્યાં એમની વેધક દૃષ્ટિનો અભ્યાસ-કને સાશ્ચર્ય પરિચય થાય છે. જ્યાં એમને પુરોગામી આચાર્યો સાથે સંમતિ છે, ત્યાં પુરોગામી આચાર્યોના વચનોમાં બહુ ફેર-ફાર કરી નાખવાની તેમની લેખનપ્રણાલી નથી. પ્રમાણમીમાંસાનો ગ્રંથ સરળ, સીધી અને સચોટ શૈલીમાં લખવામાં આવ્યો છે. અને અનુશાસન તરીકે બીજાં અનુશાસનની હરોળમાં તેનું સ્થાન એટલુંજ સુનિશ્ચિત છે.

૧૧

# હેમચંદ્રાચાર્યવિરચિત સ્તવનો

Humanity at large is not content with emotional experience alone. However complete and apparently satisfying it has always demanded an intellectual formulation of the reality with which it is in contact, as well as emotional experience of it, and so far as we can judge, it will always continue to do so.

Julian Huxley.[1]

કેવળ લાગણીનો ઉદ્રેક ધર્મ નથી;—કોઇક તર્કને અગમ્ય એવાં ઉંડાણમાં ધર્મનાં બીજ વસેલાં છે; પરંતુ તેનો આવિષ્કાર સામાન્ય જનતાની બૌદ્ધિક વિવેકશક્તિને તર્ક મારફતે કરાવી શકાય તો જ ધર્મની પ્રતિષ્ઠા દૃઢ બને છે. કેવળ લાગણીપ્રધાન

---

૧. Prof. Julian Huxley: Essays of a Biologist P. 288 'Religion and Science' એ નામના નિબંધમાં (Phoenix Library Ed.)

શબ્દોની અસર લાંબી ટકતી નથી. આથીજ આપણા પ્રત્યેક સંપ્રદાયની પાછળ પરમાત્મા, જીવ અને જગતના સંબંધોને સમજાવતું દાર્શનિક સિદ્ધાંતોનું મંડળ હોય છે. આ પ્રમાણે આધ્યાત્મિક અનુભવ અને બુદ્ધિગમ્ય દાર્શનિક પ્રણાલિકા સત્યદર્શનને સુદૃઢ બનાવે છે.

પ્રો. બ્રેડલી નામે વિખ્યાત અંગ્રેજ તત્ત્વજ્ઞ જણાવે છે:

"There is such a thing as intemperence in regard to religious emotion; a gloating over it, a luxury of remorse, and a gluttony in the sense of salvation. To dwell on any emotion which does not lead straight to action tends to morbidity, and much intense religious feeling is morbid. Few things are more disgusting than religious sentimentality, and a few more dreadful than religious mania and melancholy. Emotion, as we saw, is a form in which religion is most personally felt. What I feel is emphatically mine. That is its strength, and also its danger. For what is merely felt is merely mine, and to live for the sake of a religious feeling is in the end one way of living for oneself".[૨]

ધાર્મિક લાગણીના ઉદ્રેક જેવી કોઇક વસ્તુ છે અને તેમાં

૨. Prof. A. C. Bradley: Ideals of Religion. P. 159

જ ઘેલા બની જવું, ઉન્મત્ત બની જવું એના જેવી ઘૃણાજનક બીજી કોઈ વસ્તુ નથી. પોતાની ચેતનશક્તિનાં ઊંડાણોને એકવાર તો લાગણી સારડાની માફક ભેદી શકે: પરંતુ છેવટને ભાગે લાગણી વૈયક્તિક રહે છે. તેનાથી સામુદાયિક પ્રત્યય કરાવી શકાતો નથી. વળી વૈયક્તિક અનુભવને કસોટીએ ચઢાવી શકવા લાગણી સમર્થ નથી. આમાં જ કેવળ ધાર્મિક લાગણીનું પરિબલ તેમ જ ભયસ્થાન રહેલું છે. એકવાર આધ્યાત્મિક અનુભવ સિદ્ધ થયા પછી, તે અનુભવને આવરી રહેલાં, તેનાં બાધક અને રોધક સર્વવ્યાપી તત્ત્વોને બૌદ્ધિક દૃષ્ટિથી દૂર કરી અનુભવની યથાર્થતા અને તેનાં પોષક બળોનો આવિર્ભાવ કરવો કરવો જોઇએ. પોતાની શુદ્ધ અને અનાગ્રહી વિવેકશક્તિથી જે સિદ્ધાંત માનસને યુક્તિપુરઃસર લાગે છે તેનો જ સ્વીકાર સામાન્ય રીતે મનુષ્ય કરે તેમાં તેની ચેતનાશક્તિની સમતુલા જળવાઈ રહે છે. પહેલાં એક સ્થળે ટાંકેલા શ્રી હરિભદ્રસૂરિના શબ્દો પુનઃ ટાંકવાનું મન થઇ આવે છે:

"મારો મહાવીર પ્રત્યે પક્ષપાત નથી કે કપિલ વગેરે પ્રત્યે દ્વેષ નથી: જેનું વચન યુક્તિપુરઃસર હોય તેનોજ સ્વીકાર કરવો જોઇએ."

આમ ધર્મનાં મૂળગત તત્ત્વોમાં ભક્તિભીની શ્રદ્ધા તેમજ વિવેકથી તેજસ્વી બનેલો બૌદ્ધિક પ્રત્યય એ બે મહત્ત્વના પાયા છે. એક વિદ્વાન કહે છે તે પ્રમાણે: "When we have discovered its ( religion's ) real bases, and subordinated its impulsive promptings to the control of reason and of the new, higher

values in which reason must always share, then it becomes an instrument for helping in the conquest of the new regions which lie open to man as individual and as species."[3]

હેમચંદ્રાચાર્યનાં સ્તવનોમાં બન્નેય પ્રકારની ધર્મની શક્તિઓ વ્યક્ત થાય છે. તેમનો આધ્યાત્મિક અનુભવ તેમને સિદ્ધાન્ત માટે વૈયક્તિક દૃઢતા અને અપૂર્વ શ્રદ્ધા આપે છે; અને તે આધ્યાત્મિક અનુભવને વ્યાપી રહેલાં સાધક બાધક બળોને તેમની બૌદ્ધિક વિચારશક્તિ વ્યવસ્થિત કરી દે છે અને આધ્યાત્મિક અનુભવની સત્યતા સિદ્ધ કરી દે છે. તેમનાં સ્તવનોમાં આપણે કેવળ લાગણીનો ઉદ્રેક જોતા નથી; પરંતુ ઉત્કટ લાગણી સાથેજ જ્ઞાનીને છાજતો સંયમ બન્નેય સુમિશ્રિત થયેલાં આપણી નજરે ચઢે છે. આચાર્યશ્રી આનંદશંકરભાઇ ધ્રુવ 'અન્યયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા' નામે હેમચંદ્રાચાર્યના એક સ્તવનની સમીક્ષા કરતાં જણાવે છે: "The former (i. e., Anyayogavyavachchheda—Dvatrims'ika) is a genuine devotional lyric, pulsating with reverence for the master, and is at the same time a review of some of the tenets of the rival schools on which the Jain sees reason to differ. Devotion and thought are happily blended together in one whole and are

3. Prof. Julian Huxley: Essays of a Biologist. P. 290.

expressed in such noble and dignified language that it deserves to rank as a piece of literature than that of philosophy.".[૪] આ મૂલ્યાંકન હેમચંદ્રાચાર્યનાં બધાંય મુખ્ય સ્તવનો જેવાં કે વીતરાગ સ્તુતિઓ, અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા, મહાદેવસ્તોત્ર વગેરેને લાગુ પડે છે.

હેમચંદ્રાચાર્યે પોતાની શ્રદ્ધા ઉપર ઘણે સ્થળે ભાર મૂકયો છેઃ વીતરાગસ્તુતિના પ્રથમ પ્રકાશમાં તે જણાવે છેઃ

" પશુમાં પણ ક્ષુદ્ર પશુ જેવો હું કયાં; અને વીતરાગની સ્તુતિ ક્યાં? આથી જ હું પગે અરણ્ય ઓળંગવા ઇચ્છતા લંગડા માણસ જેવો છું.

" છતાં શ્રદ્ધાથી ગાંડો બનેલો હું લથડી પડું તો પણ હું ઠપકા માટે યોગ્ય નથી, કારણ કે શ્રદ્ધાળુનો અસંબદ્ધ વાણીવિસ્તાર પણ દીપી ઊઠે છે."[૫]

તે જ પ્રમાણે ' અયોગવ્યવચ્છેદિકાદ્વાત્રિંશકા 'માં આચાર્યશ્રી જણાવે છે :

---

૪. Dr. A. B. Dhruva: Syadvada-Manjari (B. S. S.): Introduction: P. 24

૫. વીતરાગસ્તુતિ. પ્રથમ પ્રકાશઃ શ્લો. ૭. ૮.

क्वाहं पशोरपि पशुर्वीतरागस्तवः क्व च ।
उत्तितीर्षुरण्यानीं पद्भ्यां पङ्गुरिवास्म्यहम् ॥

तथापि श्रद्धामुग्धोऽहं नोपालभ्यः स्खलन्नपि ।
विशृंखलाऽपि वाग्वृत्तिः श्रद्दधानस्य शोभते ॥

"તારી સ્તુતિ કરવામાં યોગીઓની પણ કયાં અશક્તિ નથી? પરંતુ મારો પણ તારા ગુણો તરફનો પ્રેમ ડગે તેવો નથી; આ પ્રમાણે નિશ્ચય કરીને તારી સ્તુતિને વદતો આ માનવી, મૂર્ખ હોવા છતાં પણ અપરાધ કરતો નથી."[૬]

એજ સ્તોત્રમાં છેવટે તેઓ કહે છે:

"કોમળ બુદ્ધિવાળો પુરુષ આ સ્તોત્રને શ્રદ્ધાથી બનાવેલું સમજે! વિવાદમાં રસ લેનાર બીજા દેવોની નિંદા કરવાને માટે રચાયેલુ આ સ્તોત્રને માને! હે જિનવર, રાગદ્વેષથી પર બનેલા, તથા સાચા ખોટાની પરીક્ષા કરવા માટે જેમની બુદ્ધિ યોગ્ય છે, તેમને તત્ત્વનું દર્શન કરાવનાર આ સ્તોત્ર સ્તુતિરૂપી ધર્મ-ચિંતનમાં કારણ છે."[૭]

ઉપરનાં ટાંચણો ઉપરથી હેમચન્દ્રાચાર્યનાં સ્તોત્રોની પાછળ રહેલું ચિત્તતત્ત્વ વ્યક્ત થાય છે. પોતાને તો મહાવીર અને તેમણે પ્રતિપાદન કરેલા તત્ત્વનો પૂરેપૂરો નિશ્ચય છે. એ નિશ્ચય કેવળ શ્રદ્ધાથી નહિ પણ મહાવીરના તત્ત્વજ્ઞાનની ઊંડી સમ-

૬. અયોગ. દ્વા. શ્લોક. ૨.

स्तुतावशक्तिस्तव योगिनां न किं गुणानुरागस्तु ममापि निश्चलः
इदं विनिश्चित्य तव स्तवं वदन् न बालिशोऽप्येष जनोऽपराध्यति ॥

૭. અયોગ. વ્ય. દ્વા. શ્લો. ૩૨.

इदं श्रद्धामात्रं तदथ परनिन्दां मृदुधियो,
विगाहन्तां, हन्त, प्रकृतिपरवादव्यसनिनः ।
अरक्तद्विष्टानां, जिनवर, परीक्षाक्षमधिया-
मयं तत्त्वालोकः स्तुतिमयमुपाधिं विधृतवान् ॥

જના આધારથી પણ વજ્રસમાન દઢ બનેલો છે. છતાં ય શ્રદ્ધા અને પ્રેમ એ જ આ સ્તોત્રોનાં આ પ્રેરકબળ છે. તર્ક અને સિદ્ધાંતપ્રતિપાદન એ તો બહારના સત્યજિજ્ઞાસુઓ માટે રજુ કરવામાં આવેલાં છે. સત્યજિજ્ઞાસુઓને સારી રીતે પ્રતીતિ થાય તેટલા માટે જ આચાર્યશ્રી જણાવે છે કે :

"હે વીર, કેવળ શ્રદ્ધાથી તારા પ્રત્યે પક્ષપાત નથી કે કેવળ દ્વેષને લીધે પરસંપ્રદાયી પ્રત્યે અરુચિ નથી; યોગ્ય રીતે આપ્તત્વની પરીક્ષા કર્યા પછી જ સર્વશક્તિમાન એવા તમારો આશ્રય લીધો છે."[૮]

"પોતાની જ ડોક ઉપર કઠણ કુહાડી નાખતા શત્રુઓ જેમ ફાવે તેમ ભલે બોલો; પરંતુ હે વીતરાગ, વિદ્વાનોનું મન કેવળ પ્રેમથી જ તારા ઉપર લાગેલું નથી!"[૯]

ઉપરનાં ટાંચણોમાં આચાર્યશ્રી સત્યશોધકોને જણાવે છે કે ઊંડા મનન તથા તર્કની કસોટીએ જિનદર્શનને કસ્યા પછી જ તેમણે તેનો સ્વીકાર કર્યો છે. એ જ પ્રમાણે સાધકોએ કરવું એ જાતની તેમની પ્રેરણા છે.

હેમચંદ્રાચાર્યનાં સ્તવનોની પ્રૌઢી અને અપૂર્વતા તેમના

૮. અયોગ. વ્ય. દ્વા. શ્લો. ૨૯.

न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु
यथावदाप्तत्वपरीक्षया तु, त्वामेव वीर प्रभुमाश्रिताः स्मः ॥

૯. અયોગ. વ્ય. દ્વા. શ્લો. ૨૬.

स्वकण्ठपीठे कठिनं कुठारं परे किरन्तः प्रलपन्तु किंचित्
मनीषिणां तु त्वयि वीतराग न रागमात्रेण मनोऽनुरक्तम् ॥

સમયથી જ વિદ્વન્માન્ય થયાં છે. "ટીકાકાર તરીકે અજોડ કૌશલ્ય ધરાવનાર સમર્થ આચાર્યશ્રી મલયગિરિએ તો આવશ્યકસૂત્રની વૃત્તિમાં तथा च आहुः स्तुतिषु गुरवः એ પ્રમાણે લખી ભગવાન શ્રીહેમચંદ્રકૃત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાંના શ્લોકનો ઉલ્લેખ કર્યો છે, અને એ રીતે ભગવાન હેમચંદ્રને પોતાના ગુરુસ્થાનમાં માની લીધેલા છે."[૧૦] મલયગિરિ હેમાચાર્યની સ્તુતિઓમાંથી ટાંચણ આપવા પ્રેરાય છે અને એ ટાંચણ કરતાં હેમાચાર્યનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરે છે. તે બતાવી આપે છે કે તેમની સ્તુતિઓનો પ્રભાવ જિનશાસનના અલંકારરૂપ આચાર્યો ઉપર કેટલો બધો હોવો જોઈએ. તેજ પ્રમાણે વીતરાગસ્તુતિ સંબંધી અજયપાલનો મંત્રી યશઃપાલ 'મોહરાજપરાજય' નામે પોતાના નાટકમાં જણાવે છે:

पुरुषः – इमाश्च वीतरागस्तुतिसंज्ञा विंशतिर्दिव्यगुलिकाः । आभिर्मुखमलङ्कृत्य स्थिताभिः पुरुषः परेषामदृश्यो भवति ।

(इति वज्रकवचं दिव्यगुलिकाश्चोपनयति)[૧૧]

આ પ્રમાણે યશઃપાલ વીતરાગસ્તુતિઓના વીશ પ્રકાશોને દિવ્ય ગોળીઓ સાથે સરખાવે છે. હેમાચાર્યે જાતે પણ અર્હતની

---

૧૦ મુનિશ્રી પુણ્યવિજયજી 'સ્યાદ્વાદવિજ્ઞાનમૂર્તિ કલિકાલ-સર્વજ્ઞ ભગવાન શ્રીહેમચંદ્રાચાર્ય' શ્રીહેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર ઉદ્‌ઘાટનસમારંભપૂર્તિ (જૈનજ્યોતિ તા. ૧૫. એપ્રિલ. ૧૯૩૯. પા. ૪.)

૧૧. यशःपाल – मोहराजपराजय (G. O. S. IX) અંક. ૫. પાન. ૧૨૩.

૧૫

સર્વજ્ઞતાનો સિદ્ધાંત પ્રતિપાદન કરતાં અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાંથી ત્રણ શ્લોકો ટાંક્યા છે :

इति दिशा प्रमाणसिद्धं स्याद्वादं प्रतिपादयन्नागमोऽर्हतः सर्वज्ञतामपि प्रतिपादयति, यदस्तुम,

यदीयसम्यक्त्वबलात्प्रतीमो भवादृशानां परमात्मभावम् ।
कुवासनापाशविनाशनाय नमोऽस्तु तस्मै तव शासनाय ॥

તેજ પ્રસ્તાવમાં કુમારિલે કરેલા અર્હતના સર્વજ્ઞત્વ ઉપરના આક્ષેપનો જવાબ આપતાં તે કહે છે:

किं च, अनवरतवनिताङ्गसभोगदुर्ललितवृत्तीनां विविधहेतिसमूहधारिणामक्षमालाद्यायत्तमनःसंयमानां रागद्वेषमोहकलुषितानां ब्रह्मादीनां सर्ववित्त्वसाम्राज्यम् । यदवदाम स्तुतौ,

मदेन मानेन मनोभवेन क्रोधेन लोभेन ससम्मदेन
पराजितानां प्रसभ सुराणां वृथैव साम्राज्यरुजा परेषाम् ॥

અને વળી,

अथापि रागादिदोषकालुष्यविरहिताः सततज्ञानानन्दमयमूर्तयो ब्रह्मादयः, तर्हि तादृशेषु तेषु न विप्रतिपद्यामहे,

यत्र तत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया यया तया
वीतदोषकलुषः स चेद्भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥[१२]

ઉપરનાં લાંબાં અવતરણો એટલા ખાતર જ ટાંકવામાં આવ્યાં છે કે હેમાચાર્યે જાતે જ પ્રમાણમીમાંસા જેવા ગ્રંથમાં આધાર

---

૧૨. હેમચંદ્રાચાર્ય: પ્રમાણમીમાંસા: ૧. ૧. ૧૬. ઉપર ટીકા પાન. ૧૩–૧૪.

તરીકે ટાંકી તે સ્તુતિઓનું તત્ત્વપ્રતિપાદનની દૃષ્ટિએ ગૌરવ બતાવ્યું છે. યોગશાસ્ત્રવૃત્તિમાં પણ આ બે દ્વાત્રિંશિકાઓના શ્લોકો ટાંકેલા મળે છે.[13] તે ઉપરાંત પ્રભાવકચરિતમાં, સોમનાથની સ્તુતિ હેમચંદ્રાચાર્ય કરે છે તે પ્રસંગના આલેખનમાં આચાર્ય હેમચંદ્રના મુખમાં અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાનો શ્લોક : ૩૧ : મૂકેલો છે.

यत्र यत्र समये यथा तथा योऽसि सोऽस्यभिधया तया यया
वीतदोषकलुषः स चेद्भवानेक एव भगवन्नमोऽस्तु ते ॥[14]

ઉપર્યુક્ત પ્રસંગે પ્રબંધચિંતામણિકાર મેરુતુંગ ઉપરનો શ્લોક પણ હેમાચાર્યના મુખમાં મૂકે છે એટલું જ નહિ પણ તેની સાથે 'મહાદેવસ્તોત્ર'નો છેલ્લો શ્લોક ઉમેરે છે:

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य
ब्रह्मा वा विष्णुर्वा महेश्वरो वा नमस्तस्मै ॥[15]

આ ઉપરાંત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકાની મહત્તા મલ્લિષેણે લખેલી સ્યાદ્વાદમંજરી નામે જિનસિદ્ધાંતને સુંદર રીતે સમજાવી અન્યસિદ્ધાંતોનો પ્રતિવાદ કરતી ટીકાથી વધારે સ્પષ્ટ બની છે. મલ્લિષેણ પોતાની ટીકાની પ્રશસ્તિમાં લખે છે:

" પ્રામાણિક સંપ્રદાયને અનુસરનારા જે લોકોનો, ઉજ્જ્વલ

૧૩. હેમચંદ્રાચાર્ય: યોગશાસ્ત્ર (બિબ્લિઓથેકા ઈન્ડીકા સીરીઝ) પા. ૧૬૯, ૧૮૯, ૫૮૮ ઉપર અયોગ. દ્વાત્રિંશિકામાંથી ટાંચણ આપે છે: પા. ૧૭૪, ૬૧૬ ઉપર વીતરાગસ્તોત્રમાંથી અવતરણ આપે છે.

૧૪. ચન્દ્રપ્રભસૂરિ: પ્રભાવકચરિતઃ હેમચંદ્રસૂરિપ્રબંધઃ શ્લો. ૩૪૭. પૃ. ૩૧૭.

૧૫. મેરુતુંગ: પ્રબંધચિંતામણિઃ ચતુર્થ પ્રકાશઃ પાન. ૧૮૫.

કારણોરૂપી શસ્ત્રોથી સુંદર, હેમચન્દ્રાચાર્યની સ્તુતિમાંથી ઉત્પન્ન થતા અર્થરૂપી સમર્થ મિત્ર વિદ્યમાન છે, એ લોકો દુર્નયરૂપી લુંટારાઓથી ડરતા નથી અને વિના પ્રયત્ને મોક્ષના સુખને દેનારા જિનાગમના નગરને પ્રાપ્ત કરે છે."[૧૬]

ઉપર દર્શાવેલા બધા ઉલ્લેખો બતાવી આપે છે કે હેમચંદ્રાચાર્યે રચેલાં સ્તવનોનાં ગૌરવ અને પ્રૌઢી વિદ્વાનોએ વખાણ્યાં છે.

હેમચંદ્રાચાર્યની દ્વાત્રિંશિકાઓની પરંપરા કયી? આવી દાર્શનિક પ્રૌઢીમાં સ્તુતિ કરવાની શૈલીનો ઉગમ ક્યાં? આ પ્રશ્નોનો ઉત્તર અહીં પ્રસ્તુત છે. હેમચંદ્રાચાર્યના પોતાના શબ્દો અહીં સહાયક છે. તેમણે એક સ્થળે જણાવ્યું છે:

"ક્યાં ગંભીર અર્થવાળી સિદ્ધસેન દિવાકરની સ્તુતિઓ અને ક્યાં આ અભણના પ્રલાપની કળા! તો પણ યૂથપતિ–ગજરાજના માર્ગે જતું હાથીનું બચ્ચું લથડાતી ગતિએ જાય તે અફસોસનું કારણ બનતું નથી."[૧૭]

---

૧૬. મલ્લિષેણ: સ્યાદ્વાદમંજરીની પ્રાન્તપ્રશસ્તિ:

येषामुज्ज्वलहेतुहेतिरुचिरः प्रामाणिकाध्वस्पृशां
हेमाचार्यसमुद्भवस्तवनभूरर्थः समर्थः सखा
तेषां दुर्नयदस्युसम्भवभयास्पृष्टात्मनां संभव–
न्यायासेन विना जिनागमपुरप्राप्तिः शिवश्रीप्रदा ॥

૧૭. અયોગ. વ્ય. દ્વા. શ્લો. ૭.

क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा
तथापि यूथाधिपतेः पथस्थः स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः ॥

સ્યાદ્વાદમંજરીના રચયિતા પોતાની ટીકાના આરંભમાં જ જણાવે છે કે :

"શ્રી હેમચંદ્રસૂરિએ, જગપ્રસિદ્ધ શ્રી સિદ્ધસેન દિવાકરે રચેલી 'દ્વાત્રિશદ્-દ્વાત્રિંશિકા'નું અનુકરણ કરતી, શ્રીવર્ધમાન-જિનની સ્તુતિરૂપ, અયોગવ્યવચ્છેદ અને અન્યયોગવ્યવચ્છેદ નામે બે દ્વાત્રિંશિકાઓ, વિદ્વાન માણસોને તત્ત્વબોધ થાય તે માટે રચી."[૧૮]

ઉપરના પૂરાવા ઉપરથી સીધું જ દેખાઈ આવે છે કે હેમચંદ્રાચાર્યે સિદ્ધસેન દિવાકરની પ્રસિદ્ધ દ્વાત્રિંશિકાઓથી પ્રેરિત થઈને આ બે દ્વાત્રિંશિકાઓ લખી છે. આ કારણને લીધે હેમચંદ્રાચાર્યની દ્વાત્રિંશિકાઓ સિદ્ધસેનની દ્વાત્રિંશિકાઓ સાથે વિચારગત અને શાબ્દિક સામ્ય ધરાવે છે. કેટલાક દાખલાઓ તેમાંથી ટાંકવા ઘટે છે : દા. ત.

| અયોગ૦ શ્લો. ૬. | દ્વા. દ્વા. ૧-૭. |
| --- | --- |
| जगत्यनुध्यानबलेन शश्वत् | कृपां वहन्तः कृपणेषु जन्तुषु |
| कृतार्थयत्सु प्रसभं भवत्सु । | स्वमांसदानेष्वपि मुक्तचेतसः । |
| किमाश्रितोऽन्यैः शरणं त्वदन्यः | त्वदीयमप्राप्य कृतार्थकौशलम् । |
| स्वमांसदानेन वृथा कृपालुः ॥ | स्वतः कृपां संजनयत्यमेधसः ॥ |

૧૮. મલ્લિષેણ: સ્યાદ્વાદમંજરી: ટીકાના આરંભમાં,

श्रीहेमचन्द्रसूरिणा जगत्प्रसिद्धश्रीसिद्धसेनदिवाकरविरचितद्वात्रिंशद्द्वात्रिंशिकानुसारिश्रीवर्धमानस्तुतिरूपमयोगव्यवच्छेदान्ययोगव्यवच्छेदाभिधानं द्वात्रिंशिकाद्वितयं विद्वज्जनमनस्तत्त्वावबोधनिबन्धनं विदधे ॥

| | |
|---|---|
| અયોગ૦ શ્લો. ૧૪. | દ્વા. દ્વા. ૧–૨૩. |
| परःसहस्राः शरदस्तपांसि[१९] | तपोभिरेकान्तशरीरपीडनै |
| युगान्तरं योगमुपासतां वा । | र्व्रतानुबन्धैः श्रुतसपदापि वा । |
| तथापि ते मार्गमनापतन्तो | त्वदीयवाक्यप्रतिबोधपेलवै- |
| न मोक्ष्यमाणा अपि यान्ति मोक्षम् । | रवाप्यते नैव शिवं चिरादपि ॥ |
| અયોગ૦ શ્લો. ૨૬ | દ્વા. દ્વા. ૫–૨૩. |
| स्वकण्ठपीठे कठिनं कुठारं | अन्ये जगत्यक्रथिका विदग्धाः |
| परे किरन्तः प्रलपन्तु किंचित् | सर्वज्ञवादान् प्रवदन्ति तीर्थ्याः । |
| मनीषिणां तु त्वयि वीतराग | यथार्थनामा तु तवैव वीर |
| न रागमात्रेण मनोऽनुरक्तम् ॥ | सर्वज्ञता सत्यमिदं न रागः ॥ |
| અયોગ૦ શ્લો. ૨૯. | દ્વા. દ્વા. ૧–૪. |
| न श्रद्धयैव त्वयि पक्षपातो | न काव्यशक्तेर्न परस्परेर्ष्यया |
| न द्वेषमात्रादरुचिः परेषु । | न वीरकीर्तिप्रतिबोधनेच्छया । |
| यथावदाप्तत्वपरीक्षया तु | न केवलं श्राद्धतयैव नूयसे |
| त्वामेव वीर प्रभुमाश्रिताः स्म ॥ | गुणज्ञपूज्योऽसि यतोऽयमादरः ॥ |

ઉપરના દાખલા સામ્યના નમુના તરીકે આપ્યા છે. દા. ત. અયોગ. શ્લો. ૧૬: अहो अधृष्या तव शासनश्रीः; દ્વા. દ્વા. ૫–૨૬ सच्छासनं ते त्वमिवाप्रधृष्यम् । જેવાં સામ્યો પણ મળી શકે છે. આપણી લઘુ સમીક્ષા માટે આટલો વિસ્તાર બસ છે. સિદ્ધસેન, હરિભદ્ર જેવા દાર્શનિકોની પરંપરાને શ્રીહેમચંદ્રાચાર્યે પોતાની

૧૯. ભવભૂતિ : ઉત્તરરામચરિત : અંક. ૧. શ્લો. ૧૬.
ब्रह्मादयो ब्रह्महिताय तप्त्वा परःसहस्राःशरदस्तपांसि
एतान्यपश्यन्गुरवो पुराणाः स्वान्येव तेजांसि तपोमयानि ॥

દ્વાત્રિંશિકાઓ દ્વારા ઉજ્જ્વલ બનાવી છે. હરિભદ્રસુરિએ પોતાના લોકતત્ત્વનિર્ણય નામે ગ્રંથમાં નીચેનો શ્લોક આપ્યો છે:—

पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥

આ શ્લોકમાં બતાવેલી ભાવનાનો આશ્રય લઈ દાર્શનિક દૃષ્ટિથી હેમચંદ્રાચાર્યે પોતાની દ્વાત્રિંશિકાઓ લખી છે.

આગળ કહેવાઈ ગયું તેમ બન્નેય દ્વાત્રિંશિકાઓ શ્રીમહાવીર ભગવાનની સ્તુતિરૂપ છે. એ બન્નેય સ્તોત્રોમાં બત્રીસ, બત્રીસ શ્લોકો છે. દરેકમાં ૩૧ શ્લોક ઉપજાતિના અને છેલ્લો શ્લોક શિખરિણી છંદમાં લખેલો છે. અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાં અન્ય દર્શનોનાં દૂષણ બતાવ્યાં છે. એમાંના આરંભના ત્રણ શ્લોક અને અન્તના ત્રણ શ્લોકમાં ભગવાન મહાવીરની સ્તુતિ કરી છે. ૧૭ શ્લોકોમાં ન્યાયવૈશેષિક, મીમાંસા, વેદાન્ત, સાંખ્ય, બૌદ્ધ તથા ચાર્વાક દર્શનની સમીક્ષા કરી છે અને ૯ શ્લોકોમાં સ્યાદ્‌વાદની સિદ્ધિ કરેલી છે.

## ૧. અન્યયોગ–વ્યવચ્છેદ–દ્વાત્રિંશિકા–મહાવીર સ્તવન.

વિભાગ : ૧ : આદિના ૩ શ્લોક તથા અંતના ૩ શ્લોકમાં ભગવાન મહાવીરના અતિશય, એમનો યથાર્થવાદ, નયમાર્ગ અને નિષ્પક્ષપાત શાસનનું વર્ણન કરીને, અંતમાં જિન ભગવાનદ્વારા અજ્ઞાનરૂપી અંધકારમાં પડેલા જગતની રક્ષાની શક્યતાનું પ્રતિપાદન કર્યું છે.

વિભાગ : ૨ : સમીક્ષાત્મક ૧૭ શ્લોક

શ્લોક: ૪–૧૦: સુધી ૬ શ્લોકોમાં ન્યાયવૈશેષિકોનો સામાન્યવિશેષવાદ, નિત્યાનિત્યવાદ, ઈશ્વરકર્તૃત્વ, ધર્મ તથા

ધર્મીનો ભેદ, સામાન્ય ને જુદો પદાર્થ ગણવાનો અભિપ્રાય, આત્મા અને જ્ઞાનનું ભિન્નત્વ, બુદ્ધિ વગેરે આત્માના ગુણોના ઉચ્છેદને મોક્ષ માનવો – એ સિદ્ધાન્તોની સમીક્ષા કરવામાં આવી છે.

શ્લો૦ ૧૧–૧૨ : આ શ્લોકોમાં મીમાંસકોના મતની સમીક્ષા કરવામાં આવી છે.

શ્લો૦ ૧૩ માં વેદાન્તીઓના માયાવાદની સમીક્ષા છે.

શ્લો૦ ૧૪ માં એકાન્તસામાન્ય, અથવા એકાન્તવિશેષ-રૂપ વાચ્યવાચકભાવની આલોચના છે.

શ્લો૦ ૧૫ માં સાંખ્યસિદ્ધાન્તોની ચર્ચા છે.

શ્લો૦ ૧૬–૧૯ માં બૌદ્ધોના પ્રમાણ તથા પ્રમિતિની અભિન્નતા, જ્ઞાનાદ્વૈત, શૂન્યવાદ, ક્ષણભંગવાદ વગેરેની ચર્ચા છે.

શ્લો૦ ૨૦ માં ચાર્વાકદર્શનની સમીક્ષા છે.

વિભાગ : ૩ : બાકીના નવ શ્લોકોમાં – પ્રત્યેક વસ્તુમાં ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યની સિદ્ધિ: સકલાદેશ અને વિકલાદેશથી સપ્તભંગી ન્યાયનું પ્રરૂપણ, સ્યાદ્વાદમાં વિરોધ વગેરે દોષોનું ખંડન, એકાન્તવાદનું ખંડન, દુર્નય, નય અથવા પ્રમાણનું સ્વરૂપ, અને સર્વજ્ઞ કહેવાતા જીવોની અનન્તતાના પ્રરૂપણ સાથે સ્યાદ્વાદની સર્વોત્કૃષ્ટતાની સિદ્ધિ.[૨૦]

## ૨. અયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકા-મહાવીર સ્તવન.

અયોગવ્યવચ્છેદિકા નામે બીજી દ્વાત્રિંશિકામાં સ્વપક્ષની સિદ્ધિ કરવામાં આવી છે. આ દ્વાત્રિંશિકામાં શ્રીહેમચંદ્રાચાર્યે

---

૨૦. જુઓ : સ્યાદ્વાદમંજરી : (રાજચન્દ્રજૈન ગ્રન્થમાલા. ૧૩) પ્રસ્તાવના. પાન ૧૦–૧૪.

અન્યમતવાદીઓનાં શાસ્ત્રોને સદોષ ઠરાવી વિવિધ પ્રકારે બહુ તેજસ્વી વાણીમાં જિનશાસનની મહત્તાને પ્રતિપાદન કરી છે. હેમચંદ્રાચાર્યને સુદૃઢ વિશ્વાસ છે કે જૈનેતર આગમોમાં હિંસા વગેરેનાં વિધાન છે; તેથીજ પૂર્વાપરવિરોધરહિત યથાર્થ-વાદી જિન ભગવાનનું હિતોપદેશી શાસનજ પ્રામાણિક હોઈ શકે છે. આ પ્રમાણે જિનશાસન સર્વોત્કૃષ્ટ અને કલ્યાણરૂપ હોવા છતાં પણ જે લોક જિનશાસનની ઉપેક્ષા કરે છે, તે એ લોકોના દુષ્કર્મનું જ ફળ સમજવું જોઈએ. હેમચંદ્રાચાર્ય છેવટે ઘોષણા કરીને જણાવે છે કે વીતરાગથી પર કોઈ તત્ત્વ નથી અને અનેકાન્ત સિવાય કોઈ ન્યાયમાર્ગ નથી:

इमां समक्षं प्रतिपक्षसाक्षिणामुदारघोषामवघोषणां ब्रुवे
न वीतरागात्परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थितिः ॥[२१]

છેવટે આચાર્યશ્રી જિનદર્શન તરફ પોતાનો પક્ષપાત અને અન્ય દર્શનો તરફ દ્વેષભાવનું નિરાકરણ કરતાં પોતાની સમ-દૃષ્ટિત્વની ભાવનાને વ્યક્ત કરે છે અને યથાર્થવાદના કારણે જિનશાસનની મહત્તા સિદ્ધ કરે છે:—

न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु
यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीर प्रभुमाश्रिताः स्म ॥[२२]

## ૩. વીતરાગસ્તોત્ર

આ બન્નેય દ્વાત્રિંશિકાઓ કરતાં 'વીતરાગસ્તોત્ર'નો પ્રકાર જુદોજ છે. દ્વાત્રિંશિકાઓ દાર્શનિક તત્ત્વથી ઓતપ્રોત

---

૨૧. અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા. શ્લો. ૨૮.
૨૨. અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા. શ્લો. ૧૫.

છે; જ્યારે વીતરાગસ્તુતિમાં ભક્તિભાવ પ્રધાન છે અને દાર્શનિકતત્ત્વ ગૌણ છે. એક વાત તો ચોક્કસજ છે કે વીતરાગસ્તોત્ર શ્રદ્ધાવાન આસ્તિકને માટે છે; જ્યારે દ્વાત્રિંશિકાઓ પરસંપ્રદાયી તાત્ત્વિકોને પડકાર સમાન છે. વીતરાગસ્તુતિઓને અજયપાલના મંત્રી મોઢવણિક યશઃપાલે 'વીસ દિવ્ય ગોળીઓ' સાથે સરખાવી છે.[૨૩] શ્રીહેમચંદ્રાચાર્યે આ સ્તુતિઓ કુમારપાલને માટે લખી હતી; એટલે દ્વાત્રિંશિકાઓ પછી તો ઘણે સમયે આ સ્તુતિઓની રચના થઈ હોવી જોઈએ. કુમારપાલે જૈન-ત્વનો સ્વીકાર કર્યો ત્યાર પછી આ સ્તોત્રની રચના થઈ હોય એજ યોગ્ય છે. કારણકે સ્તુતિઓમાં આચાર્યશ્રી જાતે જ જણાવે છે:

"શ્રીહેમચંદ્રે રચેલા વીતરાગસ્તવથી આ વિશ્વમાં રાજા કુમારપાલ ઇચ્છેલા ફળને પ્રાપ્ત કરો."[૨૪]

'વીતરાગસ્તોત્ર'ના વીસ વિભાગ છે. દરેક વિભાગને 'પ્રકાશ' નામ આપવામાં આવ્યું છે. એ વીસ પ્રકાશમાં કુલ ૧૮૮ શ્લોક છે. વીતરાગસ્તવનું વસ્તુ નીચે પ્રમાણે છે:

પ્રકાશ : ૧ : પ્રાસ્તાવિક આરંભ કરવામાં આવ્યો છે. ભાવભીના શ્રદ્ધાપૂર્ણ હૃદયે આચાર્ય સ્તુતિનો આરંભ કરે છે. દ્વાત્રિંશિકાઓ કરતાં આખી ચિત્તસ્થિતિ જુદા પ્રકારની છે.[૨૫]

---

૨૩. યશઃપાલ મોહરાજપરાજય : જુઓ આ પ્રકરણની પાદ-નોધ. ૧૧.

૨૪ વીતરાગસ્તવ : પ્રકાશ : ૧ શ્લોક. ૯.

श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादितः

कुमारपालभूपालः प्राप्नोतु फलमीप्सितम् ॥

૨૫. ભક્તિભાવ નીચેના શ્લોકોથી દૃષ્ટિગોચર થાય છે : વીત-

પ્રકાશ : ૨ : સામાન્ય દેહધારીના દેહ કરતાં વીતરાગના દેહની અતિશયયુક્ત અપૂર્વતાનું વર્ણન આ પ્રકાશમાં કરવામાં આવ્યું છે.

પ્રકાશ : ૩ : કર્મક્ષયને લીધે ઉત્પન્ન થયેલા અગીઆર અતિશયોનું વર્ણન કરી વીતરાગ પ્રભુની અપૂર્વતાનું વર્ણન સ્તુતિકાર કરે છે.

પ્રકાશ: : ૪ : આ પ્રકાશમાં દેવકૃત અતિશયનું વર્ણન કરવામાં આવ્યું છે. દેવો વીતરાગ પ્રભુની ભક્તિપૂર્વક સેવા કરી રહ્યા છે. આ પ્રકારનું તેમનું દેવાધિદેવસ્વરૂપ અત્યંત ભક્તિપૂર્વક સ્તુતિકારે આલેખ્યું છે.

પ્રકાશ: ૫ : શેષપ્રાતિહાર્ય અતિશયનું આ પ્રકાશમાં વર્ણન કરવામાં આવ્યું છે. અશોકવૃક્ષ, દિવ્યપુષ્પો, ચામરો વગેરે

---

રાગસ્તવ : પ્રકાશ : ૧ : શ્લો. ૫, ૭ :

तेन स्यां नाथवांस्तस्मै स्पृहयेयं समाहितः
ततः कृतार्थो भूयासं भवेयं तस्य किङ्करः ॥ ५ ॥
तथापि श्रद्धामुग्धोऽहं नोपालभ्यः स्खलन्नपि
विशृंखलापि वाग्वृत्तिः श्रद्दधानस्य शोभते ॥ ७ ॥

ઉપનિષદ્‌વાક્યોની અસર નીચેના શ્લોકમાં દૃષ્ટિગોચર થાય છે : વીતરાગસ્તવ : શ્લો. ૧, ૪.

यः परात्मा परं ज्योतिः परमः परमेष्ठिनाम् ।
आदित्यवर्णं तमसः परस्तादामनन्ति तम् ॥ १ ॥
यस्मिन् विज्ञानमानन्दं ब्रह्म चैकात्मतां गतम् ।
स श्रद्धेयः स च ध्येयः प्रपद्ये शरणं च तम् ॥ ४ ॥

વીતરાગ પ્રભુની સેવામાં હાજર રહેલાં છે. તેનું વર્ણન આ પ્રકાશમાં કરવામાં આવ્યું છે.

ઉપરના પ્રકાશોમાં ભક્તિભાવ પ્રધાન છે. એક શ્રદ્ધાયુક્ત વીતરાગભક્ત જેમ મહાવીર પ્રભુના અપૂર્વ અતિશયોનું આલેખન કરે તેવી રીતે ભક્તિપૂર્ણ હૃદયે શ્રીહેમચંદ્રાચાર્યે પ્રથમ પાંચ પ્રકાશમાં મહાવીરની સ્તુતિનું આલેખન કરેલું છે.

પ્રકાશ : ૬ : શ્લો. ૮ : આ પ્રકાશમાં અન્યદેવોને માનનારા, પરસંપ્રદાયી સામે શ્રીહેમચંદ્રાચાર્ય વાદ કરે છે. "અન્ય સંપ્રદાયના દેવો કોપ વગેરે દૂષણોથી દૂષિત છે. જો એ વિરક્ત – વીતરાગ હોય–તો તે તું જ છે. એટલે એ દેવ તારાથી જુદા નથી; જો રાગવાળા એ દેવ હોય તો એ દેવ તારા શત્રુ થવા પણ યોગ્ય નથી.[૨૬] વીતરાગદેવની યોગમુદ્રાની અનુપમતા આ પ્રકાશમાં કવિ બતાવે છે.

પ્રકાશ : ૭ : શ્લો. ૮ : આ પ્રકાશનું નામ જગત્કર્તૃત્વ-નિરાસ છે. આ જગતનો કોઈ કર્તા છે એમ માનનારાઓની દલીલોનો જવાબ આચાર્યશ્રી આ પ્રકાશમાં આપે છે. ઈશ્વરને જો દેહ ન હોય તો જગતના સર્જનની પ્રવૃત્તિ તે શી રીતે કરે ? જો કૃતકૃત્ય હોય તો જગતના સર્જનનું તેમને પ્રયોજન પણ શું હોય ? ક્રીડાએ કરીને જગતનું સર્જન કર્યું હોય તો શું તે બાળક જેમ રમતિયાળ છે ? કૃપાથી આ જગત સર્જ્યું હોય તો દુ:ખ દારિદ્ર્ય અને પરિતાપો

૨૬. વી. રા. સ્તવ . પ્રકાશ : ૬ શ્લો. ૩.

विपक्षस्ते विरक्तश्चेत् स त्वमेवाथ रागवान् ।
न विपक्षो विपक्षः किं खद्योतो द्युतिमालिनः ॥

ક્યાંથી આ વિશ્વમાં હોય? જો પ્રાણીઓના કર્માનુસારે તે સુખદુઃખ આપે છે, એમ માનો તો તે ઈશ્વર પોતાની મેળે સ્વતંત્ર ઠરશે નહિ; અને કર્મના આધારે જ આ વિશ્વનું વૈચિત્ર્ય હોય—તો પછી નપુંસક જેવા આ કલ્પિત ઈશ્વરનું પ્રયોજન પણ શું? ઇશ્વરના વિશ્વસર્જન બાબત કાંઇ પણ તર્ક ન કરવો–એમ વાદી કહે તો પરીક્ષકોને પરીક્ષા નહિ કરવા દેવી એવું વાદીનું વચન વાદી માટે જ અનિષ્ટ ઠરશે. સર્વજ્ઞપણું એજ જગત્કર્તૃત્વ માનતા હો, તો અમારે કાંઈ વિરોધ નથી; કારણ કે અમે દેહધારી સર્વજ્ઞત્વ પ્રાપ્ત કરે છે તેમાં માનીએ છીએ. હે નાથ, આ સૃષ્ટિવાદનો કદાગ્રહ તજીને અમે તો આપના શાસનમાં જ આનંદ પામીએ છીએ.

પ્રકાશ : ૮ : શ્લોક : ૧૨ : આ પ્રકાશમાં એકાન્તવાદનો પરિહાર કરવામાં આવ્યો છે.[૨૭] ઉમાસ્વાતિએ 'સત્' ને ધ્રુવતા, ઉત્પાદ અને વ્યય એ ત્રણ લક્ષણયુક્ત કહ્યું છે. હેમચંદ્રાચાર્યે પ્રમાણમીમાંસામાં 'વસ્તુ'ને દ્રવ્ય અને પર્યાય બન્નેથી યુક્ત કહી છે–એટલે કે, દ્રવ્ય ( Object )ની દૃષ્ટિએ તે નિત્ય છે. પર્યાય ( Change )ની દ્રષ્ટિએ તે અનિત્ય છે.[૨૮] સાંખ્ય તો 'વસ્તુ' ને 'સત્' કહેશે; જ્યારે પર્યાયને અનિત્ય કહેશે. સુવર્ણના કુંડલમાં સુવર્ણ એ સત્ય છે જ્યારે કુંડલના આકારને તે અસત્ કહેશે. બૌદ્ધો પર્યાયને અથવા તો વિજ્ઞાન-પરંપરાને સત્ય માનશે જ્યારે તેમને અભિપ્રાયે દ્રવ્ય માત્ર અનિત્ય અથવા શૂન્ય છે. અનેકાન્તદૃષ્ટિએ દ્રવ્ય તેમજ

૨૭. હેમસમીક્ષા: પાન-૨૧૦. પાદનોંધ : ૧૮.

૨૮. હેમસમીક્ષા : પાન. ૨૦૯ : 'વસ્તુલક્ષણ' ઉપરનું વિવેચન.

પર્યાય બન્નેય સત્ છે. એકલા સુવર્ણને સત્ય માનીએ તો 'કુંડલ'ને અસત્ માનવું પડે તેથી સુવર્ણમાંથી કુંડલને આકાર વગર કર્યે જ આવ્યો એમ માનવું પડે તેથી 'અકૃતાગમ' (= નહિ કરેલાનું નિષ્પન્ન થવું) એ દોષ આવે અને સુવર્ણમાંથી કુંડલ બન્યું એટલે બનેલા કુંડલને સત્કાર્યવાદીના હિસાબે નિષ્પન્ન થયેલું મનાય નહિ એટલે 'કૃતનાશ' (= કરેલું તેનો વિનાશ) નો દોષ આવે. આ રીતે વસ્તુને કેવળ નિત્ય કે કેવળ અનિત્ય માની શકાય નહિ. તેજ પ્રમાણે આત્મા કેવળ નિત્ય કે કે કેવળ અનિત્ય હોય તો સુખદુઃખનો ભોગ સંભવી શકે નહિ. તેજ પ્રમાણે પુણ્ય, પાપ, બંધ કે મોક્ષ સંભવી શકે નહિ. વળી કોઈ પણ પદાર્થ અર્થ અને ક્રિયા યુક્ત હોય તો જ તેના તરફ પ્રવૃત્તિ થાય.[૨૯] જો ઘડાને નિત્ય માનો તો ખાલી થવા રૂપ અને જળ ભરાવા રૂપ વિચિત્ર અવસ્થા તે ધારણ કરશે નહિ; અને જો તેને અનિત્ય માનો તો બહુ ક્ષણો વડે બની શકે તેવી જળવહનાદિક ક્રિયા તેનામાં ઘટી શકે નહિ. તેથી અર્થ અને ક્રિયાના અભાવે વસ્તુનું વસ્તુપણું જ નષ્ટ થાય. કદીક આ 'સત્'ના લક્ષણુ પરત્વે એમ કહેવામાં આવે કે એકજ વસ્તુમાં વિરોધી ગુણુ કેમ સંભવે ? તો એના જવાબમાં એજ હોઈ શકે કે ગોળ કફકારી છે અને સુંઠ પિત્ત કરનારી છે;

---

૨૯. વી. રા. સ્તવ : પ્રકાશ ૮ : શ્લોક : ૪.

क्रमाक्रमाभ्यां नित्यानां युज्यतेऽर्थक्रिया न हि ।
एकान्तक्षणिकत्वेऽपि युज्यतेऽर्थक्रिया न हि ॥

પ્રમાણમીમાંસામાં પણુ વસ્તુલક્ષણુ ઉપર આ જ ચર્ચા હેમચન્દ્રાચાર્યે આપી છે.

પરંતુ બેનું મિલન થતાં કફ થતો નથી કે પિત્ત ચઢતું નથી, ઊલટી તેનાથી પુષ્ટિ મળે છે.[૩૦] આ રીતે વસ્તુ નિત્ય તેમજ અનિત્ય છે અને વિરોધી ગુણ એક સાથે જ રહી શકે છે. આ રીતે ક્રમે કરીને સાંખ્ય, બૌદ્ધ, નૈયાયિક અને વૈશેષિક સામે અનેકાન્તની સ્થાપના આચાર્યશ્રી કરે છે. ચાર્વાકને પરમાર્થ જોવાની આવશ્યકતા નથી એટલે તેની તો અહીં ગણતરી જ કરવાની નથી. અને છેવટે કહે છે :

तेनोत्पादव्ययस्थेमसम्भिन्नं गोरसादिवत्
त्वदुपज्ञं कृतधियः प्रपन्ना वस्तुतस्तु सत् ।।[૩૧]

" હે પ્રભુ, તે કારણથી તત્ત્વજ્ઞાની પુરુષોએ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય યુક્ત વસ્તુતત્ત્વ જે આપે પ્રથમથી જ ઉપદેશ્યું છે તેને જ ગોરસાદિકની માફક જ સ્વીકાર્યું છે. જેમ ગોરસ દુધપણે વિનાશ પામી દહીંપણે ઉત્પન્ન થઈ ગોરસ પ્રમાણે કાયમ રહે છે તેજ પ્રમાણે દરેક વસ્તુ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય યુક્ત જ હોઈ શકે છે. "

આ આખોય પ્રકાશ દાર્શનિક છે અને દ્રવ્યપર્યાયવાદ અને સત્સ્વરૂપનુ આચાર્યશ્રીએ અનેકાન્તદૃષ્ટિએ નિરૂપણ કર્યું છે.

પ્રકાશ : ૯ : શ્લોક : ૮ : કાલસૌષ્ઠવજ્ઞાપન : સત્યયુગ કરતાં કળિયુગ સારો કે થોડા કાળમાં હે પ્રભુ તારી ભક્તિ

---

૩૦. વી. રા. સ્તવ : પ્રકાશ ૮ શ્લો. ૬ :

गुडो हि कफहेतुः स्यान्नागरं पित्तकारणम् ।
द्वयात्मनि न दोषोऽस्ति गुडनागरभेषजे ।।

૩૧. વી. રા. સ્તવ : પ્રકાશ ૮ : શ્લો. ૧૨

કરવાથી મોક્ષ મળે છે. આ કલિકાળ કલ્યાણની સિદ્ધિ માટે કસોટીના પત્થર સમાન છે. આ ગુરુની સુગંધીનો મહિમા અગ્નિ વગર બહાર ન આવી શકે. આમાં એક શ્લોક કુમારપાલ અને આચાર્યશ્રીનો સુભગ સંયોગ થયો અને તે સમયનું સૌષ્ઠવ જૈનશાસનની પ્રદીપ્તિથી વધ્યું તેનો ઉલ્લેખ કરે છે :

श्राद्धः श्रोता सुधीर्वक्ता युज्येयातां यदीश तत्
त्वच्छासनस्य साम्राज्यमेकच्छत्रं कलाविति ॥[32]

કલિમાં કલ્યાણ પ્રાપ્ત કરવાનો ઉત્તમ સમય છે એમ અનેક દૃષ્ટાન્તોથી આચાર્યશ્રી સમજાવે છે.

પ્રકાશ : ૧૦ : શ્લોક : ૮ : આ પ્રકાશ ભક્તિપ્રધાન છે. આનન્દમાં અને સુખમાં આસક્તિ તેમજ વિરક્તિ, સર્વ પ્રાણીઓ ઉપર ઉપેક્ષા અને ઉપકારિતા, નિર્ગ્રન્થતા અને ચક્રવર્તિતા — આ વિરુદ્ધ ગુણો તારામાં અદ્ભુત રીતે રહ્યા છે. તારો શમ, તથા, સર્વ પ્રાણીઓ ઉપર કૃપા અદ્ભુત છે. સર્વ અદ્ભુત નિધિઓના નાથ એવા તમને ભગવાનને નમસ્કાર હજો.

પ્રકાશ : ૧૧ : શ્લોક : ૮ : આ પ્રકાશમાં પણ મહિમાપૂર્વક સ્તવન કરવામાં આવ્યું છે. વિરોધી ગુણો પણ કોઈક અપૂર્વ શક્તિને લીધે તેમનામાં એક સાથે રહ્યા છે. એક સ્થળે કાલિદાસના શબ્દોનો[33] અને એક સ્થળે ઉપનિષદના

૩૨. વી. રા. સ્તવ : પ્રકાશ. ૯. શ્લો. ૩.

૩૩. કાલિદાસના શબ્દોનો પડઘોઃ વી. રા, સ્તવઃ પ્રકાશ ૧૧. શ્લો.૬.

भीमकान्तगुणेनोच्चैः साम्राज्यं साधितं त्वया; ।

રઘુવંશ. સર્ગ. ૧. શ્લો. ૧૬.

भीमकान्तैर्नृपगुणैः स बभूवोपजीविनाम्।

વચનનો[૩૪] પડઘો સંભળાય છે.

પ્રકાશ : ૧૨ : શ્લોક : ૮ : પ્રભુમાં આચાર્યશ્રી જ્ઞાનયુક્ત વૈરાગ્ય અને ઔદાસીન્યની પરાકાષ્ઠા જુએ છે. અને આમ હોવા છતાં પણ સમસ્ત વિશ્વના જે ઉપકારક પરમાત્મા છે તેમને નમસ્કાર કરે છે.

પ્રકાશ : ૧૩ : શ્લોક ૮ : આ પ્રકાશને હેતુનિરાસ નામ આપવામાં આવેલું છે. પરમાત્માનું ગૌરવ નિર્હેતુક છે. કવિ પરમાત્મામાં જેને ભવ [ જન્મ; રુદ્ર ] નથી તેવા મહાદેવ; જેને ગદ [ =ગદા. ( સમાસમાં ), રોગ ] નથી તેવા વિષ્ણુ અને જેમનામાં રજોગુણ નથી એવા બ્રહ્મા તરીકે વર્ણવે છે.[૩૫] આખો પ્રકાશ ભક્તિપ્રધાન છે.

પ્રકાશ : ૧૪ : શ્લોક ૮ : આમાં પરમાત્માના યોગનું માહાત્મ્ય કવિએ ગાયું છે. ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણ પરમાત્મામાં એકાત્મતા પામ્યાં છે.

પ્રકાશ : ૧૫ : શ્લોક ૯ : આમાં પરમાત્માના અપૂર્વ ગુણોને વર્ણવી પોતાને પરમાત્માના ગુણ ઓળખ્યા તેથી કૃતકૃત્ય માને છે.

---

૩૪. તે જ પ્રમાણે ઉપનિષદનો પડઘો : महीयसामपि महान् (વી. રા. સ્તવ : શ્લોક. ૮.); ઉપનિષદવાક્ય : अणोरणीयान् महतो महीयान् ૪૦

૩૫. વી. રા. સ્તવ : પ્રકાશ. ૧૩ : શ્લો. ૪:

अभवाय महेशायाऽगदाय नरकच्छिदे ।
अराजसाय ब्रह्मणे कस्मैचिद्भगवते नमः ॥

जन्मवानस्मि धन्योऽस्मि कृतकृत्योऽस्मि यन्मुहुः ।
जातोऽस्मि त्वद्गुणग्रामरामणीयकलम्पटः ॥[३६]

આખોય પ્રકાશ ભક્તિપ્રધાન છે.

પ્રકાશ : ૧૬ : શ્લોક ૮ : આ પ્રકાશ પણ ભક્તિપ્રધાન છે. મારા ઉપર કૃપા કરી મારી ઉપેક્ષા ન કરીશ, એમ પ્રભુને કવિ વીનવે છે.

પ્રકાશ : ૧૭ : શ્લોક ૮ : આ પ્રકાશમાં કવિ પોતાને અનાથ વર્ણવી શરણાગતિભાવ બતાવે છે.[૩૭] આખો પ્રકાશ ભક્તિભાવથી યુક્ત છે.

પ્રકાશ : ૧૮ : શ્લોક ૧૦ : જૈન સંપ્રદાય પ્રમાણે પ્રભુને પશુપક્ષી જેવું કાંઈ આસન નથી; ગાત્રની વિકૃતિ નથી; ત્રિશૂલ, ધનુષ, ચક્ર વગેરે હાથમાં નથી; પત્નીઓ નથી; એમ અનેક વસ્તુઓ નથી. બીજાના દેવો કરતાં જૈન સંપ્રદાય પ્રમાણે દેવ વિલક્ષણ છે એટલે પરસંપ્રદાયીઓને તેમની મહત્તા કેમ સમજાય ?

પ્રકાશ :૧૯ : શ્લોક ૮ : કવિ જણાવે છે કે હું તારા ચિત્તમાં નિવાસ કરું તેના કરતાં જો તું જ હે વીતરાગ, મારા દિલમાં વસે તો મારે બીજું કાંઈ જોઈતું નથી. તારો પ્રસાદ પ્રાપ્ત કરવા કરતાં તારી આજ્ઞાનું પાલન કરવાથી મનુષ્ય કર્મ-

---

૩૬. વી. રા. સ્તવ : પ્રકાશ. ૧૫ : શ્લો. ૯.
૩૭. વી. રા. સ્તવ : પ્રકાશ. ૧૭ : શ્લો. ૮.

यावन्नाप्नोमि पदवीं परां त्वदनुभावजाम् ।
तावन्मयि शरण्यत्वं मा मुञ्च शरणं श्रिते ॥ ८ ॥

પંજરમાંથી મુક્ત થાય છે.[૩૮] સંસારના ભાવોમાંથી ચિત્તને ખેંચી લેવું – સંવર – એ મોક્ષનું કારણ છે અને આસ્રવ એ બંધનું કારણ છે. આ લક્ષ્યમાં રાખી તારી પૂજા કરતાં તારી આજ્ઞાનું પાલન એજ શ્રેષ્ઠ છે.

પ્રકાશ : ૨૦ : શ્લોક : ૯ : આ વીતરાગસ્તવનો છેલ્લો પ્રકાશ છે. ભક્તિભાવથી પૂર્ણ બની કવિ પોતાની સર્વ ઇન્દ્રિયો, પોતાના સર્વ ભાવો ઇશ્વરને મુક્તભાવે અર્પણ કરી દે છે.

त्वदास्यलासिनि नेत्रे त्वदुपास्तिकरौ करौ
त्वद्गुणश्रोतृणी श्रोत्रे भूयास्तां सर्वदा मम ॥

कुण्ठापि यदि सोत्कण्ठा त्वद्गुणग्रहण प्रति
ममैषा भारती तर्हि स्वस्त्येतस्यै किमन्यया ।

तव प्रेष्योऽस्मि दासोऽस्मि सेवकोऽस्म्यस्मि किंकर:
ओमिति प्रतिपद्यस्व नाथ! नात : परं ब्रुवे ॥[३९]

" હે નાથ, સદાય મારાં નેત્રો આપના મુખનાં દર્શનથી પ્રાપ્ત થતા સુખની લાલસાવાળાં થાવ; મારા બે હાથ તમારી

---

૩૯. વી. રા. સ્તવ : પ્રકાશ. ૧૦ શ્લો. ૬, ૭, ૮: કુમારપાલ માટે આ સ્તોત્રની રચના થઇ હતી. એ શ્લોક ફરીથી અહીં શ્લોઃ ૯ તરીકે મૂકવામાં આવ્યો છે :

श्रीहेमचन्द्रप्रभवाद् वीतरागस्तवादित:
कुमारपालभूपाल: प्राप्नोतु फलमीप्सितम् ॥

ઉપાસના કરનારા, અને મારા કાન સદાય તમારા ગુણને સાંભળનારા થાવ !

કુંઠિત હોય તોય પણ, તારા ગુણને ગ્રહણ કરવા પ્રત્યે જો મારી આ વાણી ઉત્કંઠિત થાય તો તે વાણી ખરેખર શુભ હજો ! બીજા પ્રકારની વાણીનો શો ઉપયોગ છે!

હું આપનો ભૃત્ય છું, દાસ છું, કિંકર છું; 'સારું' એમ કહીને હે નાથ, તું મારો સ્વીકાર કર ! આનાથી વધારે હું કહેતો નથી !"

વીતરાગસ્તવમાં કેટલેક સ્થળે આપણે જોયું તેમ ભક્તિભાવ પ્રધાન છે. એમ છતાં પણ પણ હેમચંદ્રાચાર્યની દાર્શનિક પ્રતિભા સ્થળે સ્થળે ઝળકે છે.

સૌમ્ય વાચકના ચિત્તને અદ્‌ભુત રીતે પરમાત્મપરાયણ અને નિર્મળ બનાવવાની વીતરાગસ્તવની સંપૂર્ણ શક્તિ છે. એનું પારાયણ કરતી વખતે આપણને જરૂર લાગશે કે તે હૃદયસ્પર્શી આર્ષ સર્જન છે.

## ૪. મહાદેવસ્તોત્ર

મહાદેવસ્તોત્ર ૪૪ શ્લોકોનું છે. તે પણ અનુષ્ટુભ છંદમાં લખાયેલું છે. છેલ્લો શ્લોક આર્યા છે. આ સ્તોત્ર આપણે જોઈ ગયા તેમ ત્રણ સ્તોત્ર જેવી પ્રૌઢીવાળું નથી. પરંતુ મહાદેવનો ખરો અર્થ સમજાવવા માટેજ આ સ્તોત્રની રચના હેમચંદ્રાચાર્યે કરી હતી. મૂળ દલીલ એ છે કે જો મહાદેવ વિરક્તિવાળા હોય, વીતરાગ હોય તો અમારે મન તે જિન જ છે. છેવટનો શ્લોક

તેમણે સોમનાથની પૂજા વખતે કહ્યો હતો એમ પ્રબંધકારોનું માનવું છે. એ શ્લોક નીચે પ્રમાણે છે.

भव बीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥[૪૦]

"જન્મરૂપી બીજના અંકુરને જન્મ આપનારા રાગાદિ જેના ક્ષય પામ્યા છે તે બ્રહ્મા, વિષ્ણુ, શિવ કે જિન તેને નમસ્કાર હજો!"

ઉપરનો શ્લોક આખાય સ્તોત્રની ભાવના વ્યક્ત કરે છે. શ્રીહરિભદ્રસૂરિએ પણ મહાદેવાષ્ટક લખ્યું હતું. તે પ્રણાલીને અનુસરી શ્રીહેમચંદ્રાચાર્યે આ સ્તોત્ર લખ્યું હોય. તે ઉપરાંત પાશુપતોનું જોર ગુજરાતમાં ઘણું હતું અને સોમનાથનું જ્યોતિર્લિંગ ગૂજરાતમાં રાજા અને પ્રજા ઉભયને માન્ય હતું; એટલે પણ આ પ્રકારનું સ્તોત્ર લખવું શ્રીહેમચંદ્રાચાર્યે સુયોગ્ય ધાર્યું હોય. સ્તોત્ર સરળ છે અને દાર્શનિક પ્રૌઢી જેવું એમાં કાંઈ પણ નથી.

---

૪૦. મેરુતુંગ: પ્રબન્ધચિંતામણિ: પ્રકાશ. ૪. પાન. ૮૫. (સિંઘી સીરીઝની આવૃત્તિ) ચંદ્રપ્રભસૂરિ: પ્રભાવકચરિત: હેમચંદ્રસૂરિપ્રબંધ: પા. ૩૧૭. (નિર્ણયસાગર આવૃત્તિ): શ્લો. ૩૪૫, ૩૪૬ પછી ઉપરનો શ્લોક ટાંકેલો છે:

पर्वतादवतार्याधः श्रीसोमेश्वरपत्तनम् ।
ययौ श्रीहेमचन्द्रेण सहितश्च शिवालयम् ॥ ३४५ ॥

सूरिश्च तुष्टुवे तत्र परमात्मस्वरूपतः
ननाम चाविरोधो हि मुक्तेः परमकारणम् ॥ ३४६ ॥

## ૫. સકલાર્હત્-સ્તોત્ર.

સકલાર્હત્સ્તોત્રમાં મુખ્યત્વે બધાય તીર્થંકરોની સ્તુતિ છે. આચાર્યશ્રી હેમચંદ્રે આ સ્તોત્રની રચના ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિતના આદિ મંગલશ્લોકો તરીકે કરેલી. આદિના છવ્વીસ મંગલ શ્લોકો આ રીતે ત્રિ. શ. પુ. ચ. માંથી લેવામાં આવ્યા છે.

આ પછી પરિશિષ્ટ પર્વના આરંભના ચાર મંગલશ્લોકો ઉપરના ૨૬ શ્લોક પછી ઉમેરવામાં આવ્યા છે. આમ કુલ ત્રીસ શ્લોકો થાય છે.

બાકીના ૫ શ્લોકો ૧. जयति विजितान्यतेजाः ૨. वीरः सर्वसुराऽसुरेन्द्रमहितः; ૩. अवनितलगतानां; ૪. देवोऽनेकभवार्जितोर्जितमहापापप्रदीपानल'; અને ૫. ख्यातोऽष्टापदपर्वतः આ પાંચ શ્લોકોની રચના હેમચંદ્રાચાર્યની હોય કે કેમ તે વિષે શંકા છે.[૪૧]

આ પ્રમાણે સકલાર્હત્સ્તોત્રની શ્લોકસંખ્યા ૩૫ શ્લોકની છે. પુરાણગ્રંથના આરંભમાં ચોવીસ અર્હતની સ્તુતિ કરવાની પ્રણાલી હતી. મહાકવિ સ્વયંભૂના અપભ્રંશ પદ્મ-પુરાણમાં, પુષ્પદંતના અપભ્રંશ તિસઠ્ઠિપુરિસગુણાલંકાર-ચરિયમાં[૪૨] પણ આ પ્રમાણે ચોવીસ અર્હતોની સ્તુતિ આરંભમાં

૪૧. શ્રી હિમાંશુવિજયજીના લેખો ( શ્રી વિજયધર્મસૂરિની જૈ. ગ્રંથમાળા. પુ. ૪૬ ) પાન. ૩૯૭—૪૧૦ 'સકલાર્હત્‌ની મહત્તા અને આલોચના' આખોય લેખ આ સ્તોત્રના પર્યાલોચન માટે ઉપયોગી છે.

૪૨. મધુસૂદન મોદી "અપભ્રંશ કવિઓ : ચતુર્મુખ સ્વયંભૂ અને ત્રિભુવન સ્વયંભૂ" ભારતીય વિદ્યા વર્ષ. ૧ અંક. ૩. પાન ૨૫૭. તેજ પ્રમાણે પુષ્પદંતનું 'મહાપુરાણ' ( સં. ડૉ. પી. એલ. વૈદ્ય. વૉલ્યુમ. ૧. )

મંગળ તરીકે માલમ પડે છે. હેમચંદ્રાચાર્યે પણ આ મંગલ શ્લોકો ત્રિ. શ. પુ. ચ. માટે લખેલા. એ ૨૬ શ્લોક તથા પરિશિષ્ટપર્વના ૪ મંગલ શ્લોક, બીજા પાંચ શ્લોકના ઉમેરા સહિત, પાછળથી છૂટા સ્તોત્ર તરીકે પ્રચારમાં આવ્યા હોય એ સંભવિત છે.

હેમચંદ્રાચાર્યનાં સ્તોત્રો ભક્તિની આર્દ્રતાથી સુંદર છે અને તર્કની પ્રૌઢીથી કઠણ પણ છે. હેમચંદ્રાચાર્યે પોતાના અનેક ગ્રંથોમાં આ સ્તોત્રોમાંથી પ્રમાણ તરીકે ઉતારા આપ્યા છે તેજ બતાવી આપે છે કે આ સ્તોત્રો તેમની દૃષ્ટિએ અપૂર્વ રચનાઓ હતી. અન્યયોગ–વ્યવચ્છેદ–મહાવીર દ્વાત્રિંશિકા ઉપર ૧૪ મી સદીમાં મલ્લિષેણે સ્યાદ્વાદમંજરી નામે ટીકા લખી તે સ્તોત્રની દાર્શનિક પ્રૌઢીને સચોટ રીતે બતાવી આપી છે. અત્યારે પણ જૈન સિદ્ધાંતના અભ્યાસકો સ્યાદ્વાદમંજરીનું મહત્ત્વ અનન્ય કોટિનું ગણે છે. જૈનસાહિત્યમાં હેમચંદ્રાચાર્યનાં સ્તોત્રો લઘુ હોવા છતાં પણ ભક્તિની મૃદુતાએ સુંદર તથા તર્કની ઉચ્ચ પ્રૌઢીથી કઠણ હીરા જેવાં છે.

## ૧૨

# યોગશાસ્ત્ર

योगः सर्वविपद्वल्लीवितानें परशुः शितः
अमूलमंत्रतंत्रं च कार्मणं निर्वृतिश्रियः ॥
भूयांसोऽपि हि पाप्मानः प्रलयं यान्ति योगतः
चण्डवाताद् घनघना घनाघनघटारिव ॥
क्षिणोति योगः पापानि चिरकालार्जितान्यपि
प्रचितानि यथैधांसि क्षणादेवाशुशुक्षणिः ॥
चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम्
ज्ञानश्रद्धानचारित्ररूपं रत्नत्रयं च सः ॥

—યોગશાસ્ત્ર[1]

"સર્વ વિપત્તિ રૂપી વલ્લીઓના વિસ્તારમાં યોગ તીણા કુહાડા સમાન છે; અને મૂલગત મંત્ર કે તંત્ર વિનાનું મોક્ષરૂપી લક્ષ્મીનું કામણ છે.

જેમ ગાઢ મેઘની ઘટા પ્રચંડ વાયુથી વિખરાઈ જાય છે, તેમ યોગથી ઘણાંય પાપો નાશ પામે છે.

---

૧. યોગશાસ્ત્ર : પ્રકાશ : ૧ : શ્લો. ૫–૭, ૧૫.

એકઠાં કરેલાં લાકડાને જેમ પ્રબળ અગ્નિ ક્ષણવારમાં બાળી નાખે છે તેમ લાંબા કાળથી ઉપાર્જિત કરેલાં પાપોનો પણ યોગ ક્ષય કરે છે."

કુમારપાલનું તરુણજીવન અનેક સંકટોમાં વ્યતીત થયું હતું. તે કાળે તે અનેક દેશોમાં વિવિધ પ્રકારના સાધુઓના સમાગમમાં આવ્યો હતો. તે સમયથી તેને યોગ ઉપર પ્રીતિ હતી. પચાસ વર્ષની મોટી ઉંમરે તે ગાદીએ આવ્યો હતો અને યોગશાસ્ત્રની જિજ્ઞાસાને પરિતૃપ્ત કરવા મહાન યોગી હેમચન્દ્રાચાર્યના ઉપદેશને તે ઝીલવા લાગ્યો. એ જિજ્ઞાસુ રાજાની ઇચ્છા સંતોષવા માટે શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રની રચના કરી હતી. આ હકીકતનો ઉલ્લેખ તેમણે નીચે પ્રમાણે કર્યો છે :

"વિવેકી પરિષદના ચિત્તને ચમત્કારમાં નાખી દેનાર, યોગની આ ઉપનિષદ્, શાસ્ત્રથી, સુગુરુના મુખથી અને કોઈક ઠેકાણે કાંઈક અનુભવથી જાણી, તે ચૌલુક્ય વંશના કુમારપાળ રાજાની અત્યંત પ્રાર્થનાથી મેં–શ્રી હેમચન્દ્રે–વાણીના માર્ગમાં સ્થિર કરી."[૨]

---

૨. યો. શા. પ્ર. ૧૨ : શ્લો. ૫૫ :

या शास्त्रात्सुगुरोर्मुखादनुभवाच्चाज्ञायि किंचित्क्वचित्
योगस्योपनिषद्विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थना–
दाचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥

ઉપરનો શ્લોક યો. શા. પ્ર. ૧. શ્લો. ૪.ની વૃત્તિમાં પણ ટાંકેલો છે.

આજ શ્લોક ઉપર વિવરણ કરતાં આચાર્યશ્રી જણાવે છે: "કારણ કે તેને યોગની ઉપાસના પ્રિય હતી; તેણે અન્ય યોગશાસ્ત્રો જોયાં હતાં. આ કારણથી તેને પુરોગામી યોગશાસ્ત્રોથી વિલક્ષણ એવું યોગશાસ્ત્ર સાંભળવાની ઇચ્છા હતી. તેણે તેથી અત્યન્ત અભ્યર્થના કરી."[3] ઉપરના કથનમાં કુમારપાલને યોગોપાસના ઉપર બહુ જ શ્રદ્ધા હતી; અને તે શ્રદ્ધાને પરિપૂર્ણ કરવા હેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રની રચના કરી હતી.

કુમારપાળ આ ગ્રંથની રચનામાં આ રીતે કારણભૂત હતો; પરંતુ આખોય ગ્રંથ મુમુક્ષુઓને લાભકારક થાય તેવી રીતે હેમચંદ્રાચાર્યે રચ્યો હતો. આ હેતુને સિદ્ધ કરવા અનેક દૃષ્ટાન્તોથી રોચક અને ભાષામાં સરળ એવી વિસ્તૃત ટીકા તેમણે રચી છે. આરંભમાં તે જણાવે છે :

"જેમને અદ્‌ભુત યોગની સંપત્તિ સિદ્ધ છે અને જે વિમુક્તિથી વિરાજિત છે તે વીરનાથને નમસ્કાર કરી—મારા યોગશાસ્ત્રના અર્થનો વિસ્તૃત નિર્ણય ભવ્યજનોના બોધ માટે હું રચું છું."[4]

---

૩. યો. શા. પ્ર. ૧૨. શ્લો. ૫૫. ઉપર વૃત્તિ: **स** हि योगोपासनप्रियः दृष्टयोगशास्त्रान्तरश्च इति स पूर्वेभ्यः शास्त्रेभ्यो विलक्षणं योगशास्त्रं शुश्रूषमाणोऽत्यर्थमभ्यर्थितवान्; ततस्तदभ्यर्थनतो वचनस्यागोचरामपि उपनिषदं गिरां पथि निवेशितवान् आचार्यश्रीहेमचन्द्रः ॥

૪. યો. શા. વૃત્તિનો આદિ શ્લોક:

प्रणम्य सिद्धाद्भुतयोगसंपदे श्रीवीरनाथाय विमुक्तिशालिने
स्वयोगशास्त्रार्थविशेषनिर्णयो **भव्यावबोधाय** मया विधास्यते ॥

વૃત્તિની અંત્ય પ્રશસ્તિમાં આચાર્યશ્રી જણાવે છે :

"શ્રી ચૌલુક્યરાજાએ કરેલી પ્રાર્થનાથી પ્રેરણા પામેલા એવા મે, મારા પોતાના રચેલા, તત્ત્વજ્ઞાન રૂપી અમૃતના સમુદ્રસમા, યોગશાસ્ત્રની આ વૃત્તિને રચી; તો જૈનધર્મના ઉપદેશથી શોભતી તે સ્વર્ગ, ભૂમિ અને પાતાલ એમ ત્રણેય લોકમાં આનંદપૂર્ણ બની પ્રસરો."

"યોગશાસ્ત્રમાંથી અને તેની વિવૃતિમાંથી મેં જે સત્કાર્ય પ્રાપ્ત કર્યું હોય તે વડે ભવ્યજન જૈનધર્મના બોધના લાભ ઉપર પ્રેમવાળો થાવ." ૫

---

ઉપરના શ્લોક ઉપરથી માલમ પડે છે 'અર્થવિશેષનિર્ણય' એ નામ વૃત્તિનુ કદાચ હોય. અતમા તો 'विवरणं समाप्तम्' 'व्रत्तिम्' એવુ નામ આચાર્યશ્રી આપે છે.

૫. યો. શા. વૃત્તિની અંત્યપ્રશસ્તિઃ

श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं
तत्त्वज्ञानामृतजलनिधेर्योगशास्त्रस्य व्रत्तिम् ।
स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्या-
यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वर्मयीयम् ॥ १ ॥
सप्रापि योगशास्त्रात्तद्विवृतेश्चापि यन्मया सुकृतम् ।
तेन जिनबोधिलाभप्रणयी भव्यो जनो भवतात् ॥ २ ॥

इति श्री परमार्हत श्रीकुमारपालभूपालशुश्रूषिते आचार्यश्रीहेमचन्द्रविरचितेऽध्यात्मोपनिषन्नाम्नि संजातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञ द्वादशप्रकाश विवरणम् ॥

યોગશાસ્ત્રની રચનાનાં સાધનો તરીકે આચાર્યશ્રીએ ત્રણ સાધનો જણાવ્યાં છે; શાસ્ત્ર, સદ્દગુરુની વાણી અને આત્માનુભવ આ સાધનોનો ઉલ્લેખ ઉપર ટાંકેલા એક શ્લોકમાં આવી જાય છે. તે ઉપરાંત બે સ્થળે તેમણે આ વાત ઉપર ભાર મૂકયો છે.

"શ્રુતરૂપી સમુદ્રમાંથી, સદ્દગુરુના સંપ્રદાયમાંથી, અને પોતાના અનુભવથી આ યોગશાસ્ત્ર રચાય છે." [૬]

યોગશાસ્ત્રના બારમા પ્રકાશના આરંભના શ્લોકમાં શ્રી હેમચંદ્રાચાર્ય જણાવે છે.

"શ્રુતરૂપી સમુદ્રમાંથી અને ગુરુના મુખથી જે જાણ્યું-તે સમ્યક પ્રકારે આ ઠેકાણે બતાવ્યું, હવે મને જે અનુભવ-સિદ્ધ થયું છે તે સર્વતત્ત્વ હું પ્રકટ કરું છું." [૭]

આ પ્રમાણે સ્પષ્ટ રીતે સાધનોનો ઉલ્લેખ કરવાના કારણ-રૂપે આચાર્યશ્રીના શબ્દો જ બરોબર ઉત્તર આપી શકશે :

"જેનો નિર્ણય થયો ન હોય તેવા યોગ માટે શાસ્ત્રની વિસ્તૃત રચના કેવળ શબ્દ અને વાકયના બંધથી કરવી તે યોગ્ય નથી; આથી જ યોગના ત્રણ નિર્ણયપ્રકારે કહેવામાં

---

૬. યો. શા. પ્ર. ૧. શ્લો. ૪.

श्रुतांभोधेरधिगम्य सम्प्रदायाच्च सद्गुरोः
स्वसंवेदनतश्चापि योगशास्त्रं विरच्यते ॥

૭. યો. શા. પ્ર. ૧૨. શ્લો. ૧.

श्रुतसिन्धोर्गुरुमुखतो यदधिगतं तदिह दर्शितं सम्यक् ।
अनुभवसिद्धमिदानीं प्रकाश्यते तत्त्वमिदममखिलम् ॥

આવ્યા છે."[૮]

યોગશાસ્ત્ર એ અપૂર્વસિદ્ધિનું શાસ્ત્ર છે. એમાં સાધક વિપરીત માર્ગે ન જાય એ જોવાનું આચાર્યનું કર્તવ્ય છે. આથી આચાર્યની જવાબદારી આ શાસ્ત્રના ઉપદેશમાં બહુ જ છે. જે માર્ગ અનુભવસિદ્ધ અને શાસ્ત્રનિશ્ચિત હોય તેવો જ માર્ગ આચાર્યે સાધકને ઉપદેશવો જોઈએ. આ જવાબદારી ધ્યાનમાં રાખીને જ હેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રની રચના કરી છે.

આરંભમાં જણાવ્યું તેમ કુમારપાલના પરિશીલન માટે, તેના જીવનયોગ માટે, આ યોગશાસ્ત્રની રચના કરવામાં આવી હતી. આ કારણે મૌલિકતા કરતાંય યોગસિદ્ધાન્તની વિશ્વસનીય રીતે પ્રતિપાદન કરવા પ્રતિજ્ઞા હતી. પોતાનો પ્રતિપાદ્ય વિષય એક ધર્મપરાયણ જૈનને અનુકૂળ ઠરે તે રીતે આ ગ્રંથનું આયોજન આચાર્યશ્રીએ કર્યું છે. પાતંજલ યોગશાસ્ત્રમાં નિર્દેશેલાં યમનિયમાદિ યોગનાં અષ્ટાંગોને અણુવ્રત–મહાવ્રત-ગુણવ્રત–શિક્ષાવ્રત, વગેરે જૈનાચારની વ્રતપરિભાષામાં સમાવી દીધેલાં છે.[૯] આ ગ્રંથ વીતરાગસ્તુતિઓની માફક જ કુમારપાલને

---

૮. યો. શા. પ્ર. ૧ શ્લો. ૪. વૃત્તિઃ इह नानिर्णीतस्य योगस्य पदवाक्यबन्धेन शास्त्रविरचना कर्तुमुचितेति । योगस्य त्रिहेतुको निर्णयः स्थाप्यते ॥

૯. પતંજલિઃ યોગસૂત્ર; ૨, ૨૯–૩૨ : यमनियमासनप्राणायमप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥ २९ ॥ अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ ३० ॥ जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ ३१ ॥ शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ ३२ ॥

માટે રચવામાં આવ્યો હતો. યોગશાસ્ત્રના વિભાગ અને વીતરાગ-સ્તુતિઓના વિભાગ—એ પ્રકાશના નામે ઓળખાવવામાં આવ્યા છે. “ રાજા કુમારપાળ નિરંતર આનો—વીતરાગસ્તુતિઓનો—પાઠ કર્યા પછી જ દાતણ કરતા હતા. એટલે વીશ પ્રકાશ શ્રીવીત-રાગસ્તોત્રના અને બાર પ્રકાશ શ્રીયોગશાસ્ત્રના એમ કુલ બત્રીસ પ્રકાશનો સ્વાધ્યાય કરી પછી દંતધાવનની ક્રિયા કરતા હતા, એમ પૂર્વ મહાપુરુષો કથન કરી રહ્યા છે. ”[૧૦] યોગશાસ્ત્રની રચના કોઈ એક વિશિષ્ટ પુરુષને અનુલક્ષીને કરવામાં આવેલી છે. એ તો કેવળ ઉપરટપકે ગ્રંથનું નિરીક્ષણ કરનાર જિજ્ઞાસુ જાણી શકે એમ છે. પ્ર. ચ. માં જણાવવામાં આવ્યું છે. “ પછી રાજાને તત્ત્વાર્થનો બોધ કરવા માટે આચાર્ય મહારાજે બધાં શાસ્ત્રોમાં મુકુટસમાન યોગશાસ્ત્ર બનાવ્યું. ગુરુએ પોતે રાજાને તેનો અભ્યાસ કરાવ્યો. રાજાએ તેમની સમક્ષ તે ગ્રંથ વિચારી પણ લીધો. પછી સમ્યકત્વવાસિત રાજાએ એવો નિયમ લીધો કે જિનદર્શનમાં ગમે તેવો સાધુ હોય, તે રાજમુદ્રાની જેમ મારે વંદનીય છે. ”[૧૧]

---

૧૦. શ્રીવીતરાગ—મહાદેવસ્તોત્ર (શ્રી આત્માનન્દ જૈન શતાબ્દી સિરીઝ નં. ૧) નિવેદન પા. ૩

૧૧. પ્ર. ચ. હેમચન્દ્રસૂરિપ્રબંધ: શ્લોક ૭૭૨–૭૭૩ (પા. ૩૪૨.)

प्रतिपन्ने ततः श्राध्धव्रतसद्ध्यानहेतवे
भूपस्याध्यात्मतत्त्वार्थावगमाय च स प्रभुः ॥
योगशास्त्रं सुशास्त्राणां शीरोरत्नसमं व्यधात्
अध्याप्य तं स्वयं चक्र तत्पुरश्च व्यचारयत् ॥

યોગશાસ્ત્રનું મૂલ્યાંકન મોહરાજપરાજયમાં મુમુક્ષુઓ માટે 'વજ્રકવચ' કહીને કર્યું છે.[૧૨] સોમપ્રભાચાર્યે હેમચંદ્રાચાર્યની ઉપદેશશક્તિની પ્રશંસા કરી છે; અને હેમાચાર્યે જે વ્રતાદિ-વિષયની યોગશાસ્ત્રમાં ચર્ચા કરી છે–તેની જ વિસ્તારપૂર્વક ચર્ચા કરવાના ગ્રંથ પ્રયોજનનો તેમણે કુમારપાલપ્રતિબોધમાં નિર્દેશ કર્યો છે.[૧૩]

યોગશાસ્ત્રની પ્રશંસા મેરુતુંગે પ્રબંધચિંતામણિમાં 'વામ-રાશિપ્રબંધ'માં કરી છે. હેમચન્દ્રાચાર્ય પ્રત્યે અસભ્ય વચન બોલવાના કારણે કુમારપાલે વામરાશિની વૃત્તિ બંધ કરી હતી. તે પછી તે વિપ્ર દાણાની ભીખ માગી પેટ ભરતો અને શ્રી-હેમચન્દ્રાચાર્યની પોષધશાળા આગળ પડી રહેતો. અનેક રાજાઓ અને તપસ્વીઓથી બોલતા યોગશાસ્ત્રને સાંભળી તે સરલતાથી બોલ્યો :

"કાંઈ પણ કારણવિના દારુણ એવા જે લોકોના મુખમાંથી ગાળો રૂપી ઝેર નીકળતું હતું, તેજ જટાધારી તપસ્વીઓ રૂપી ફણાધરોના મુખમાંથી (હવે) શ્રીયોગશાસ્ત્ર રૂપી અમૃત બહાર આવે છે."

---

जग्राह नियम राजा दर्शनी जिनदर्शने
यादशस्तादशो वामे वेद्यो मुद्रेव भूपतेः ॥

૧૨. યશઃપાલ: મોહરાજપરાજય : અંક. ૫.

૧૩. સોમપ્રભ : કુમારપાલપ્રતિબોધ ( G. O. S. XIV ) પા. ૪૭૬:

स्तुमस्त्रिसन्ध्य प्रभुहेमसूरेरनन्यतुल्यामुपदेशशक्तिम् ॥

અમૃતની ધારા વર્ષાવતાં તેનાં આ વચનથી જેમનો પ્રથમનો સંતાપ શાંત થઇ ગયો છે એવા તે હેમાચાર્યે વામરાશિને બેવડી જીવાઈ બંધાવી આપવાની કૃપા કરી.”[૧૪]

ઉપરનાં વચનો યોગશાસ્ત્રની લોકપ્રિયતા તથા વિદ્વત્પ્રિયતા સિદ્ધ કરવા માટે પૂરતાં છે.

યોગશાસ્ત્રની રચના ગૃહસ્થજીવનને અનુલક્ષીને કરવામાં આવી છે. ગૃહસ્થજીવનને ઉત્કર્ષકારક ક્રમમાંથી પસાર કરી તેને યોગમય જીવનમાં લઈ જવું તે યોગશાસ્ત્રનો હેતુ છે. ગૃહસ્થની મોક્ષેચ્છા સુભગ રીતે પાર પડે તેટલા માટે સરળ અને લોકપ્રિય ભાષામાં આખા ગ્રંથનો વિસ્તાર કરવામાં આવ્યો છે. તેના ઉપર હેમચંદ્રાચાર્યે વિસ્તૃત વૃત્તિ લખી છે. અને તે વૃત્તિની વચ્ચે વચ્ચે બોધક અને રોચક ઉપદેશ વણી દેવામાં આવ્યો છે. જૈન સંપ્રદાયમાં પ્રચલિત અનેક વાર્તાઓનો તેમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ કારણને લીધે ધાર્મિક વ્યાખ્યાનકારને પણ એ ગ્રન્થ ગમી જાય તેવો છે. ઉપદેશની વ્યાપકતા અને સર્વસામાન્યતા ગ્રંથને અન્યધર્મીઓમાં પણ પ્રિય બનાવે તેવાં છે. આવાં અનેક કારણોને લીધે યોગશાસ્ત્રે લોકપ્રિયતા પ્રાપ્ત કરી હોય તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

---

૧૪. મેરુતુંગ : પ્ર. ચિં. પ્રકાશ. ૪. પાન. ૯૨-૯૨. (વામરાશિપ્રબંધ)

आतंककारणमकारणदारुणान्तं
वक्रेण गालिगरलं निरगालि येषाम् ।
तेषां जटाधरफटाधरमण्डलानां
श्रीयोगशास्त्रवचनामृतमुज्जिहीते ॥

યોગશાસ્ત્ર બે ભાગમાં વિભક્ત થાય છે. પ્રકાશ ૧ થી ૪ અને પ્રકાશ ૫–૧૨. પ્રથમ ભાગમાં ગૃહસ્થોને ઉપયોગી એવા ધર્મોનો ઉપદેશ કરવામાં આવ્યો છે; જ્યારે બીજા ભાગમાં પ્રાણાયામાદિ યોગના વિષયોનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

પ્રકાશ : ૧ : શ્લોક : ૫૬ : મંગલાચરણ પછી વિષયનું માહાત્મ્ય અને યોગના સ્વરૂપની ચર્ચા કરવામાં આવી છે. ત્યાર પછી તેજ પ્રકાશમાં મહાવ્રત, મહાવ્રતની ભાવના, સમિતિ તથા ગુપ્તિનું સ્વરૂપ અને માર્ગાનુસારીના ૩૫ ગુણોની ચર્ચા કરવામાં આવી છે.

પ્રકાશ ૨ : શ્લોક : ૧૧૫ : આ પ્રકાશમાં બાર વ્રતોની ચર્ચા કરવામાં આવી છે. તે ઉપરાંત સમ્યક્ત્વ અને મિથ્યાત્વ, દેવ અને કુદેવ, ગુરુ અને કુગુરુ, ધર્મ અને અધર્મનાં સ્વરૂપોની ચર્ચા કરવામાં આવી છે. ત્યાર પછી કુદેવ, કુગુરુ અને કુધર્મની ચેષ્ટાનું વર્ણન કરવામાં આવ્યું છે. સમ્યક્ત્વનાં લક્ષણો અને અતિચારનો પરિચય આપવામાં આવ્યો છે. ત્યાર પછી બાર વ્રતોની ચર્ચા કરવામાં આવી છે : ૧. અહિંસા; ૨. મૃષાવાદ-વિરમણ એટલે કે, સત્ય; ૩. અદત્તાદાનમાંથી અટકવું તે; ૪ મૈથુન-વિરમણ; ૫. પરિગ્રહમાંથી વિરમણ. આ પ્રકાશમાં આ ઉપરાંત અનેક સામાન્ય બોધના શ્લોકો પણ આવે છે.

પ્રકાશ : ૩ : શ્લોક : ૧૫૬ : આ પ્રકાશમાં ત્રણ ગુણવ્રતોની ચર્ચા કરવામાં આવી છે: ૧. દિશાનો નિયમ (दिग्विरतिव्रत); ૨. ભોગોપભોગવિરતિ; ૩. અનર્થદંડવિરતિ આ વ્રતોની ચર્ચા કરતાં મદિરા, માંસ, મધુ, ઉદુમ્બર વગેરે ખાવાથી થતા

દોષોની ચર્ચા કરવામાં આવી છે. ત્યાર પછી ચાર શિક્ષાવ્રતોની ચર્ચા કરવામાં આવી છે : ૧. સામાયિક વ્રત; ૨. દેશાવકાશિક-વ્રત; ૩. પૌષધવ્રત; ૪. અતિથિસંવિભાગવ્રત. આ પ્રમાણે બીજા પ્રકાશનાં પાંચ અણુવ્રતો સાથે, ૩ ગુણવ્રતો અને ૪ શિક્ષાવ્રતો મળી શ્રાવકના આચારનાં બારવ્રતોના સ્વરૂપની વિસ્તૃત ચર્ચા આચાર્યશ્રીએ કરી છે. ગૃહસ્થને અનુલક્ષી આ ગ્રંથની રચના કરવામાં આવેલી છે એટલે અણુવ્રતોની ચર્ચા તો આવશ્યક જ હોય. આમ વ્રતોના સ્વરૂપની ચર્ચા કર્યા પછી, પાંચ અણુવ્રતોના અતિચાર, ત્રણ ગુણવ્રતોના અતિચાર તથા ચાર શિક્ષાવ્રતોના અતિચાર વર્ણવવામાં આવ્યા છે. ત્યાર પછી મહાશ્રાવકપણું અને મહાશ્રાવકની દિનચર્યા કહેવામાં આવી છે. શ્રાવકના મનોરથો અને શ્રાવકની છેવટની ક્રિયાનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રકાશ : ૪ : શ્લોક : ૧૩૬ : આત્મા અને જ્ઞાન, દર્શન તથા ચારિત્રની એકતા સિદ્ધ કરી, સંસાર અને મોક્ષનું સ્વરૂપ આચાર્યશ્રી વર્ણવે છે. સંસારના કારણભૂત કષાયો છે અને કષાયોની કારણભૂત ઇન્દ્રિયો છે. કષાય તથા ઇન્દ્રિયો એ બંન્નેનાં સ્વરૂપોની ચર્ચા આચાર્યશ્રી કરે છે. મનઃશુદ્ધિની આવશ્યકતા, રાગદ્વેષોને જીતવાનો ઉપાય, સમભાવનું સ્વરૂપ, બાર ભાવનાનું સ્વરૂપ, ધ્યાન અને તેનું સ્વરૂપ, મૈત્રી પ્રમોદાદિ ભાવનાઓ અને આસનોનું સ્વરૂપ વગેરે વર્ણવવામાં આવ્યાં છે.

પ્રકાશ : ૫ : શ્લોક : ૨૭૫ : આ પ્રકાશથી યોગશાસ્ત્રનો બીજો વિભાગ શરૂ થાય છે. આમાં પ્રાણાયામના પ્રકારો: કુંભક, રેચક, પૂરક વગેરેનું વિસ્તૃત નિરૂપણ કરવામાં આવ્યું

છે અને તેનાથી પ્રાપ્ત થતાં ફળ વગેરેનું પણ વિવેચન કરવામાં આવ્યું છે. ધ્યાન, ધારણા ભૌમાદિમંડલ વાયુજ્ઞાનનો ઉપયોગ વગેરેની ચર્ચા કરવામાં આવી છે. સ્વપ્ને કરીને, શુકનોએ કરીને, યન્ત્રાદિએ કરીને થતા કાલજ્ઞાનનો, એટલે કે મૃત્યુ ક્યારે થવાનું છે એ જ્ઞાનનો, ઉલ્લેખ કર્યો છે. નાડીશુદ્ધિ, બિંદુજ્ઞાન વગેરેની પણ ચર્ચા કરવામાં આવી છે. ત્યાર પછી પરકાયપ્રવેશનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રકાશ : ૬ : શ્લોક ૮ : આરંભમાં જ આચાર્યશ્રી જણાવે છે કે પરકાયપ્રવેશની સિદ્ધિ થાય અથવા ન પણ થાય. પરકાયપ્રવેશ આશ્ચર્યકારક વાત છે એટલે તે વર્ણવવામાં આવી છે. પાતંજલ યોગસૂત્રમાં પણ પરકાયપ્રવેશસિદ્ધિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પરંતુ આ પ્રકારની સિદ્ધિઓ મોક્ષમાર્ગમાંથી સાધકને પાડી નાખે છે. ત્યારપછી પ્રત્યાહાર, ધારણાસ્થાનો અને ધારણાફલનું વિવેચન આચાર્યશ્રીએ કરેલું છે.

પ્રકાશ ૭ : શ્લોક : ૨૮ : ધ્યાન ધરવા ઇચ્છતા મનુષ્યે ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનો ક્રમ જાણવો જોઈએ; કારણ કે સામગ્રી વિના કાર્યો કદી પણ સિદ્ધિ પામતાં નથી. આ પ્રમાણે ધ્યાન કરવા ઇચ્છતા મનુષ્યનો ક્રમ; ધ્યાન ધરનારનું સ્વરૂપ; ધ્યેયનું સ્વરૂપ અને પાંચ પ્રકારની ધારણા—પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી અને તત્ત્વભૂ—નું વિવેચન કરવામાં આવ્યું છે. ધ્યેય ચાર પ્રકારનાં વર્ણવવામાં આવ્યાં છે: પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપવર્જિત. તેમાં પિંડસ્થ ધ્યેય સર્વોત્તમ છે. અંતના શ્લોકોમાં પિંડસ્થ ધ્યેયનું માહાત્મ્ય જણાવવામાં આવેલું છે.

પ્રકાશ : ૮ : શ્લોક ૮૨ : પદસ્થ ધ્યેયનું સ્વરૂપ પદસ્થ

ધ્યેયનું ફલ, પાદમયી દેવતાનું સ્વરૂપ, પંચમયી દેવતાનું સ્વરૂપ, મંત્રના અધિપતિનું ફલ, પંચ પરમેષ્ટી મંત્ર, પંચ પરમેષ્ટી વિદ્યા, પંદર અક્ષરની વિદ્યા, હીંકાર વિદ્યાનું ધ્યાન, આઠ અક્ષરની વિદ્યા વિગેરેનું વિવેચન કરવામાં આવ્યું છે. આ પરિભાષામાં શુભચંદ્રના જ્ઞાનાર્ણવની અસર સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. પદસ્થ ધ્યેયમાં કોઈ પણ મંત્રાક્ષરોને ધ્યાનમાં રાખી ધ્યેયનું ચિંતન કરવું તે સામાન્યતા પદસ્થ ધ્યેય કહેવાય છે.

પ્રકાશ : ૯ : શ્લોક : ૧૬ : આ પ્રકાશમાં રૂપસ્થ ધ્યેયના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે, દાખલા તરીકે અરિહંતના અનેક અતિશયોથી વિભૂષિત સ્વરૂપનું આલંબન કરી ધ્યાન ધરવું તે રૂપસ્થ ધ્યાન કહેવાય. છેવટમાં આચાર્યશ્રી જણાવે છે કે આ જગતમાં કૌતુકથી પણ ખોટાં ધ્યાનો સેવવાં નહિ કેમકે તે સેવ્યાં હોય તો સાધકનો નાશ જ આવે છે. મોક્ષનું અવલંબન કરનારાઓને સર્વસિદ્ધિઓ પોતાની મેળે જ સિદ્ધ થાય છે; બીજાને તે સિદ્ધિઓ થાય અથવા ન થાય, પરંતુ સ્વાર્થભ્રંશ તો થાય જ.

પ્રકાશ : ૧૦ : શ્લોક : ૨૪ : આ પ્રકાશમાં રૂપાતીત ધ્યાનની ચર્ચા આરંભમાં કરવામાં આવી છે. અમૂર્ત, ચિદાનન્દસ્વરૂપ, નિરંજન એવા સિદ્ધ પરમાત્માનું ધ્યાન તે રૂપ-રહિત – રૂપાતીત – ધ્યાન છે. ત્યાર પછી રૂપાતીત ધ્યાનના ભેદ આપવામાં આવેલા છે. આજ્ઞાવિચય ધ્યાન, અપાયવિચય ધ્યાન, વિપાકવિચય ધ્યાન, સંસ્થાનવિચય ધ્યાન વગેરેની ચર્ચા પછીથી કરવામાં આવી છે. ધર્મધ્યાન ધરવાથી સ્વર્ગ-લોક પ્રાપ્ત થાય છે અને છેવટે મોક્ષ પદને સાધક પ્રાપ્ત કરે છે.

પ્રકાશ : ૧૧ : શ્લોક : ૬૧ : મોક્ષના એક જ કારણરૂપ શુક્લ ધ્યાનના વિવેચનથી આ પ્રકાશનો આરંભ થાય છે. શુક્લ ધ્યાનના અધિકારીની વિવેચના કરવામાં આવી છે. ત્યાર પછી શુક્લ ધ્યાનના ભેદો આપવામાં આવ્યા છે. શુક્લ ધ્યાનના ચાર ભેદો પાડવામાં આવ્યા છે. અમનસ્કતા ( The State of Mindlessness )થી કેવલજ્ઞાનીને જ્ઞાનસિદ્ધિ પ્રાપ્ત થાય છે. શુક્લધ્યાનના ચાર પ્રકારોનું વિસ્તારપૂર્વક વિવેચન આ પ્રકાશમાં કરવામાં આવ્યું છે. ત્યાર પછી ઘાતિકર્મો, તીર્થંકરના અતિશયો, તથા સામાન્ય કેવલજ્ઞાનીના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યાં છે. કેવલજ્ઞાન અને કેવલદર્શનવાળો તે મુક્તયોનિ, અનુપમ, અવ્યાબાધ સ્વભાવથી થએલું સુખ પ્રાપ્ત કરી આનંદ પામે છે.

પ્રકાશ : ૧૨ : શ્લોક ૫૬ : આ પ્રકાશમાં આચાર્યશ્રી પોતાના અનુભવથી સિદ્ધ થયેલા યોગજ્ઞાનને જણાવે છે. તેમનું કહેવું એમ છે કે એકવાર આત્માએ પરમાત્મા સાથે ધ્યાન-સિદ્ધિ કરી એટલે પ્રાણાયામાદિ એ કાંઈ ઉપયોગનાં નથી. ઇન્દ્રિયજય કરી અમનસ્કતા ( The State of Mindlessness ) સિદ્ધ કરવી જોઈએ. એ સિદ્ધ થતાં પ્રાણાયામાદિ એની મેળે સિદ્ધ થાય છે. ગુરુ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરી અધ્યાત્મજ્ઞાનમાં લીન થવાથી યોગસિદ્ધિ થાય છે. સદ્ગુરુની ઉપાસના ઉપર ગાઢ ઇચ્છા કરવી, પ્રસન્નતા પ્રાપ્ત કરવી, અને આત્માને પરબ્રહ્મમાં યોજી દેવો એ જ યોગની સિદ્ધિ છે.

सत्येतस्मिन्नरतिरतिदं गृह्यते वस्तु दूरा-
दप्यासन्नेऽप्यसति तु मनस्याप्यते नैव किंचित्।

पुंसामित्यप्यवगतवतामुन्मनीभावहेता-
विच्छा बाढं न भवति कथं सद्गुरूपासनायाम् ॥

" ઉન્મનીભાવથી રતિ અને અરતિ આપનાર વસ્તુઓ દૂરથી પણ ગ્રહણ કરી શકાય છે, અને તેના અભાવે તે વસ્તુઓ નજીક હોય તો પણ મેળવાતી નથી; એમ જાણવા છતાં, ઉન્મનીભાવના હેતુભૂત, સદ્‌ગુરુની ઉપાસના ઉપર એ પુરુષોને ગાઢ ઇચ્છા કેમ નથી થતી ? "[૧૫]

આચાર્યશ્રી પોતાના આત્માને ઉપદેશ આપે છે :

तांस्तानापरमेश्वरादपि परान् भावैः प्रसाद नय-
स्तैस्तैस्तत्तदुपायमूढ भगवन्नात्मन् किमायास्यसि ।
हन्तात्मानमपि प्रसादय मनाग्येनासतां संपदः
साम्राज्यं परमेऽपि तेजसि तव प्राज्यं समुज्जृम्भते ॥

" હે ઉપાયમૂઢ, હે ભગવાન્, હે આત્મન્, પરમેશ્વરથી જુદા જુદા ભાવો માટે શા માટે શ્રમ કર્યા કરે છે ? જો તું આત્માને થોડો પ્રસન્ન કરે તો આ સંપત્તિઓ શી વિસાતમાં છે ? તારા પરમ તેજની અંદરજ વિશાળ સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. "[૧૬]

આ પ્રમાણે પોતાના આત્માને આચાર્યશ્રી ઉપદેશ આપે છે અને છેવટના પુષ્પિકા શ્લોકમાં કુમારપાલની અભ્યર્થનાથી આ શાસ્ત્રની રચના કરવામાં આવી–એમ જણાવી બારમો પ્રકાશ તથા સમગ્ર ગ્રંથ આચાર્યશ્રી સમાપ્ત કરે છે. હેમચન્દ્રાચાર્યે તે

૧૫. યો. શા. પ્ર. ૧૨. શ્લો. ૫૪.
૧૬. યો. શા. પ્ર. ૧૨ શ્લો. ૫૫.

સમયે પ્રચલિત હઠયોગની પ્રણાલિકા વર્ણવી છે; પરંતુ આચાર્યશ્રી પોતે હઠયોગની પ્રણાલિકાની તરફેણમાં નથી. પ્રાણાયમ વગેરેની ચર્ચા તેમણે પાંચમા પ્રકાશથી આરંભી છે. પાંચમા પ્રકાશની વૃત્તિની ઉત્થાનિકામાં તેઓ જણાવે છે.

" अत्रान्तरे परैः प्राणायामः उपदिष्टो " यमनियमासनप्राणायमप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि योगस्येति " वचनात् । न च प्राणायामो मुक्तिसाधने ध्याने उपयोगी, असौमनस्यकारित्वात् ।।"[૧૭]

આ પ્રમાણે પ્રાણાયામાદિ પ્રક્રિયાઓની ઉપયોગિતા હેમચન્દ્રાચાર્ય સ્વીકારતા નથી. તેમના અભિપ્રાયે મુક્તિના સાધનરૂપ ધ્યાનમાં પ્રાણાયમ ઉપયોગી નથી કારણ જે તે મનને સૌમ્ય બનાવતા નથી. પોતાના અનુભવથી લખેલા બારમા પ્રકાશમાં પણ તેઓ જણાવે છે :

रेचकपूरककुंभककरणाभ्यासक्रमं विनापि खलु
स्वयमेव नश्यति मरुद् विमनस्के सत्ययत्नेन ।। [૧૮]

" રેચક, પૂરક તથા કુંભક કરવાના અભ્યાસક્રમ વિના પણ અમનસ્કતા પ્રાપ્ત થતાં યત્ન વિના પ્રાણ પોતાની મેળેજ કાબુમાં આવી જાય છે."

બારમા પ્રકાશમાં તેમણે રાજયોગની જ હિમાયત કરી છે અને ભગવદ્‌ગીતાનો રણકો બે ત્રણ સ્થળે દૃષ્ટિગોચર થાય છે.[૧૯]

---

૧૭. યોગશાસ્ત્ર (આત્માનંદ જૈન સામા આવૃત્તિ) પત્ર. ૩૪૧. પાંચમા પ્રકાશથી આ ગ્રંથનો 'દ્વિતીય વિભાગ' આરંભાય છે.

૧૮. યો. શા. પ્ર. ૧૨. શ્લો. ૪૫.

૧૯. યો. શા. પ્ર. ૧૨. શ્લો. ૩૭, 'निर्वातस्थायिदीप इव';

હઠયોગનો માર્ગ તે કાળે બહુ પ્રચલિત હોવો જોઈએ. પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્યને અંતે શ્રુતદેવી કુમારપાલને ઉપદેશ આપે છે તેમાં પણ હઠયોગની પ્રણાલિકાનો ઉપદેશ કુમારપાલને તેણે આપ્યો છે.[૨૦] યોગશાસ્ત્રમાં પણ આચાર્યશ્રી પોતે રાજયોગની તરફેણમાં હોવા છતાં પણ તેમણે હઠયોગની પ્રક્રિયાના વિસ્તાર પાછળ ગ્રંથનો મોટો ભાગ રોક્યો છે. તે વિચાર માગી લે તેવી બાબત છે. હેમચન્દ્રાચાર્ય એની ઉપયોગિતા માટે લખે છે :

तथापि कायारोग्यकालज्ञानादौ स उपयोगीत्यस्माभिरपीहोपदर्श्यते।।[२१]

"તો પણ કાયાનું આરોગ્ય, કાલજ્ઞાન વગેરેમાં તે ઉપયોગી છે તેથી અમે પણ તેને અહીં નિરૂપીયે છીયે."

યોગશાસ્ત્રના કુલ ૧૨ પ્રકાશમાં ૧૦૧૩ શ્લોકો મૂકવામાં આવ્યા છે. યોગશાસ્ત્ર તથા શુભચંદ્રના જ્ઞાનાર્ણવના ઘણા ભાગ વિષે સામ્ય છે. કેટલાક શ્લોકો શબ્દશઃ મળતા આવે છે; જ્યારે કેટલાક શ્લોકો માત્ર શબ્દાન્તર જ છે. ધ્યાનના અને યોગના પારિભાષિક શબ્દો પણ જ્ઞાનાર્ણવના શબ્દો સાથે સામ્ય ધરાવે છે. જ્ઞાનાર્ણવ તો વિસ્તીર્ણ ગ્રન્થ છે; જ્યારે યોગશાસ્ત્ર, એ ગ્રંથની તુલનામાં ઘણો નાનો ગ્રન્થ કહી શકાય. શુભચંદ્ર પ્રાણાયામાદિ બાબતમાં ૨૯૦ શ્લોક રોકે છે; જ્યારે

શ્લો. ૪૪–૪૫ આ શ્લોકોમાં ભગવદ્‌ગીતાના શ્લોકોનો પડઘો છે. यथा दीपो निवातस्थो नेंगते चोपमा स्मृता; पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् ૪૦. વગેરે.

૨૦. હેમસમીક્ષા : પાન. ૧૬૧ અને આગળ.

૨૧. યો. શા. પ્ર. ૫. ની શ્લો. ૧. ની ઉત્થાનિકા. પત્ર ૩૪૧ (આત્મા. જૈ. સ. આવૃત્તિ).

હેમચંદ્રાચાર્ય લગભગ ૩૦૦ જેટલા શ્લોક પ્રાણાયામાદિ બાબતમાં રોકે છે. બન્નેય લેખકો પ્રાણાયામાદિને મોક્ષસિદ્ધિ ખાતર નિરુપયોગી માને છે. શુભચંદ્ર લગભગ વિક્રમની ૧૧મી સદીમાં થઈ ગયા; એટલે હેમચંદ્ર શુભચંદ્ર પછી લગભગ ૭૦ થી તે ૮૦ વર્ષના ગાળામાં થઈ ગયા. શુભચંદ્રના ગ્રંથમાંથી હેમચંદ્રાચાર્યે આટલા બધા ઉતારા કરે એ પણ વિચારણીય બાબત છે.[૨૨] નીચેના શ્લોકો બતાવે છે કે યોગશાસ્ત્ર અને જ્ઞાનાર્ણવના શ્લોકો વચ્ચે કેટલું સામ્ય છે :

| : : યોગશાસ્ત્ર : : | : : જ્ઞાનાર્ણવ : : |
|---|---|
| रम्यमापातमात्रे यत् | किंपाकफलसंभोग- |
| परिणामेऽतिदारुणम् । | संनिभं तद्धि मैथुनम् । |
| किंपाकफलसंकाशं | आपातमात्ररम्यं स्याद् |
| तत्कः सेवेत मैथुनम् ॥ | विपाकेऽत्यन्तभीतिदम् ॥ |
| ( પ્રકાશ : ૨ : શ્લોક : ૭૭ ) | ( પૃ. ૧૩૪ શ્લો : ૧૦ ) |

| યોગશાસ્ત્ર | જ્ઞાનાર્ણવ |
|---|---|
| विरतः कामभोगेभ्यः | विरज्य कामभोगेभ्यः |
| स्वशरीरेऽपि निःस्पृहः । | स्वशरीरेऽपि निःस्पृहः । |
| संवेगहृदनिर्मग्नः | यस्य चित्तं स्थिरीभूतं |
| स्वशरीरेऽपि निःस्पृहः ॥ | स हि ध्याता प्रशस्यते |
| ( પ્ર. ૭. શ્લો. ૫. ) | ( પૃ. ૮૪ : શ્લો. ૩ ) |

---

૨૨. યોગશાસ્ત્ર ( ગૂજરાતી ) : સં. ગોપાલદાસ જીવાભાઈ પટેલ : આમુખ.

| | |
|---|---|
| मनस्यन्यद् वचस्यन्यद् | मनस्यन्यद्वचस्यन्यद् |
| क्रियायामन्यदेव हि । | वपुष्यन्यद्विचेष्टितम् । |
| यासां साधारणस्त्रीणां | यासां प्रकृतिदोषेण |
| ताः कथं सुखहेतवे ॥ | प्रेम तासां कियद्दरम् ॥ |
| (પ્ર. ૨ : શ્લો : ૮૯) | (પૃ. ૧૪૫ : શ્લો : ૮૦) |

| | |
|---|---|
| सुमेरुरिव निष्कम्पः | स्वर्णाचल इवाकम्पाः |
| शशीवानन्ददायकः । | ज्योतिष्पथ इवामलाः |
| समीर इव निःसङ्गः | समीर इव निःसङ्गाः |
| सुधीर्घ्याता प्रशस्यते ॥ | निर्ममत्वं समाश्रिताः ॥ |
| (પ્ર. ७. શ્લો. ७.) | (પૃ. ૮૬ : શ્લો. ૧૫) |

યોગશાસ્ત્ર ઉપરની વૃત્તિમાંથી ઘણી બાબતો જાણવા મળે છે. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાંથી પણ તેમાં ટાંચણ મળે છે : ઉદાહરણ તરીકે પ્રકાશ : ૧ : શ્લો : ૧ : ઉપરની વૃત્તિમાં લંબાણુથી મહાવીરનો જન્મ અને ઈશાનેન્દ્રે કરેલી સ્તુતિ વિગેરે ત્રિ. શ. પુ. ચ. દશમા પર્વમાં શબ્દશઃ મળે છે. હેમાચાર્ય તે શ્લોકોને ‘सम्प्रदायगम्यश्चायमर्थस्तथाहि’[२३] કહીને

૨૩. યો. શા. પ્રકાશ ૧. શ્લો. ૨. ઉપરની વૃત્તિમાં શ્લોકો ટાંકતી વખતે જણાવે છે : सम्प्रदायगम्यश्चायमर्थस्तथाहि. આ પ્રમાણે ટાંકી શ્લો. ૧–૭. ત્રિ, શ. પુ. ચ. માં દષ્ટિગોચર થતા નથી. શ્લો. ૮ થી પછી ત્રિ. શ. પુ. ચ. પર્વ. ૧૦. સર્ગ. ૨. શ્લોક ૬૦ પછી શબ્દશઃ મળતા આવે છે. આ ઉપરાંત યોગશાસ્ત્રનો આદિ શ્લોક :

नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे
अर्हते योगिनाथाय महावीराय तायिने ॥

ઉપરનો જ શ્લોક ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ નો આદિ શ્લોક છે.

ટાંક્યા છે. યોગશાસ્ત્રની વૃત્તિમાં ટાંકાયેલા અનેક કથાશ્લોકો ત્રિ. શ. પુ. ચ. માંથી લેવાયલા હોવા જોઈએ. એમ માનવાને કારણ મળે છે કે ત્રિ. શ. પુ. ચ. લખાતું હશે તે વેળા વૃત્તિ રચવાની પ્રવૃતિ ચાલતી હોય. યોગશાસ્ત્ર તો ત્રિ. શ. પુ. ચ. પૂર્વે લખાઈ ગયું હતું તેવો ત્રિ. શ. પુ. ચ. માંથી જ પૂરાવો મળે છે.[૨૪] આ ઉપરાંત વૃત્તિમાં વીતરાગસ્તુતિમાંથી પણ ટાંચણો લેવામાં આવેલાં છે. તે ઉપરાંત અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા-માંથી ત્રણ અવતરણો વૃત્તિમાં દષ્ટિગોચર થાય છે.[૨૫] પોતાના સિદ્ધહેમવ્યાકરણમાંથી તેમજ ઉણાદિસૂત્ર[૨૬] તથા અભિધાન-ચિંતામણિમાંથી પણ તેમાં અવતરણો આપવામાં આવ્યાં છે.[૨૭] આ ઉપરથી એમ લાગે છે કે યોગશાસ્ત્ર મૂળ ત્રિ. શ. પુ. ચ. પૂર્વે લખવામાં આવેલું હોય;[૨૮] પરંતુ તેની વૃત્તિ ત્યાર પછી લખવામાં

૨૪. યો. શા. ( બિબ્લિઓથેકા ઇન્ડિકા આવૃત્તિ ) પાન ૧૭૪, ૫૮૫. ૬૧૬. વગેરે : વીતરાગ સ્તુતિનો ઉલ્લેખ.

૨૫. યો. શા. ૫૮૮ વગેરે : પા. ૧૬૯, ૧૮૯, અયોગવ્યવચ્છેદ દ્વાત્રિંશિકાનો ઉલ્લેખ.

૨૬. યો. શા. ( આત્માનંદ સભા. આવૃત્તિ ) પા. ૨૧૬, ૨૧૭, ૨૨૫, ૨૨૮. ૨૨૯, ઉપર ઈ. સિ. હે. માંથી ટાંચણ: પાન ૨૨૬ ઉપર उणादिसूत्रમાંથી ટાંચણ.

૨૭. યો. શા. ( આત્માનંદ સભા, આ. ) પાન ૧૭૫. अभिधान-चिंतामणिમાંથી અવતરણ.

૨૮. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦. અત્ય. પ્રશસ્તિ શ્લો. ૧૮, ૧૯

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याश्चया
साङ्गं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा ।

આવેલી હોવી જોઈએ. આ ઉપરથી એમ માલમ પડે છે કે યોગશાસ્ત્રની વૃત્તિ કદાચ શ્રી હેમચંદ્રાચાર્યની છેવટની કૃતિઓમાં ગણાવી શકાય.

આ ઉપરાંત યોગશાસ્ત્રની વૃતિમાંથી કેટલીય સમકાલીન સામાજિક હકીકત મળી રહે છે. દાખલા તરીકે આઠ પ્રકારના વિવાહ–બ્રાહ્મ, પ્રાજાપત્ય, આર્ષ, દૈવ (ધર્મ્ય વિવાહ), ગાન્ધર્વ, આસુર, રાક્ષસ, પૈશાચ (અધર્મ્ય વિવાહ) ગણાવી નોંધ કરે છેઃ[૨૯]

"જો વર તથા વધૂને પરસ્પર રુચિ હોય તો અધર્મ્ય વિવાહો પણ ધર્મ્ય બને છે. વિવાહનું ફળ એ છે કે શુદ્ધ પત્નીનો લાભ મળવો જોઈએ. અશુદ્ધ ભાર્યા વગેરેના યોગથી નરક જ પ્રાપ્ત થાય છે. શુદ્ધ ભાર્યાનું ફળ એ છે કે વધૂનું રક્ષણ કરતા એવા મનુષ્યને સારી રીતે ઉત્પન્ન થયેલી પુત્રસંતતિ થાય; અંતરાય વિનાની ચિત્તશાંતિ મળે, સારી રીતે ઘરનું કામકાજ થાય; કુલીનતા અને આચારની વિશુદ્ધિ તથા દેવ, અતિથિ, બાન્ધવનો સારી રીતે સત્કાર થાય. વધૂના રક્ષણના ઉપાય ચાર છેઃ ૧. ઘરકામમાં રોકાણ; ૨. હાથમાં થોડોક જ પૈસો; ૩. અસ્વતન્ત્રતા; અને ૪ માતા સમાન વડિલ સ્ત્રીઓ

---

मध्येतोरथ योगशास्त्रममलं लोकाय च द्वयाश्रय-
च्छन्दोऽलंकृतिनामसंग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥
लोकोपकारकरणे स्वयमेव यूयं
सज्जाः स्थ यद्यपि तथाप्यहमर्थयेऽदः ।
मादृजनस्य परिबोधकृते शलाका-
पुंसां प्रकाशयति वृत्तमपि त्रिषष्टेः ॥

વચ્ચે નિવાસ."[૩૦]

મદ્યપાન સંબંધી વિવેચન કરતાં આચાર્યશ્રી એક સ્થળે નોંધ કરે છે: દેશ અને જાતિએ કરીને કેટલાંક કાર્યો નિંદવા-યોગ્ય હોય છે: દા. ત. સૌવીર–સિંધ–દેશમાં ખેતીનું કાર્ય; લાટદેશમાં દારુ ગાળવાનું કાર્ય; જાતિએ કરીને નિંદ્ય કાર્ય–બ્રાહ્મણનું સુરાપાન, તલ, મીઠા વગેરેનો વેપાર; કુલની અપેક્ષાએ નિંદ્ય કર્મ: **ચૌલુક્યોનું મદ્યપાન** વગેરે.[૩૧]

આ ઉપરાંત વળી એક સ્થળે સ્ત્રીકથા અને દેશકથા ઉપર વિવેચન કરતાં આચાર્યશ્રી કહે છે:

स्त्रीकथा, स्त्रीणां नेपथ्याङ्गहास्यहावभावादिवर्णनरूपा । " कर्णाटी सुरतोपचारचतुरी लाटी विदग्धप्रिया । " इत्यादिरूपा वा; तथ देशकथा, यथा दक्षिणापथः प्रचुरान्नपानः स्त्रीसंभोगप्रधानः, पूर्व-देशो विचित्रवस्त्रगुडखण्डशालिमद्यादिप्रधानः, उत्तरापथे शूराः पुरुषाः, जविनो वाजिनः, गोधूमप्रधानानि धान्यानि, सुलभं कुङ्कुमं, मधुराणि द्राक्षादाडिमकपित्थादीनि; पश्चिमदेशे सुखस्पर्शानि च वस्त्राणि सुलभा इक्षवः शीतं वारीत्येवमादि ४०[३२]

એક સ્થળે 'પરવિવાહકરણ'ની આચાર્યશ્રી ચર્ચા કરે છે. ત્યાં તેઓ જણાવે છે કે બીજાનો વિવાહ કરાવી આપવો તે પણ મૈથુનના કારણરૂપ હોઈ અતિચાર છે. તેમાં વિવેચન કરતાં જણાવે છે કે કેટલાક પોતાની કન્યાના વિવાહકરણમાં પણ દોષ જુએ છે. પરંતુ શ્રીહેમચંદ્રાચાર્યનો અભિપ્રાય એ

૩૦. યો. શા. (આત્માનંદ જૈન સભા. આવૃત્તિ) પત્ર. ૫૧.
૩૧. યો. શા. (આ. જૈ. સ. આવૃત્તિ) પત્ર. ૫૨.
૩૨. યો. શા. (આ. જૈ. સ. આ.) પત્ર. ૧૭૩.

છે કે જો પોતાનીજ કન્યાનો વિવાહ માણસ ન કરે, તો કન્યા સ્વચ્છંદી બને અને શાસનનો ઉપઘાત થાય; માટે પોતાની કન્યાના વિવાહની યોજના કરવી તેમાં અતિચાર થતો નથી. કેટલાક હજુ પણ પોતાનાં બાળકોના વિવાહની યોજનામાં પાપ જુએ છે. તે માન્યતા આચાર્યશ્રીના સમયમાં પણ હતી અને તે માન્યતાનો આચાર્યશ્રીએ રદિઓ આપ્યો છે.[૩૩]

વળી એક સ્થળે પુસ્તક લખવાં, લખાવવાં વગેરે કાર્ય ધર્મવિહિત છે એમ જણાવેલું છે.[૩૪] આવી તો કેટલીક સામાજિક હકીકતો ઉપલક દૃષ્ટિએ અવલોકન કરીને નોંધેલી છે. આ ઉપરાંત અનેક બાબતો આચાર્યશ્રીએ આ વૃત્તિમાં નોંધી છે. આ ટુંકા વ્યાખ્યાનમાં તે બધાને સ્વાભાવિક રીતે જ જતી કરવી પડે.

વાત્સાયન કામસૂત્રનીદાંડકય ભોજની કંડિકાનો ઉલ્લેખ,[૩૫] તે ઉપરાંત બીજો એક ઉલ્લેખ, જૈમિનિની પૂર્વમીમાંસા, મનુસ્મૃતિના ઉલ્લેખ, મહાભારતમાંથી ટાંચણ, બૃહદારણ્યકોપનિષદ્નો ઉલ્લેખ, મુદ્રારાક્ષસનો ઉલ્લેખ, શ્રીહરિભદ્રસૂરિની સમરાદિત્ય કથાનો ઉલ્લેખ અને તેમાંથી ટાંચણો ઇત્યાદિ[૩૬]

૩૩. યો. શા. (આ. જૈ. સ. આવૃત્તિ) પ્રકાશ ૩. પત્ર. ૧૯૩.

૩૪. યો. શા. (આ. જૈ. આવૃત્તિ) પ્રકાશ. ૩. પત્ર. ૨૩૭.

૩૫. યો. શા. (આ. જૈ. સ. આવૃત્તિ) પ્રકાશ ૧. પત્ર ૫૬; પ્રકાશ ૨. પત્ર ૧૨૧. (પ્રકાશ ૨).

૩૬. યો. શા. (આ. જૈ. સ. આવૃત્તિ) જૈમિનિ. પત્ર. ૯૬; ૫ મનુ.૫ત્ર. ૯૮; એ ઉપરાંત મનુસ્મૃતિના માંસાદન ઉપર પ્રહાર

અનેક ગ્રંથોનાં અવતરણો વૃત્તિમાં આપવામાં આવ્યાં છે. એક સ્થળે अस्मद्गुरवः[૩૭] કહી પોતાના ગુરુના ગ્રંથમાંથી ટાંચણ આવ્યું છે. આ ટાંચણ કયા ગ્રંથમાંથી છે અને તે દેવચંદ્રસૂરિના ગ્રંથમાંથી છે કે કેમ, તે અનિશ્ચિત બાબત છે.

પં. સુખલાલજીએ એક સ્થળે હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રની ટૂંકમાં ઠીક સમીક્ષા આપે છે: "એમના ગ્રંથ પછી (હરિભદ્રસૂરિની યોગવિંશિકા પછી) શ્રીમાન હેમચંદ્રસૂરિવિરચિત યોગશાસ્ત્રનું સ્થાન આવે છે. એમાં પાતંજલ યોગશાસ્ત્રમાં બતાવેલાં આઠ યોગનાં અંગોના ક્રમે સાધુ તથા ગૃહસ્થના જીવનની આચાર-પ્રક્રિયાનું જૈનશૈલી અનુસાર વર્ણન આપવામાં આવેલું છે. તે ઉપરાંત આસન પ્રાણાયમ સાથે સંબંધ રાખનારી અનેક વાતોનું વિસ્તૃત વિવેચન આપવામાં આવેલું છે. તેની સમીક્ષા કરતાં એ માલમ પડે છે કે તે સમયના લોકોમાં હઠયોગની પ્રક્રિયાનો કેટલો બધો પ્રચાર હતો. હેમચંદ્રાચાર્યે પોતાના યોગશાસ્ત્રમાં હરિભદ્રસૂરિની યોગવિષયક ગ્રંથોની નવીન પરિભાષા કે રોચક શૈલીનો કોઇ પણ સ્થળે ઉલ્લેખ કર્યો નથી; પણ શુભચંદ્રાચાર્યના જ્ઞાનાર્ણવમાં આવેલા પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્યાનનું વિસ્તૃત અને સ્પષ્ટ વર્ણન કર્યું છે. અંતમાં પોતાના અનુભવને અનુસરી, વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એ ચાર મનના ભેદનું વર્ણન કરીને

---

(પ્રકાશ ૩. શ્લો. ૩૧.); મહાભારત. પત્ર ૫૬; મુદ્રારાક્ષસ પત્ર. ૨૧૨; સમરાદિત્ય કથા. પત્ર ૯૧.; બૃહદારણ્યકોપનિષદ પા. ૨૭૯. (પ્રકાશ ૪) વગેરે.

૩૭. યો. શા. (આ. જ. સ. આ.) પત્ર. ૨૦૯.

નવીનતા લાવવામાં તેમણે ખાસ કુશલતા બતાવી છે. નિઃસંદેહ હેમચંદ્રાચાર્યનું યોગશાસ્ત્ર જૈન તત્ત્વજ્ઞાન અને જૈન આચારનો અભ્યાસ કરવા માટે યોગ્ય પુસ્તક છે. ”૩૮

૩૮ પાતંજલયોગ સૂત્ર–ઉ. યશોવિજયની સંસ્કૃત ટીકા સાથે. (સં. પં. સુખલાલજી : પ્રસ્તાવના.)

# ૧૩

# ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત

यदिहास्ति तदन्यत्र
यन्नेहास्ति न कुत्रचित् ॥

" જે અહીં છે તે અન્ય સ્થળે છે; જે અહીં નથી તે ક્યાંય નથી."

ઉપરનાં વચન મહાભારત માટે લખાયેલાં છે. તે જ વચન ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતને સારી રીતે લાગુ પડે છે.[૧]

---

૧. સરખાવો स्थविरावलीचरित (Jacobi): Introduction XXIV: 'Hemacandra on the other hand writing in Sanskrit, in Kavya style and fluent verses, has produced an epical poem of great length (some 37000 verses) intended, as it were, as a Jaina substitute for the great epics of the Brahmanas."

ત્રિ. શ. પુ. ચ. એટલે જૈન સંપ્રદાયના સિદ્ધાંતો, કથાનકો, ઇતિહાસ, પૌરાણિક કથાઓ, તત્ત્વજ્ઞાનનો સર્વસંગ્રહ. આખા ગ્રંથનું કદ ૩૬૦૦૦ શ્લોક ઉપરાંત પ્રમાણનું થવા જાય છે.[૨] આ મહાસાગર સમાન વિશાલ ગ્રંથની રચના શ્રીહેમચંદ્રાચાર્યે તેમની ઉત્તરાવસ્થામાં કરી હતી. શ્રીહેમચંદ્રાચાર્યની સુધાવર્ષિણી વાણીનાં ગૌરવ અને મીઠાશ એ મહાકાવ્યમાં આપણે અનુભવી શકીએ છીએ. સમકાલીન સામાજિક, ધાર્મિક અને વિચારગત પ્રણાલિકાનાં પ્રતિબિંબો એ વિશાલ ગ્રંથમાં ઘણે સ્થળે આપણે જોઈ શકીએ છીએ. એ રીતે તો ગૂજરાતનો તે કાલનો સમાજ અને તેનું માનસ તેમાં નિગૂઢ રીતે પ્રતિબિંબિત થયાં છે. આ દૃષ્ટિએ ત્રિ. શ. પુ. ચ. નું મહત્ત્વ હેમચંદ્રાચાર્યની કૃતિઓમાં વિશિષ્ટ પ્રકારનું છે. દ્વયાશ્રયમાં જેટલું વૈવિધ્ય તેમનાથી સાધી

---

Buhler : Life of Hemacandracarya P. 48 "The work is written almost in heroic metre and is called by the author a Mahakavya or great epic. Its extent is very great, so great that it justifies in a certain degree its proud claim of comparison with the Mahabharata, as hinted by the division into Parvans."

૨. સરખાવો જિનમંડનના કુમારપાલચરિતનો ઉલ્લેખ. Buhler : Life of Hemacandracarya P. 48 ઉપર જણાવે છે કે જિનમંડનના અભિપ્રાયે ૩૬૦૦૦ શ્લોકપૂર એ ગ્રંથ છે. મુનિશ્રી પુણ્યવિજયજી ૩૨૦૦૦ શ્લોકપૂર જણાવે છે: જુઓ તેમનો નિબંધ 'સ્યાદ્વાદમૂર્તિ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય'. ઉપરની નોંધમાં પ્રો. યાકોબી ૩૭૦૦૦ શ્લોક સંખ્યા જણાવે છે.

શકાયું છે તેના કરતાં અનેક પ્રકારે ચઢિયાતું વૈવિધ્ય આ ગ્રંથમાં દૃષ્ટિગોચર થાય છે.

ત્રિ. શ. પુ. ચ. ની રચના હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રની પછી કરી એમ તો ત્રિ. શ. પુ. ચ. ની પ્રશસ્તિ ઉપરથી માલમ પડે છે.[3] યોગશાસ્ત્રની વૃત્તિમાં કેટલાક શ્લોકો ત્રિ. શ. પુ. ચ. માંથી ઉતારેલા માલમ પડે છે.[4] આ ઉપરથી એમ માનવા કારણ મળે છે કે યોગશાસ્ત્રની વૃત્તિ અને ત્રિ શ. પુ. ચ. ની રચના એક સાથે થતી હોવી જોઈએ. વળી પરિશિષ્ટ-પર્વની યોજના પણ તે વખતે જ થતી હોવી જોઈએ એમ માનવાને પણ કેટલાક પુરાવા છે.[5]

---

૩. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦. અંત્યપ્રશસ્તિ. શ્લો. ૧૮.

मद्धतोरथ योगशास्त्रममल लोकाय च द्व्याश्रय-

च्छन्दोऽलंकृतिनामसग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥

૪. જુઓ હેમસમીક્ષા. પાદ નોધ. ૨૨. ડૉ. બુલ્હર લખે છે: Life P. 48 "Its ( i. e., त्रि. श. पु. च. ) composition falls later than that of Yoga-s'astra, for it is not quoted in the commentary on the latter ( i. e., Yogas'astra ). " આ બરોબર નથી.

૫. જુઓ હેમસમીક્ષા પાદનોધ. ૨૩. તે ઉપરાંત Buhler: Life P, 48. "On the other hand, in the commentary on III 131 the story of Sthulabhadra is related in almost identical terms as in the Paris'ishta-Parvan VIII 2. 197 and IX. 55-111a."

ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતની પ્રશસ્તિમાં શ્રીહેમચંદ્રસૂરિને નીચે પ્રમાણે કહેતો કુમારપાલને આલેખવામાં આવ્યો છે :

"હે સ્વામી, નિષ્કારણ ઉપકાર કરવાની બુદ્ધિવાળા જે તમો તેમની આજ્ઞાને પ્રાપ્ત કરીને નરકગતિ સંબંધી આયુષ્યના નિમિત્તરૂપ મૃગયા, દ્યૂત, અને મદિરા વગેરે દુર્ગુણોને મારી પૃથ્વીમાં મેં નિષિદ્ધ કર્યા છે; તથા પુત્રરહિત મૃત્યુ પામેલાનું ધન લેવું પણ મેં છોડી દીધેલું છે, અને બધી પૃથ્વી અરિહંતના ચૈત્યવડે સુશોભિત કરી દીધી છે, તો હવે હું સાંપ્રતકાળમાં સંપ્રતિ રાજા જેવો થયો છું. પૂર્વે મારા પૂર્વજ સિદ્ધરાજની ભક્તિયુક્ત યાચનાથી આપે વૃત્તિથી યુક્ત એવું સાંગ વ્યાકરણ રચેલું છે, તેમજ મારે માટે નિર્મળ યોગશાસ્ત્ર રચેલું છે અને લોકોને માટે દ્વયાશ્રયકાવ્ય, છંદોડનુશાસન, કાવ્યાનુશાસન અને નામસંગ્રહ પ્રમુખ બીજાં શાસ્ત્રો પણ રચેલાં છે. હે સ્વામી, જો કે તમે સ્વયમેવ લોકોના ઉપર ઉપકાર કરવાને અર્થે સજ્જ થયા છો, તથાપિ મારી પ્રાર્થના છે કે મારા જેવા મનુષ્યોને પ્રતિબોધ થવાને માટે આપ ત્રિષષ્ટિશલાકાપુરુષોના ચરિતને પ્રકાશ કરો."[૬]

---

૬ ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ અંત્ય. પ્રશસ્તિ શ્લો. ૧૬–૧૯.

जिष्णुश्चेदिदशार्णमालवमहाराष्ट्रापरान्तं कुरून्
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान् दोर्वीर्यशक्त्या हरिः ।
**चौलुक्यः परमार्हतो** विनयवान् श्रीमूलराजान्वयी
तं नत्वेति कुमारपालपृथिवीपालोऽब्रवीदेकदा ॥ १६ ॥
पापर्द्धिद्यूतमद्यप्रभृति किमपि यन्नारकायुर्निमित्तं
तत्सर्वं निर्निमित्तोपकृतिकृतधियां प्राप्य युष्माकमाज्ञां
स्वामिन्नुर्व्यां निषिद्धं धनमसुतमृतस्याथ मुक्तं तथार्ह-
चैत्यैरुत्तंसिता भूरभवदिति समः संप्रतेः संप्रतीह ॥ १७ ॥

આ પ્રકારના શ્રીકુમારપાળ રાજાના આગ્રહથી શ્રીહેમાચાર્યે ધર્મોપદેશ જેનું પ્રધાન ફળ છે એવું આ ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત વાણીના વિસ્તારમાં સ્થાપિત કર્યું. [૭]

ઉપરના પ્રશસ્તિમાંથી કરેલા અવતરણમાંથી, ત્રિ. શ. પુ. ચ. ની રચના વિષે કેટલીક મહત્ત્વની બાબતો સિદ્ધ થાય છે. હેમચંદ્રાચાર્યે આ ગ્રંથ કુમારપાલની પ્રાર્થનાથી લખ્યો, એટલે કે કુમારપાલે જૈનધર્મનો સ્વીકાર કર્યો ત્યાર પછી આ ગ્રન્થની રચના શ્રીહેમચદ્રાચાર્યે કરેલી. એ બતાવે છે કે હેમચંદ્રાચાર્યનાં છેવટનાં વર્ષોમાં તેની રચના થયેલી હોવી જોઈએ. ડૉ. બુલ્હર ત્રિ. શ. પુ ચ. ની રચના માટે વિ. સં. ૧૨૧૬–૧૨૨૯ નો કાળ જણાવે છે અને તે યથાર્થ પણ છે.[૮] વિ.સં. ૧૨૨૯માં

---

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्चया
 सांग व्याकरणं सुवृत्तिसुगम चक्रुर्भवन्तः पुरा।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्वयाश्रय-
 च्छदोऽलंकृतिनामसंग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥
लोकोपकारकरणे स्वयमेव यूयं
 सज्जाः स्थ यद्यपि तदाप्यहमर्थयेऽदः ।
मादृग्जनस्य परिबोधकृते शलाका–
 पुंसां प्रकाशयति वृत्तमपि त्रिषष्टेः ॥ १९ ॥

૭. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ અંત્ય. પ્રશસ્તિ. શ્લો. ૨૦.
तस्योपरोधादिति हेमचन्द्राचार्यः शलाकापुरुषेतिवृत्तम्
**धर्मोपदेशैकफलप्रधानं** न्यवीविशद्वाङ्गिरां प्रपञ्चे ॥ ३० ॥

૮. Buhler: Life of Hc. P. 48.

શ્રીહેમચંદ્રાચાર્યનું અવસાન થયેલું; અને હેમચંદ્રાચાર્યના જીવનની એ છેલ્લી વીશીમાં ત્રિ. શ. પુ. ચ., પરિશિષ્ટપર્વ તથા પ્રમાણમીમાંસાની રચના થયેલી.

'ધર્મોપદેશ જ જેનું પ્રધાન ફળ છે' એવી વિશિષ્ટતાવાળું ત્રિ. શ. પુ. ચ. ને વર્ણવવામાં આવ્યું છે. ધર્મગ્રંથ હોવાને લીધે જૈનસિદ્ધાંતની યથાર્થતા અને બીજા સિદ્ધાંતોની ઊણપની ચર્ચાઓ ઘણે સ્થળે ગ્રંથમાં દૃષ્ટિગોચર થાય છે. તે ઉપરાંત ભક્તિરસથી ભરપૂર અને સ્તુત્યાત્મક વિભાગો પણ ગ્રંથમાં અનેક સ્થાને નજરે પડે છે. જે આશયથી વૈદિક સંપ્રદાયમાં પુરાણોની રચના થઈ છે, તે જ ધર્મપોષક આશયથી ત્રિ. શ. પુ. ચ. જેવા પુરાણગ્રંથોનું સર્જન જૈનધર્મના પ્રભાવક આચાર્યોએ કરેલું છે. હેમચંદ્રાચાર્ય પૂર્વે દિગંબર અને શ્વેતાંબર બન્નેય ફીરકાના કવિઓએ આ વિષયને સંસ્કૃત પ્રાકૃત કે અપભ્રંશમાં છેડયો છે. તીર્થંકરોનાં છૂટક છૂટક આખ્યાનો પણ અનેક લખાયાં છે. વિક્રમ દશમા સૈકામાં શીલાંકાચાર્યે ચતુઃપંચાશન્મહાપુરુષચરિત લખ્યું હતું. છૂટક ચરિતોમાં હેમાચાર્યના ગુરુ આચાર્યશ્રી દેવચંદ્રે પ્રાકૃતમાં શાંતિનાથનું ચરિત લખ્યું છે. અપભ્રંશમાં દિગંબર કવિઓ જેવા કે, સ્વયંભૂ, પુષ્પદંત, ધવલ વગેરેએ પદ્મચરિત્ર, અને મહાપુરાણ વગેરે ગ્રંથોમાં આ વસ્તુને જ આલેખી છે. રવિષેણ અને જિનસેનની સંસ્કૃત કૃતિઓ તથા વિમલનું પઉમચરિય વગેરે ગ્રંથો પણ એ પ્રકારના ચરિતગ્રંથો છે. આવશ્યક તથા બીજાં સૂત્રો ઉપરની ચૂર્ણીઓ, આવશ્યકસૂત્ર ઉપરની હરિભદ્રસૂરિની ટીકા વગેરેમાં આવેલાં કથાનકો પણ હેમચંદ્રાચાર્ય સમક્ષ હતાં. પુરોગામીઓનાં અનેક લખાણોનો

હેમાચાર્યે પોતાના ત્રિ. શ. પુ. ચ. ની રચનામાં ઓછેવત્તે અંશે ઉપયોગ કર્યો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી.

ત્રિ. શ. પુ. માં ૬૩ 'શલાકાપુરુષો'નાં ચરિતોનું આલેખન કરવામાં આવ્યું છે. 'શલાકાપુરુષો' એટલે તે પ્રભાવક પુરુષો જેમના મોક્ષ વિષે સંદેહ નથી. આ ત્રેસઠ શલાકા-પુરુષોમાં ૨૪ તીર્થંકર, ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવ, ૯ બળદેવ તથા ૯ પ્રતિવાસુદેવનો સમાવેશ થાય છે.

આ ત્રેસઠ શલાકાપુરુષોનાં ચરિતોને હેમચંદ્રાચાર્યે ત્રિ. શ. પુ. ચ. ના દશ સર્ગોમાં સમાવેલાં છે. નીચે પ્રમાણે તે ચરિતોનો સમાવેશ છે :

પહેલું પર્વ : આમાં શ્રીઆદીશ્વર પ્રભુ અને ભરતચક્રી એ બન્ને મહાપુરુષનાં ચરિત છે.

બીજું પર્વ : આમાં શ્રીઅજિતનાથ તથા સગરચક્રી એ બે મહાપુરુષનાં આખ્યાનો છે.

ત્રીજું પર્વ : શ્રીસંભવનાથથી આરંભી શ્રીશીતળનાથ સુધી આઠ તીર્થંકરોનાં ચરિતો છે.

ચોથું પર્વ : શ્રીશ્રેયાંસનાથથી ધર્મનાથજી સુધી પાંચ તીર્થંકરોનાં, પાંચ વાસુદેવ, પાંચ પ્રતિવાસુદેવ અને પાંચ બળદેવ તથા બે ચક્રી મઘવા અને સનત્કુમાર એમ બધાં મળી ૨૨ મહાપુરુષોનાં ચરિતનો આ પર્વમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

પાંચમું પર્વ : શ્રીશાંતિનાથજીનું ચરિત આ પર્વમાં આલેખવામાં આવ્યું છે. તેઓ એકજ ભવમાં તીર્થંકર અને ચક્રી બે હતા તેથી તેમનાં બે ચરિતો ગણવામાં આવેલાં છે.

છઠ્ઠું પર્વ : શ્રી કુંથુનાથજીથી મુનિસુવ્રતસ્વામી પર્યંત ચાર તીર્થંકરોનાં, ચાર ચક્રીનાં અને બે વાસુદેવ, બે બળદેવ તથા બે પ્રતિવાસુદેવ એમ ૧૪ મહાપુરુષોનાં ચરિતો છે. તેમાં પણ ચાર ચક્રીમાં કુંથુનાથજી અને અરનાથજી તેજ ભવમાં ચક્રી થયેલા હોવાથી તેમની બે ચક્રી તરીકે પણ ગણના કરવામાં આવી છે.

સાતમું પર્વ : આ પર્વમાં શ્રી નમિનાથજી, દશમા અગીઆરમા ચક્રી હરિષેણ અને જય અને આઠમા બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ – રામ લક્ષ્મણ, તથા રાવણનાં ચરિત મળી ૬ મહાપુરુષોનાં ચરિત છે. આ પર્વનો મોટો ભાગ રામચંદ્રાદિનાં ચરિતમાં રોકાયેલો હોઈ તેને જૈન રામાયણ અથવા પદ્મચરિત પણ કહેવાય છે. આ પર્વનું વસ્તુ વિમલના પ્રાકૃત ભાષામાં રચેલા 'પઉમચરિય'ના વસ્તુ સરખું જ છે.

આઠમું પર્વ : આઠમા પર્વમાં, શ્રી નેમિનાથજી તથા નવમા વાસુદેવ, બળદેવ અને પ્રતિવાસુદેવ,—કૃષ્ણ, બળભદ્ર તથા જરાસંધનાં મળી ૪ મહાપુરુષોનાં ચરિતો છે. પાંડવો નેમિનાથજીના સમકાલીન હોવાથી તેમનાં ચરિતોનો સમાવેશ પણ આ પર્વમાં કરવામાં આવ્યો છે. આ પર્વની વસ્તુ જૈન હરિવંશપુરાણ તરીકે પણ ઓળખાય છે. દિગંબર કવિ જિનસેનનું સંસ્કૃતમાં રચેલું હરિવંશપુરાણ ખુબજ પ્રખ્યાત છે. તે ઉપરાંત અપભ્રંશ કવિઓ–જેમકે, સ્વયંભૂ, ધવલ વગેરેએ પણ પોતાનો હાથ આ વિષય ઉપર અજમાવ્યો છે.

નવમું પર્વ : આમાં શ્રી પાર્શ્વનાથજીનું તથા બ્રહ્મદત્ત નામના બારમા ચક્રીનું ચરિત મળી બે મહાપુરુષોનાં જીવનચરિતો છે.

દશમું પર્વ : આ પર્વમાં ભગવાન મહાવીરનું જીવનચરિત છે. બધાં પર્વો કરતાં આ પર્વ વિસ્તારમાં મોટું છે આખા પર્વમાં કુલ તેર સર્ગ અને ગ્રંથકારની પ્રશસ્તિ છે. આ પર્વમાં "શ્રેણિક, કોણિક, સુલસા, અભયકુમાર, ચેટકરાજા, હલ્લવિહલ્લ, મેઘકુમાર, નંદીષેણ, ચેલ્લણા, દુર્ગંધા, આર્દ્રકુમાર, ઋષભદત્ત, દેવાનંદા, જમાલિ, શતાનિક, ચંડપ્રદ્યોત, મૃગાવતી, યાસાસાસા, આનંદાદિ દશ શ્રાવકો, ગોશાલક, હાળીક, પ્રસન્નચંદ્ર, દુર્દુરાંકદેવ, ગૌતમસ્વામી, પુંડરીક–કંડરીક, અંબડ, દશાર્ણભદ્ર, ધના–શાલિભદ્ર, રૌહિણેય, ઉદાયન–શતાનિક પુત્ર, છેલ્લા રાજર્ષિ ઉદાયન, પ્રભાવતી, કપિલકેવળી, કુમારનંદી સોની, ઉદાયિ, કુળવાલુક, અને કુમારપાળ રાજા વગેરેનાં ચરિત્રો અને પ્રબંધો ઘણાં અસરકારક વર્ણવેલાં છે. તેમાં પણ શ્રેણિક, કોણિક, અભયકુમાર, આર્દ્રકુમાર, દર્દુરાંકદેવ, છેલ્લા રાજર્ષિ ઉદાયન અને ગોશાળા વગેરેનાં વૃત્તાન્તો તો ઘણાંજ વિસ્તારવાળાં છે; જેમાંથી કેટલોક વિભાગ અન્ય ગ્રંથોમાં અલભ્ય છે. પાંચમા અને છઠ્ઠા આરાનું તથા ઉત્સર્પિણી કાલનું ભાવી વૃત્તાંત પણ ઘણું વિસ્તારથી આપેલું છે. આ અને બીજી અનેક હકીકતોથી પરિપૂર્ણ આ ચરિત છે."[૯]

આવો મહાન ગ્રન્થ શ્રીહેમચન્દ્રાચાર્યે ઉત્તરાવસ્થામાં કેવી રીતે લખ્યો હશે? ૩૬૦૦૦ શ્લોકપૂર ગ્રન્થ લખવો એ

૯. ત્રિ. શ. પુ. ચ. ( ગૂજરાતી ભાષાંતર ) પર્વ ૧૦ પ્રસ્તાવના.

સામાન્ય બાબત નથી. શ્રીહેમચન્દ્રાચાર્યના સભાસ્થાનનું વર્ણન પ્રભાવકચરિતમાં આપેલું છે તે અહિં નોંધવું પ્રસ્તુત છે: "ત્યાં કોઈ નવા જ ગ્રન્થની રચનામાં કોઈ મહાકવિ મશગુલ હતો; વળી લાકડાની પાટી અને કપડાં ઉપર શબ્દોના સમૂહ લખાઈ રહ્યા હતા; શબ્દની વ્યુત્પત્તિ માટે એક બીજા સાથે ઊહાપોહ ચાલી રહ્યો હોવાથી તે સુંદર હતું; જ્યાં શબ્દો માટે પ્રાચીન કવિઓમાં દૃષ્ટાન્તો ટાંકવામાં આવતાં હતાં; અહીં બ્રહ્માના ઉલ્લાસનું નિવાસસ્થાન હતું; સરસ્વતીના પિતાનું તે મન્દિર હતું; જ્યાં વિદ્વાનો સારી સ્થિતિમાં હતા; હેમચંદ્રાચાર્યનું એ સભાગૃહ હતું."[૧૦] "ગ્રંથ-રચના કરતી વખતે ગ્રંથકારો તેમના ગ્રંથના કાચા ખરડાઓ પથ્થરપાટી – સ્લેટ અથવા લાકડાની પાટી વગેરેમાં લખતા હતા અને તેના ઉપર નક્કી થઈ ગયા પછી નકલ ઉતાર-નારાઓ તેના ઉપરથી વ્યવસ્થિત નકલ કરતા. + + + ગ્રંથરચના સમયે ગ્રંથકારોને પ્રતિઓમાંના પાઠભેદો તારવવા, તેમાં ઉપયોગી શાસ્ત્રીય પાઠો તૈયાર રાખવા, ગ્રંથરચનામાં ખાસ ખાસ સૂચનાઓ કરવી ઈત્યાદિ માટે વિદ્વાન શિષ્યો

---

૧૦. પ્ર. ચ. હેમચંદ્રસૂરિચરિત: શ્લો. ૨૯૨–૨૯૫

अन्यदामिनवग्रन्थगुम्फाकुलमहाकवौ
पट्टिकापट्टसंघातलिख्यमानपदव्रजे ॥ २९३ ॥
शब्दव्युत्पत्तयेऽन्योऽन्यं कृतोहापोहबन्धुरे
पुराणकविसंदब्धदृष्टान्तीकृतशब्दके ॥ २९४ ॥
ब्रह्मोल्लासनिवासेऽत्र भारतीपितृमन्दिरे
श्रीहेमचन्द्रसूरीणामास्थाने सुस्थकोविदे ॥ २९५

અને શ્રમણોજ મદદગાર રહેતા. કેટલીકવાર વિદ્વાન ઉપાસકો પણ એ જાતની સહાય કરતા."[૧૧] આ પ્રકારે અનેક ઉપકરણો અને વિદ્વાન શિષ્યોની મધ્યમાં રહીને હેમચંદ્રાચાર્ય ગ્રન્થો લખતા હોય તો તેમાં આશ્ચર્ય નથી. રામચંદ્ર, ગુણચંદ્ર, મહેન્દ્ર વગેરે પ્રકાંડ પંડિતો, પ્રતિભાસંપન્ન વિચારકો અને ક્રાન્તદર્શી કવિઓ હેમાચાર્યના પ્રસિદ્ધ શિષ્યો હતા. આવા શિષ્યમંડળ વચ્ચે રહીને પોતાની પ્રોજ્જવલ પ્રતિભા અને અમેય વ્યુત્પત્તિને યોજી આ મહાસાગર સમા ગ્રન્થને રચી કાઢવો તે શ્રીહેમચંદ્રાચાર્યને એક આનંદપ્રદ અને ઘણે અંશે સરળ વસ્તુ બની હશે. આ ઉપરાંત અનેક પૂર્વાચાર્યોની કૃતિઓ પણ તેમની સમક્ષ હતી જ. હેમચંદ્રાચાર્યની આ કૃતિને વાંચનાર મનુષ્યને શબ્દશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, જૈનતત્ત્વજ્ઞાન, જૈનપૌરાણિક કથાઓ, ઇતિહાસ, તીર્થંકરોનાં પાવન ચરિતો વગેરે અનેક વસ્તુઓ એક સાથે ઉપલબ્ધ થાય છે. ધાર્મિક ઉપરાંત અનેક વ્યાવહારિક સત્યો પણ તેમાંથી સમુપલબ્ધ થાય છે. હેમચંદ્રાચાર્યે ત્રિ. શ. પુ. ચ. માં મૂકેલાં વ્યાવહારિક અને પારમાર્થિક સામાન્ય વિધાનોને ભેગાં કરીને એક વિદ્વાને પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું છે.[૧૨] હેમચંદ્રાચાર્ય મહાકવિ, તત્ત્વજ્ઞાની અને યોગી હોવા છતાં પણ વ્યવહારપ્રણાલીના ઊંડા પારખનાર હતા એ સિદ્ધ કરે છે.

---

૧૧. મુનિશ્રી પુણ્યવિજયજી : "ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકળા" પા. ૧૦૭. પુસ્તકો કેવી રીતે તે કાળે સંશોધિત કરાતાં, તેની નકલો કરાતી વગેરેની પરના ગ્રંથમાંથી સવિસ્તર માહિતી મળે છે.

૧૨. મુનિશ્રી જયંતવિજય : હેમચંદ્ર–વચનામૃત (વિજયધર્મસૂરિ ગ્રન્થમાળા). આ ગ્રંથમાં ત્રિ. શ. પુ. ચ. માનાં વચનામૃતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ સંબંધમાં ત્રિ. શ. પુ. ચ. માંથી એક દૃષ્ટાંત અહીં બસ થશે. તેઓ એક સ્થળે જણાવે છે.

"જગતમાં સામાન્ય રીતે બ્રાહ્મણો દ્વેષરહિત હોતા નથી. વણિક અવંચક હોતા નથી. દેહધારી નીરોગી હોતા નથી, મિત્રો ઈર્ષારહિત હોતા નથી, વિદ્વાન ધનવાળો હોતો નથી; ગુણવાન ગર્વ વિનાનો હોતો નથી; સ્ત્રી ચાપલ્યરહિત હોતી નથી, રાજપુત્ર સારા ચારિત્ર્યવાળા હોતા નથી."[13]

આમાં બધાય પ્રકારના જનોમાં કયાં ખાસ દૂષણો હોય છે તે આચાર્યશ્રીએ વ્યાવહારિક સચોટતાથી બતાવ્યાં છે.

ત્રિ. શ. પુ. ચ. માં તત્કાલીન અનેક સામાજિક બાબતો પણ વાચકને દૃષ્ટિગોચર થાય છે. આપણે એક જ દૃષ્ટાંત લઈએ. ત્રિ. શ. પુ. ચ. માં ઋષભદેવના વિવાહના સમયનું વર્ણન કરતાં હેમચંદ્રાચાર્ય સમકાલીન સામાજિક ચિત્ર ખડું કરી દેતા હોય તેમ દેખાય છે.

"પછી કેટલીએક અપ્સરાઓએ સુનન્દા અને સુમંગલાને મંગળ-સ્નાન કરાવવાને માટે આસન ઉપર બેસાડયાં. મધુર મંગળધવળ ગાતાં ગાતાં પ્રથમ તેમને સર્વ અંગે તૈલથી અભ્યંગ કર્યું. પછી જેની રજના પુંજથી પૃથ્વી પવિત્ર થયેલી છે એવી તે બંને

---

૧૩. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧. સર્ગ ૧ શ્લોક ૭૪૩–૭૪૪.

ब्राह्मणजातिरद्विष्टो वणिग्जातिरवञ्चकः
प्रियजातिरनीर्ष्यालुः शरीरी च निरामयः ॥
विद्वान् धनी गुण्यगर्वः स्त्रीजनश्चापचापलः
राजपुत्रः सुचरित्रः प्रायेण न हि दृश्यते ।

કન્યાઓનું સૂક્ષ્મ પીઠીથી તેઓએ ઉદ્વર્તન કર્યું. જાણે તેમના અંગમા લીન થયેલા નવ અમૃતકુંડ હોય તેમ તેમનાં બંને ચરણ બને હાથ, બંને ખભા અને એક કેશમાં એમ નવ શ્યામ તિલક કર્યાં + + + + પછી જાણે કુલદેવતા હોય તેમ તેઓએ બીજા આસન ઉપર બેસાડીને સુવર્ણકુંભના જળથી સ્નાન કરાવ્યું; ગંધકષાયી વસ્ત્રથી તેમનું અંગ લુછ્યું. અને કોમળ વસ્ત્રથી તેમના કેશ વેષ્ટિત કર્યા."[૧૪]

વિવાહના મંડપ આગળ ઋષભદેવ આવી પહોંચ્યા ત્યારે શરાવસંપુટ મૂકવાનો વિધિ થાય છે. અત્યારે પણ એ વિધિ પ્રચલિત છે. થોડા ફેરફાર સાથે તે સામાજિક રિવાજનું વર્ણન તદ્દન તાદૃશ છે.

"પ્રભુ વાહનમાંથી ઊતરીને વિવાહમંડપના દ્વાર પાસે આવીને ઊભા રહ્યા. તરતજ મંડપની સ્ત્રીઓમાથી કોઈએ અગ્નિ અને લવણ અંદર હોવાથી તડતડાટ શબ્દ કરતું શરાવસંપુટ દ્વારના મધ્યભાગમાં મૂક્યુ. કોઈ સ્ત્રીએ પૂર્ણિમા જેમ ચંદ્રને ધારણ કરે તેમ દુર્વા વગેરે મંગળ પદાર્થો વડે લાંછિત કરેલો રૂપાનો થાળ પ્રભુની આગળ ધર્યો અને એક સ્ત્રી કસુંબી વસ્ત્ર પહેરીને, જાણે પ્રત્યક્ષ મંગળ હોય એવા પંચશીખા યુક્ત રવૈયાને ઉંચો કરી અર્ઘ્ય આપવા માટે ઊભી રહી."[૧૫]

આપણે ત્યાં અત્યારે પણ ફટાણાં અને ઠઠ્ઠાનાં જોડકણાં લગ્નસમયે ગાવાનો રિવાજ છે. તેનો પણ ઉલ્લેખ ઋષભદેવના વિવાહના વર્ણનમાં માલમ પડે છે.

---

૧૪. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧ સર્ગ ૨. શ્લો. ૭૯૬–૮૦૪.
૧૫. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧. સર્ગ ૨. શ્લો. ૮૩૦–૮૩૪.

"કન્યા તરફથી જે સ્ત્રીઓ મશ્કરી કરવામાં ચતુર હતી તેમણે અણુવર ઉપર કૌતુકધવલ ગાવાનો આ પ્રમાણે આરંભ કર્યો.––જ્વરવાળો માણસ જેમ સમુદ્રનું શોષણ કરવાની ઈચ્છાવાળો હોય તેમ લાડવા ખાવાને કયા મનથી આ અણુવર શ્રદ્ધાળુ થયો છે? કુત્તરો કાદા ઉપર મન માંડે તેમ આ અણુવર શા માટે માંડા ઉપર મન માંડી રહ્યો છે? જાણે પહેલાં જન્મથી જ વડાં ન જોયાં હોય તેમ આ અણુવર રાંકના બાળકની માફક શા સારુ વડાં ખાવા લલચાય છે? મેઘમા જેમ ચાતક અને પૈસામાં જેમ જાચક તેમ સોપારીમાં આ અણુવર કયા મનથી ઇચ્છા કરે છે? જેમ વાછડો ઘાસમાં શ્રધ્ધાળુ થાય તેમ આ અણુવર આજે કયા મનથી તાબૂલ-પત્રમા શ્રદ્ધાળુ થયો છે? માખણના પિંડ ઉપર જેમ બિલાડો લપટ થાય તેમ આ અણુવર કયા મનથી ચુરમા ઉપર લલચાયો છે? કયારડાના કાદવ ઉપર જેમ પાડો ટાંપી રહે તેમ આ અણુવર અત્તર વગેરે ઉપર શું કામ ટાંપી રહ્યો છે? ઉન્મત્ત માણસ જેમ નિર્માલ્ય ઉપર પ્રીતિ રાખે તેમ આ અણુવર પુષ્પમાળની ઉપર ચપળ લોચન કરી શા સારુ મન બાંધી રહ્યો છે?'––આવા કૌતુક-ધવળથી કાન અને મુખ ઉંચા કરીને કૌતુકથી સાંભળનારા દેવતાઓ જાણે ચિત્રમાં આલેખ્યા હોય તેવા થઇ ગયા. લોકને વિષે આ વ્યવહાર બતાવવો યોગ્ય છે એમ ધારીને વિવાદમા નીમાયેલા મધ્યસ્થ માણસની જેમ પ્રભુ તેની ઉપેક્ષા કરતા હતા."૧૬

૧૬. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧. સર્ગ ૨. શ્લો. ૮૫૪–૮૬૪. કેટલાક શ્લોકો નીચે દાખલા તરીકે ઉતાર્યા છે:

ज्वरीवाऽब्धिं शोषयितु मोदकान् परिखादितुम् ।
श्रद्धालुरनुवरको मनसा केन नन्वसौ ॥ ८५५ ॥
मण्डकेभ्योऽखण्डदृष्टिः कान्दुकस्येव कुक्कुरः
स्पृहयालुरनुवरो मनसा केन नन्वसौ ॥ ८५६ ॥

× × ×

સામાજિક રીતરિવાજોની દૃષ્ટિએ ત્રિ. શ. પુ. ચ. કેટલું ઉપયોગી છે તે બતાવવા માટે માત્ર એકાદ વિભાગમાંથી ઉપર અવતરણ આપવામાં આવ્યાં છે. પરંતુ ત્રિ. શ. પુ. ચ. ના વિસ્તૃત અભ્યાસમાં આ દૃષ્ટિકોણ ખાસ આવશ્યક છે.

ધાર્મિક દૃષ્ટિએ ત્રિ. શ. પુ. ચ. કેટલું ઉપયોગી છે તે નીચેના અવતરણ ઉપરથી જણાઈ આવશે. "આ ગ્રંથના મૂળ દશ વિભાગ કરેલા છે અને તેને પર્વ એવી સંજ્ઞા આપવામાં આવેલી છે. તે દશપર્વમાં સૂરિએ એવી ખુબી કરી દીધી છે કે તેથી સર્વસિદ્ધાંતનું રહસ્ય સમજાઈ જાય. જુદી જુદી પ્રભુની દેશનાઓમાં નયોનું સ્વરૂપ, ક્ષેત્રસમાસ, જીવવિચાર, કર્મસ્વરૂપ, આત્માનું અસ્તિત્વ, બાર ભાવના, સંસાર પર વૈરાગ્ય, જીવનની અસ્થિરતા અને ટુંકામાં બોધ તથા જ્ઞાનના સર્વ વિષયો સરળતાથી અને ચિત્તાકર્ષક ભાષામાં આચાર્યશ્રીએ સમાવ્યા છે."[૧૭] જૈનધર્મ, તત્ત્વજ્ઞાન અને પ્રણાલીનો સર્વ પરિચય ત્રિ. શ. પુ. ચ. ના વાચકને સીધી અને સરળ રીતે પ્રાપ્ત થાય છે.

ઐતિહાસિક દૃષ્ટિએ પણ ત્રિ. શ. પુ. ચ. ના દશમા

---

लोकेषु व्यवहारोऽयं दर्शनीय इति प्रभुः

विवाद इव मध्यस्थस्तदुपेक्षितवांस्तदा ॥ ८६४ ॥

ફટાણાંની ટેકની પંક્તિની માફક જ હેમચંદ્રાચાર્યે છેલ્લા પાદને બધાય શ્લોકોમાં સરખું મૂક્યું છે.

૧૭: ત્રિ. શ. પુ. ચ. (ગૂ. ભાષાંતર) પર્વ ૧-૨ની પ્રસ્તાવના પાન ૩.

પર્વના બે વિભાગો અત્યંત ઉપયોગી છે. એક તો કુમારપાલનું ભવિષ્યકથનરૂપે આલેખેલું ચરિત અને શ્રીહેમચંદ્રાચાર્યે ત્રિ. શ. પુ. ચ. ની રચેલી અંત્યપ્રશસ્તિ. અંત્યપ્રશસ્તિનો કેટલોક ભાગ તો આ પ્રકરણના આરંભમાં મૂકવામાં આવ્યો છે; પરંતુ આખીય પ્રશસ્તિ ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત ઉપયોગી છે. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ સર્ગ ૧૨ માં કુમારપાલના ચરિતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પાટણનું, કુમારપાલનું, તેના રાજ્યવિસ્તારનું, કુમારપાળે પાટણમાં જિનપ્રતિમાની સ્ફટિકમય પ્રાસાદમાં સ્થાપના કરી તેનું, તથા બીજી અનેક બાબતોનું તેમાં વર્ણન કરવામાં આવ્યું છે. રાજ્યવિસ્તારનું વર્ણન કરતાં તે વિભાગમાં જણાવવામાં આવ્યું છે કે:

"તે રાજા ઉત્તર દિશામાં તુરુષ્ક સુધી, પૂર્વમાં ગંગા નદી સુધી, દક્ષિણમાં વિંધ્યગિરિ સુધી, અને પશ્ચિમમાં સમુદ્ર સુધી પૃથ્વીને સાધશે."[૧૮]

શ્રીહેમચંદ્રાચાર્ય સાથેના મેળાપ માટે નીચે મુજબ જણાવવામાં આવ્યું છે:

"એક વખતે વજ્રશાખા અને ચાંદ્રકુળમાં થયેલા આચાર્ય હેમચંદ્ર તે રાજાના જોવામાં આવશે. + + + આચાર્ય જિન-

---

૧૮. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦. સર્ગ ૧૨. શ્લો. ૩૭-૯૬. કુમારપાલનું કથાનક કહેવામાં આવ્યું છે. શ્લો. ૫૨ માં ઉપરની સીમા કહેવામાં આવી છે.

स कौबेरीमातुरुष्कमैन्द्रीमात्रिदशापगाम् ।
याम्यामाविन्ध्यमाम्भोधिं पश्चिमां साधयिष्यति ॥

ચૈત્યમા ધર્મદેશના દેતા હતા ત્યા તેમને વંદના કરવા માટે પોતાના શ્રાવક મંત્રીઓ સાથે તે રાજા આવશે. તત્ત્વને નહિ જાણવા છતાં પણ શુદ્ધભાવથી આચાર્યને વાંદશે. પછી તેમના મુખથી શુદ્ધ ધર્મદેશના પ્રીતિપૂર્વક સાંભળીને તે રાજા સમકિતપૂર્વક અણુવ્રત સ્વીકારશે. અને પછી સારી રીતે બોધ પ્રાપ્ત કરીને તે રાજા શ્રાવકના આચારનો પારગામી થશે."[૧૯]

સોમપ્રભના કુમારપાલપ્રતિબોધના આરંભના કથાનક સાથે આ વર્ણનને કાંઈક સરખાપણું છે; એટલે ઐતિહાસિક સત્યની દૃષ્ટિએ પણ આચાર્યશ્રી સાથેનો કુમારપાલનો સબંધ વાગ્ભટ સમાન જૈનમંત્રીઓની પ્રેરણાથી વધારે દૃઢ બન્યો અને જૈન ધર્મ પ્રત્યે તેનો આધ્યાત્મિક ભાવ તેમના સહૃદય ઉપદેશથી સારી રીતે ઉછર્યો.

કાવ્યની અને શબ્દશાસ્ત્રની દૃષ્ટિએ તો આ કાવ્યની વાતજ શી કરવી? તેમાં પ્રસાદ છે, કલ્પના છે, શબ્દનું માધુર્ય છે, સરળતા છતાંય ગૌરવ છે. આ નાના પ્રકરણમાં આ બધુંય બતાવવા માટે શી રીતે અવતરણો આપવાં? જિજ્ઞાસુને તો મૂળ ગ્રંથ જોવા માટે જ ભલામણ કરવી રહી. "એક પરિશીલન કરનાર કહે છે કે એ ગ્રંથ આખોય સાદ્યંત વાંચવામાં આવે તો સંસ્કૃત ભાષાના આખા કોશનો અભ્યાસ થઈ જાય તેવી તેની ગોઠવણ છે."[૨૦]

૧૯. ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦. સર્ગ ૧૨. શ્લો. ૫૩-૫૮.

૨૦. મોતીચંદ ગિ. કાપડિયા "હેમચંદ્રાચાર્યની કૃતિઓ" પ્રસ્થાન. વૈશાખ ૧૯૯૫ પાન ૫૪.

ત્રિ. શ. પુ. ચ. નું આખુંય અવલોકન અને પરિશીલન એ નાના પ્રકરણનો વિષય નજ થઈ શકે. ૩૬૦૦૦ શ્લોકના અગાધ કાવ્યશક્તિ અને વ્યુત્પત્તિથી ભરેલા ગ્રંથનું પ્રસ્તુત પરિશીલન અત્યંત અલ્પ છે. આખાય ગ્રંથનું સમગ્ર પરીક્ષણ તો એક વિસ્તૃત મહાનિબંધનો વિષય બની શકે. હેમચંદ્રાચાર્યનું કલિકાલસર્વજ્ઞનું બિરુદ આ એકલો ગ્રંથ પણ સિદ્ધ કરી શકે એવો એ વિશાળ, ગંભીર, સર્વદર્શી છે. એક દિશાસૂચક પ્રકાશ-શલાકાથી વધારે તો ક્યાંથી આ નાનું લખાણ આપી શકે? કાલિદાસના શબ્દોમાં, ‘ દુસ્તર સમુદ્રને તરાપા ’થી ઓળંગવા માટે આશા સેવતા હેમસારસ્વતના ઉપાસકના પ્રયત્ન કરતાં આ પ્રકરણમાં વધારે હોઈ પણ શું શકે ?

## ૧૪

# પરિશિષ્ટપર્વ

जम्बूमुनिप्रभृतिवज्रगणाधिनाथ-
पर्यन्तसाधुजनचित्रचरित्रपुष्पैः ।
स्रग्दामगुम्फितमिदं परिशिष्टपर्व
शिष्टात्मनां लुठतु कण्ठतटावनीषु ॥

"જમ્બૂમુનિથી આરંભી વજ્રસ્વામી સુધીના સાધુજનોનાં વિસ્મયકારક ચરિત્ર પુષ્પોવડે આ પરિશિષ્ટ પર્વરૂપી ગુંથેલો હાર ઉન્નત આત્માઓના કંઠપ્રદેશ ઉપર વિરાજો."*

પ્રો. યાકોબી આ ગ્રંથને 'સ્થવિરાવલીચરિત'[1] નામથી ઓળખાવે છે; પરંતુ સામાન્ય રીતે આ 'પરિશિષ્ટપર્વ' એ નામથી ઓળખાય છે. આ નામ મળવાનું કારણ એજ કે તે ત્રિ.

* પરિશિષ્ટ પર્વ : સર્ગ ૧૩. અંત્યપુષ્પિકા પછીનો શ્લોક (પ્રો. યાકોબીની આવૃત્તિ)

૧. પ્રો. યાકોબી : સ્થવિરાવલીચરિત–અથવા પરિશિષ્ટપર્વ. (બિબ્લિથેકા ઇન્ડિકા નં. ૯૬)

ત્રિ. પુ. ચ. નાં દશપર્વોના પરિશિષ્ટ–વધારા–તરીકે હેમચંદ્રાચાર્યે આ પર્વ લખ્યું હતું.

શ્રીહેમચંદ્રાચાર્યના શબ્દો તે સંબંધે નીચે પ્રમાણે છે.

"ત્રિષષ્ટિશલાકા પુરુષોનાં (આખ્યાનોનાં) દશપર્વોનો ગ્રંથ રચ્યો છેઃ અને આ પ્રમાણે તેનું પરિશિષ્ટપર્વ અમારાથી વિસ્તારાય છે."[૨]

'પરિશિષ્ટપર્વ' એ નામ પ્રચલિત થવાનું કારણ એ ઉપરના શ્લોકમાં મૂકેલો તથા, આ પ્રકરણના આરંભમાં ટાંકેલા અને પરિશિષ્ટપર્વના અંતમાં આવેલા શ્લોકનો ઉલ્લેખ, પણ છે.

પ્રો. યાકોબીએ આપેલું નામ અર્થયુક્ત છે. પરંતુ તજ્જ્ઞોમાં પરંપરાથી એ નામ એટલું પ્રચલિત નથી. એ નામ આ ગ્રંથને માટે પ્રચલિત થવામાં શ્રીહેમચંદ્રાચાર્યનો નીચે મૂકેલો શ્લોક કારણભૂત હોયઃ

"અને અહીં–આ પર્વમાં–જંબૂસ્વામી વગેરે સ્થવિરોની કથા કહેવાય છે, (જે) વિશ્વના કંઠમાં અલંકાર બને તે માટે જાણે હારાવલી છે."[૩]

---

૨. પરિ. પર્વ. સર્ગ ૧, શ્લો, ૫.

त्रिषष्टिशलाकापुसां दशपर्वी विनिर्मिता ।
इदानीं तु **परिशिष्टपर्वा**स्माभिर्वितन्यते ॥

૩. પરિ. પર્વ. સર્ગ ૧. શ્લો. ૬ :

अत्र च जम्बूस्वाम्यादिस्थविराणां कथोच्यते ।
विश्वस्य कण्ठालंकारकृते **हारावली** शुभा ॥

પ્રત્યેક પર્વના અંતે પુષ્પિકામાં સ્થવિરાવલીચરિત મહાકાવ્ય એવો નામોલ્લેખ પણ દષ્ટિગોચર થાય છે.[૪]

આચાર્યો ઉપદેશ આપતી વખતે, પ્રાચીન દષ્ટાન્તો, ટૂચકાઓ, અને પુરોગામી યુગપ્રધાન પુરુષોનાં કથાનકો ટાંકી ધર્મોપદેશને રોચક અને રમ્ય બનાવતા. એકઠા થયેલા પરંપરાગત કથાનક-સાહિત્યમાં આ પ્રકારની વૈવિધ્યવાળી પૌરાણિક વાતો, ટુચકાઓ, પ્રાચીન સ્થવિરોનાં જીવનવૃત્તાન્તો વગેરે આવી જતાં. ધર્મના પરંપરાગત વિસ્તારમાં પ્રાચીન પૂર્વધરોએ જે ભાગ ભજવ્યો તેનાં કથાનકો પણ શ્રમણવર્ગમાં ગુરુશિષ્યપરંપરાએ જીવતાં રહેતાં. પ્રથમ દશ આગમગ્રંથો ઉપર ભદ્રબાહુએ નિર્યુક્તિઓ લખી છે. તેમાં પણ આવાં કથાનકોના સાદા ઉલ્લેખો છે. આવાં કથાનકોનો વિસ્તારપૂર્વક ઉલ્લેખ તો તેમાં નથી; કારણ કે તે તો માત્ર ગાથામાં જ સૂત્રોનો માયનો બતાવી દે છે. ત્યાર પછી સૂત્રો અને નિર્યુક્તિઓને વિસ્તારથી સમજાવતી પ્રાકૃત ચૂર્ણીઓ લખાઈ. આ ચૂર્ણીઓમાં આ કથાનકોને વિસ્તારવામાં આવ્યાં છે. આ ચૂર્ણીઓને પણ વિસ્તારથી સમજાવતી ટીકાઓ પાછળથી લખવામાં આવી. આવશ્યકસૂત્ર, નિર્યુક્તિ અને ચૂર્ણી—એ બધાયને વિસ્તારથી સમજાવતી ટીકા હરિભદ્ર-

૪. દા ત. પરિ. પર્વ, સર્ગ ૧૩ અંત્યપુષ્પિકા इत्याचार्यश्री-हेमचन्द्रविरचिते **परिशिष्टपर्वणि स्थविरावलीचरिते** महाकाव्ये आर्यरक्षितव्रतग्रहणपूर्वाधिगमवज्रस्वामिस्वर्गगमनतद्वंशविस्तारवर्णनो नाम त्रयोदशः सर्गः ।

સૂરિએ લખી છે. આ વિપુલ કથાનકસંભારનો ઉપયોગ હેમચંદ્રાચાર્યે પરિશિષ્ટપર્વ લખવામાં કર્યો છે.

પ્રો. યાકોબીએ, પ્રો. લૉયમનને અનુસરી પરિશિષ્ટપર્વનાં કથાનકોનાં મૂળ પ્રાચીન ગ્રંથોમાંથી વિસ્તારપૂર્વક પૃથક્કરણ કરીને બતાવ્યાં છે.[૫]

કેટલીક વાર તો આચાર્યશ્રીએ કરેલા વસ્તુવિસ્તારની કડીએ કડી જૂના મૂળ સાથે યોજી શકાય છે. પ્રો. યાકોબી પરિશિષ્ટપર્વનું સંપૂર્ણ પૃથક્કરણ કર્યા પછી લખે છે: "The preceding table shows at a glance that the substance of Hemacandra's Sthaviravali–carita is almost entirely derived from old sources."[૬] થોડાંક કથાનકોનાં મૂળ હજુ માલમ પડયાં નથી. કેટલીક બાબતોને કાવ્યની દૃષ્ટિએ હેમચંદ્રાચાર્યે વિસ્તારી છે તથા કલ્પી પણ છે. પરંતુ એક બાબત ધ્યાનમાં લેવા જેવી છે કે મૂળના કથાનકની વસ્તુની સરણીની કડીએ કડી લેવા છતાંય હેમચંદ્રાચાર્યે તેને કાવ્યમય સ્વરૂપ અને કાવ્યનું માધુર્ય જરૂર આપ્યું છે. શ્લોક રચનાને માટે મૂળની વસ્તુને અમુક રીતે સુધારવા વધારવાની જરૂર પડે છે. તે પ્રકારના સુધારા વધારા ઉચિત દૃષ્ટિથી હેમચંદ્રાચાર્યે કર્યા છે. નીચે બતાવેલું પૃથક્કરણ તે બતાવી આપશે :

૫. પરિ, પર્વ. (પ્રો. યાકોબી): Introduction. P. viii ff.

૬. પરિ. પર્વ (પ્રો. યાકોબી): Introduction P. x.

| | |
|---|---|
| वसुदेवहिंडि ॥पृ० १६८॥ | परिशिष्टपर्वः सर्गः२: श्लो. ३८५ –३८७ |
| पं. ८ : एक्को किर हत्थी **जरापरिणओ** उम्हकाले किंचि **गिरिनइं समुत्तरंतो** विसमे तीरे (प. ९.) **पडिओ** । सो सरीरगुरुयाए दुब्बलत्तेण य **असत्तो उट्ठेउं** तत्थेव कालगओ **वुगसियालेहि** (पं. १०) य **अवाणदेसे** य परिखइओ । | कुञ्जरः सोऽन्यदा शुष्क-**गिरिनद्यां समुत्तरन्** । पयस्तपादो **न्यपतत्** कूटमेकं गिरेरिव ॥३८५॥ स **जरत्कुञ्जरस्तत्र नाभूदुत्थातुमीश्वरः** । तथैवावस्थात्पादपोपगमनं पालयन्निव ॥३८६॥ स विपेदे तथास्थोऽपि विपेदानस्य तस्य तु । **अपानपललं जक्षुः श्वफेरुनकुलादयः** ॥३८७॥ |

ઉપર પ્રમાણે જ, આવશ્યકચૂર્ણીના કથાનકની સાથે પરિશિષ્ટ પર્વ : સર્ગ : ૧૩ શ્લો. ૧૯૨–૨૦૨ ની તુલના પ્રો. લોયમન[૭] નીચે પ્રમાણે કરે છે. તે તુલના પણ ઉપર પ્રમાણે જ દ્યોતક છે :

---

૭. પરિ. પર્વ. ( પ્રો. યાકોબી ) : Introduction P.x. foot-note.

आवश्यकचूर्णी

ताहे **सा हट्ठतुट्ठा** त साहुं परमन्नेण **पडिलाभेई, तं च सव्वं परमट्ठं साहइ।**

ताहे सो साहू भणइ "**मा भत्तं पच्चक्खाह। अहं वइरसामिणा भणिओ 'जदा तुमं सयसहस्स निप्फन्नं भिक्खं लभिहिसि तओ पाए चेव सुभिक्खं भविस्सइ' त्ति**

परिशिष्टपर्व : १३ : श्लो. १९२–१९५

**दृष्ट्वा च तस्मै विस्मेर-चक्षुर्भिक्षामदत्त सा।**
लक्षमूल्यस्य पाकस्य
**वृत्तान्तं च न्यवेदयत्** ॥१९२॥
अथाख्यद्वज्रसेनोऽपि
"**मा स्मैव प्रतिपद्यथाः।**
भद्रे **सुभिक्षं यत्प्रात-र्भविष्यति न संशयः**" ॥१९३॥
साप्रच्छ "ब्रुवताज्ञायि
स्वयमेतदुतान्यतः"।
अथोचे सोऽप्यदो
ऽम्भोदगर्जितया गिरा ॥ १९४ ॥
**श्रीवज्रस्वामिनाप्युक्तो**
**यदा भिक्षां त्वमाप्नुयाः।**
**लक्षपाकौदनात्प्रातः**
**सुभिक्षं भविता तदा**॥१९५॥

પ્રો. લોયમનની આખી તુલના અહીં ઉતારી નથી; પરંતુ ઉપરનો ઉતારો તથા મેં મૂકેલી વસુદેવહિંડ અને પરિશિષ્ટ પર્વના કથાનકની તુલના બતાવે છે કે હેમચંદ્રાચાર્યે પ્રાચીન સાધનોનો પદે પદે ઉપયોગ કરેલો છે. કાવ્યની શૈલીને યોગ્ય ભાષાપરિવર્તન અને મૂળનો ભાષાસુલભ વિસ્તાર હેમચંદ્રાચાર્યે

કરેલો છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. પ્રો. યાકોબીએ એક સ્થળે જણાવ્યું છે "On the whole his narrative is a faithful representation of the originals and may be compared with them verse to verse."[૮] હેમચંદ્રાચાર્ય મૂલગ્રંથોનાં કથાનકોને તથા પરંપરાને સંપૂર્ણ વફાદારીથી રજુ કરે છે. એ સંબંધે આ કથન સાક્ષી પૂરે છે.

કથાનકસાહિત્યના ઉદ્ભવ સંબંધે પ્રો. યાકોબી અને પ્રો. લોયમને દ્યોતક માહિતી આપી છે. પ્રો. વેબરે એક સ્થળે જણાવ્યું છે–"The dates within which the Kathanaka literature had been developed, can be fixed almost with certitude. For the beginning of that period is marked by the Niryuktis and the end by Haribhadra's Tika."[૯] આ જ કથનને અન્ય પ્રમાણોથી ટેકો મળેલો છે. ભદ્રબાહુની નિર્યુક્તિ (જેનો સમય પ્રો. યાકોબી ઇ. સ. ના પ્રથમ સૈકામાં મૂકે છે) થી, ઈ. સ. ૭૫૦ ના અરસામાં પ્રવર્તમાન હરિભદ્રસૂરિની આવશ્યક સૂત્ર ઉપરની ટીકા અને વચગાળામાં રચાયેલ જિનદાસ મહત્તરની ચૂર્ણીઓ કથાનકોના

૮. પરિ. પર્વ. (પ્રો. યાકોબી): Introduction P. xi.

૯. પરિ. પર્વ. (પ્રો. યાકોબી) Introduction P. vii. Prof. Weber quoted.

વિસ્તારમાં અગ્રગણ્ય ભાગ ભજવે છે. તદુપરાંત સંઘદાસ ગણીનો वसुदेवहिंडि નામે પ્રાકૃત ગદ્યનો વિશાળ ગ્રન્થ હેમચંદ્રાચાર્યના પરિશિષ્ટ પર્વના સાધન તરીકે ઘણું જ ઉપયોગી સાધન બન્યું હોવું જોઈએ. વસુદેવહિંડિમાંના એક ભાગ સાથે પરિશિષ્ટપર્વનો એક ભાગ આ પ્રકરણના આગલા ભાગમાં આપણે સરખાવ્યો છે. આવશ્યકસૂત્ર ૮.૧૬૧.૩.માં પ્રસન્નચંદ્ર અને વલ્કલચારીના વૃત્તાંતમાં વસુદેવહિંડિને વૃત્તાંતના મૂળ તરીકે ટાંકવામાં આવેલી છે. આ ઉપરથી વસુદેવહિંડિ છઠ્ઠા શતક પૂર્વેનો ગ્રંથ હોવો જોઈએ તેમાં શક નથી. છેવટના મૂળ તરીકે હરિભદ્રની ટીકાનો પણ ઉલ્લેખ કરી શકાય.

પરિશિષ્ટપર્વના કથાવસ્તુની નોંધ આપણે ટૂંકામાં અહીં લઈએ :

: : સર્ગ : ૧ : : પહેલા ૭ શ્લોક મંગલ તથા પ્રાસ્તાવિકના છે. ત્યાર પછી મગધ અને રાજગૃહનું વર્ણન આવે છે. મહાવીર નગર બહાર આવે છે અને શ્રેણિક રાજા તેમને મળવા જાય છે. શ્રેણિકના બે સૈનિકો પ્રસન્નચંદ્રને જુએ છે. ત્યાર પછી આ તપસ્વી વિષે મહાવીરને પ્રશ્ન કરાતાં તે તપસ્વીનું આખ્યાન કહે છે. જૈન આખ્યાયિકાઓમાં પ્રખ્યાત પ્રસન્નચંદ્ર અને વલ્કલચારીનું વૃત્તાન્ત મહાવીર જણાવે છે. વલ્કલચારીનું વૃત્તાન્ત રામાયણના ઋષ્યશૃંગના આખ્યાનને આબાદ મળતું આવે છે. ભગવાન મહાવીરે પ્રસન્નચંદ્રનું આખ્યાન પૂરું કર્યું કે તરત જ પ્રસન્નચંદ્ર કેવલી બન્યો. મહાવીરે તે વાત કહી ત્યારે શ્રેણિકે પ્રશ્ન કર્યો "છેલ્લો કેવલી કોણ થશે ?" શ્રી

મહાવીરે ઉત્તર આપ્યો "અહીં વિદ્યુન્માલી દેવ તેની ચાર પત્નીઓ સહિત પ્રસન્નચંદ્રનું કૈવલ્ય ઊજવવા આવ્યો છે. તે સાત દિવસ પછી ચ્યવી રાજગૃહમાં ઋષભદત્તના પુત્ર જમ્બૂ તરીકે અવતરશે. તે છેલ્લો કેવલી થશે." આ પ્રમાણે મહાવીર બોલ્યા કે હાજર રહેલા દેવોમાંના અનાદૃત નામે જમ્બૂદ્વીપના અધિષ્ઠાતા દેવે પોતાના કુળની પ્રશંસા કરવા માંડી. શ્રેણિકે એ દેવની વિચિત્ર રીત જોઈ ભગવાન મહાવીરને તેના સંબંધી પૂછ્યું. ભગવાન્ મહાવીરે જવાબ આપ્યો, "ઋષભદત્તનો જિનદાસ નામે ભાઈ હતો. તે પ્રથમજીવનમાં પાપી હતો. પરંતુ ઋષભદત્તની અસરથી તે પવિત્ર જૈન બન્યો અને છેવટે દેવ બન્યો. પોતાના ભાઈ ઋષભદત્તના પુત્ર તરીકે છેલ્લા કેવલી જમ્બૂનો જન્મ થવાનો છે તેથી તેનો હર્ષ માતો નથી." ત્યાર પછી મહાવીર શ્રેણિકના પૂછવાથી વિદ્યુન્માલી દેવની પૂર્વકથા કહે છે પ્રથમ ભવદત્ત–ભવદેવ–એ બે ભાઈઓની તે કથા કહે છે. તેમાંનો ભવદેવ બીજા જન્મે, વિદેહદેશમાં વીતશોકા નગરીના રાજા પદ્મરથના પુત્ર શિવ તરીકે અવતરશે. અને એ શિવનો જીવ જમ્બૂ તરીકે અવતરશે એમ મહાવીર જણાવે છે. આ સાંભળી વિદ્યુન્માલી દેવ પ્રસન્નચંદ્ર પાસે જઈ તેને નમસ્કાર કરે છે. પ્રસન્નચંદ્ર જણાવે છે કે તેની ચાર સ્ત્રીઓ પણ આવતા ભવે તેને પરણશે. આ પ્રમાણે પરિશિષ્ટ પર્વના પ્રથમ સર્ગનું વસ્તુ છે.

: : સર્ગ : ૨ : : જમ્બૂનો જન્મ, તેનો પ્રભવ સાથે મેળાપ, અને તેને પરણવા તૈયાર થયેલી કન્યાઓ વગેરેની જાણીતી

કથા વર્ણવવામાં આવી છે. આ સર્ગમાં ખાસ ધ્યાનમાં લેવા જેવી તો નીતિકથાઓ (Fables) છે. દા. ત. ૧. મધુબિંદુ-દૃષ્ટાન્ત; ૨. પોતાના પુત્રને પરણનાર કુબેરદત્તાની વાત; ૩. મહેશ્વરદત્તાની કથા; ૪. કાચો પાક કાપી નાખનાર એક ખેડુતની કથા; ૫. મરેલા હાથી અને કાગડાની કથા; ૬. વાંદરા–વાંદરીની કથા; ૭. કોલસાવાળાની વાત; ૮. ઝાંઝરવાળી સ્ત્રી અને ઘરડા શિઆળની વાત; ૯. કામાતુર વિદ્યાધર વિદ્યુન્માલીની કથા; ૧૦. શંખ ફુંકનારની કથા; અને ૧૧. શિલાજીત અને વાંદરાની કથા.

: : સર્ગ : ૩ : : ૧૨. બુદ્ધિ અને સિદ્ધિ એમ બે સ્ત્રીઓની કથા. ૧૩. ઉત્તમ ઘોડાની કથા. ૧૪. મૂર્ખ છોકરાની વાત. ૧૫ સોલ્લક કથા. ૧૬. માસાહસ–કથા. ૧૭. ત્રણ મિત્રોની વાત. ૧૮. બ્રાહ્મણપુત્રી નાગશ્રીની કથા. ૧૯. લલિતાંગ કથા. આ કથાઓ નીતિકથાઓ (Fables)ની દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે. એક બાબત સમજવાની આવશ્યકતા છે કે આ જમાનામાં બૃહત્કથાની અદ્દભુતરસ સંતોષતી અલકમલકની વાતો સામાન્ય જનતામાં પ્રચલિત હતી અને તેનો ઉપયોગ જૈન વિદ્વાનોએ નીતિ અને ધર્મના ઉપદેશમાં કર્યો. જમ્બૂને પ્રત્યેક કન્યા તેને દીક્ષા ન લેવા સમજાવવા વાર્તા કહે છે અને જમ્બૂ સંસારત્યાગ કરવાની તરફેણમાં વાર્તા કહે છે, એવી રીતે આ વાર્તાઓનું આયોજન, કરવામાં આવ્યું છે. છેવટે જમ્બૂ પાંચમા ગણધર સુધર્મા પાસે પ્રવ્રજ્યા લે છે. પ્રભવ પણ પોતાનાં માતાપિતાની અનુમતિ લઈ પ્રવ્રજ્યા લે છે અને જમ્બૂના શિષ્ય બને છે.

: : સર્ગ : ૪ : : સુધર્મા કાલધર્મને પામે છે. સુધર્મા ૫૦ વર્ષે મહાવીરના શિષ્ય બન્યા. ૩૦ વર્ષ સુધી મહાવીરના શિષ્ય રહ્યા. ૧૨ વર્ષ પછી કેવલજ્ઞાન પ્રાપ્ત થયું. અને ત્યાર પછી આઠ વર્ષે –એટલે સો વર્ષની ઉંમરે કાલધર્મને પામ્યા. સુધર્માની પાટે જમ્બૂ આવ્યા અને વીર સંવત્ ૬૪માં નિર્વાણ પામ્યા. તેમના પછી કાત્યાયનગોત્રના પ્રભવ આવ્યા.

: : સર્ગ : ૫ : : પ્રભવ પછી શય્યંભવ આવ્યા. શય્યંભવ યજ્ઞકાંડી બ્રાહ્મણ હતા. તેમણે પ્રભવના ઉપદેશથી જૈન-દીક્ષા સ્વીકારી. પટ્ટધર બન્યા. તેમણે પોતાના પુત્ર મણકને માટે દશવૈકાલિક સૂત્રની રચના કરી. એ આખી આખ્યાયિકા વિસ્તારપૂર્વક આ સર્ગમાં વર્ણવેલી છે. કુણિકરાજા રાજ-ગૃહમાં રાજ્ય કરતો હતો.

: : સર્ગ : ૬ : : શય્યંભવ પછી યશોભદ્ર પટ્ટધર બન્યા. તેમને બે શિષ્યો હતા – ભદ્રબાહુ અને સંભૂતિવિજય. ભદ્રબાહુના ચાર શિષ્યોની આખ્યાયિકા આપવામાં આવી છે. ત્યાર પછી કુણિકના મરણ પછી ઉદાયી રાજગૃહ છોડી પાટલી-પુત્રની સ્થાપના કરે છે. અને તેના અન્વયે અન્નિકાપુત્રની કથા કહે છે. અન્નિકાપુત્રના મૃતદેહની ખોપરીમાં પાટલીવૃક્ષનું બીજ પડયું હતું. તે સ્થાન પવિત્ર હતું અને જ્યોતિષીઓએ શુકન જોઈ ત્યાં પાટલીપુત્ર સ્થાપવા અનુમતિ આપી. ત્યાર પછી ઉદાયીનો ઘાત તેના શત્રુના પુત્રે ભિક્ષુકના છૂપા વેષે કર્યો. તેના પછી એક હજામ અને ગણિકાનો પુત્ર નન્દ પાટલી-

પુત્રનો અધિપતિ બન્યો. આ સમય વીરનિર્વાણ પછી વર્ષ ૬૦. નન્દને દેવીએ મદદ કરી તેની આજ્ઞા નહિ માનનાર સામંતો અને ઉમરાવોને મારી નાખ્યા. નંદ સ્વતંત્ર બન્યો.

: : સર્ગ : ૭ : : આ સર્ગમાં કલ્પક કેવી રીતે નંદનો અમાત્ય બને છે અને તેનો રાજ્યવિસ્તાર થાય છે, તેનું વર્ણન આપવામાં આવે છે. કલ્પકનું પતન તેના શત્રુઓ કેવી રીતે લાવે છે અને નંદના રાજ્યની અવનતિ કેવી રીતે થાય છે તે વિસ્તારવામાં આવ્યું છે. નંદ કલ્પકને પાછો લાવે છે અને મગધનું રાજ્ય સ્થિર બને છે; અને સામંતો તાબે થાય છે.

: : સર્ગ : ૮ : : સાત નંદો અને અમાત્ય કલ્પકના કુળના અમાત્યો એક પછી એક આવે છે. નવમા નંદના પ્રધાન અને કલ્પકના વંશજ શકટાલને બે પુત્રો હતા: મોટો પુત્ર સ્થૂલભદ્ર અને નાનો પુત્ર શ્રીયક. સ્થૂલભદ્ર કોશા નામે ગણિકાના પ્રેમમાં આસક્ત બની જીવન વ્યતીત કરતો હતો અને શ્રીયક રાજ્યાધિકારી હતો તથા રાજાનો માનીતો હતો. પિતા શકટાલ અમાત્ય હતો. વરરુચિ અને શકટાલની હરીફાઈની કથા, સ્થૂલભદ્ર અને કોશાના પ્રેમની કથા અને છેવટે સ્થૂલભદ્ર સંભૂતિવિજયના શિષ્ય બને છે તેની સંપૂર્ણ કથા આ સર્ગમાં કહેવામાં આવી છે. સ્થૂલભદ્રની શ્રમણદીક્ષા પછી, રાજાના પ્રિય સારથિ સાથે કોશાના લગ્ન કરી નાખવામાં આવ્યાં તેની કથા પણ આ સર્ગમાં આવે છે. ચાણક્યનું કથાનક, નવમા નંદનો વિનાશ, તેના સહાયક પર્વતકનો વિનાશ, ચન્દ્રગુપ્તનું મગધરાજ બનવું અને

ચાણુક્યનું અમાત્યપદ વગેરે બાબતો વર્ણવેલી છે. અમાત્ય ચાણુક્ય પોતાના મદદનીશ તરીકે સુબંધુને લે છે. ચંદ્રગુપ્ત જિનધર્મનો સ્વીકાર કરે છે. ચાણુક્ય તેને મારી નાખવાના પ્રયત્નો કરે છે છતાં તે મરતો નથી. છેવટે ચંદ્રગુપ્ત બહુજ ઘરડી ઉમરે સમાધિથી મૃત્યુ પામે છે. છેવટે ચંદ્રગુપ્તની રાણી દુર્ધરા ઝેરની અસરમાં મરણુ પામે છે. કુણાલ એક ગાયક તરીકે પાટલિપુત્ર જાય છે; અને પોતાના ગાનથી સર્વેનાં હૃદય જીતી લે છે. અશોકને તે મળે છે અને પોતાના પુત્ર સંપ્રતિ માટે રાજ્યની માગણી કરે છે. અશોક પછી સંપ્રતિ રાજા થાય છે. રાજા સંપ્રતિ ચુસ્ત જૈન છે.

એના સમયમાં સખત દુકાળ પડે છે. આ દુષ્કાળના સમયમાં આગમોનો નિયમિત અભ્યાસ થઈ શકતો નથી એટલે શ્રમણોની એક પરિષદ પાટલીપુત્રમાં આગમને વ્યવસ્થિત કરવા માટે મળે છે. આ પરિષદમાં અગીઆર અંગોને વ્યવસ્થિત કરવામાં આવે છે. બારમું અંગ ‘ દૃષ્ટિવાદ ’ કોઈ નેય સ્મરણુમાં નથી. ભદ્રબાહુ નેપાલમાં વિહાર કરી રહ્યા છે. તેમને બોલાવવા માટે કહેણુ મોકલવામાં આવે છે. પરંતુ ‘ મહાપ્રાણુ ’ નામે વ્રતમાં રોકાયેલા હોવાથી તે પરિષદમાં આવી શકતા નથી. સ્થૂલભદ્રને તેમની પાસે ‘ દૃષ્ટિવાદ ’નો અભ્યાસ કરવા માટે અને ચૌદ પૂર્વોનું અધ્યયન કરવા માટે મોકલવામાં આવે છે. સ્થૂલભદ્ર ૧૪ પૂર્વોનો અભ્યાસ કરે છે. ભદ્રબાહુએ તેને છેલ્લાં ચાર પૂર્વો શીખવવા માટે મના કરેલી હતી. ભદ્રબાહુ વીર-નિર્વાણુના ૧૭૦મે વર્ષે કાલ કરી ગયા. પછીથી સ્થૂલભદ્ર તેમની પાટે આવે છે.

: : સર્ગ : ૧૦ : : સ્થૂલભદ્ર શ્રાવસ્તીમાં વિહાર કરે છે. ધનદેવ તેમના પ્રસાદથી સમૃદ્ધ બને છે અને છેવટે દીક્ષા લે છે. સ્થૂલભદ્રને બે શિષ્યો છે: મહાગિરિ અને સુહસ્તી. સ્થૂલભદ્ર બંનેયને ૧૦ પૂર્વોનો અભ્યાસ કરાવે છે. ભદ્રબાહુએ છેલ્લાં ચાર પૂર્વોનું અધ્યયન કરાવવા માટે નિરોધ કર્યો હતો. આ રીતે પછીના આચાર્યો, વજ્ર સુધી, દશપૂર્વધરો થાય છે.

: : સર્ગ : ૧૧ : : સ્થૂલભદ્ર કાલ કરી ગયા પછી, મહાગિરિ પોતાના શિષ્યો સુહસ્તીને સોંપી દઈ '**જિનકલ્પિક**' તરીકે રહે છે. સુહસ્તી આચાર્ય બને છે. સંપ્રતિ સાથે તેમનો સમાગમ થાય છે. જૈનસંપ્રદાયની વૃદ્ધિ થાય છે; પરંતુ શ્રમણોનું જીવન પહેલાં જેટલું ચુસ્ત રહેતું નથી. મહાગિરિ સુહસ્તીને છોડી દઈ ચાલ્યા જાય છે. અવન્તીસુકુમાલનું પ્રસિદ્ધ વૃત્તાન્ત આ સર્ગમાં આપવામાં આવ્યું છે. જૈનપરંપરા પ્રમાણે અવન્તીસુકુમાલનાં અસ્થિ ઉપર મહાકાલનું પ્રસિદ્ધ મંદિર રચાય છે.

: : સર્ગ : ૧૨ : : સુહસ્તીના અન્વયમાં વજ્રસ્વામી છેલ્લા દશપૂર્વધર આચાર્ય થયા. તે ધનગિરિના પુત્ર હતા અને સિંહગિરિ પાસે બાલ્યાવસ્થામાં તેમણે દીક્ષા લીધી હતી. વજ્રસ્વામીનું કથાનક સંપ્રદાયમાં ઘણું જ જાણીતું છે. ધનની પુત્રી રુક્મિણીનું કથાનક આ સર્ગમાં કહેવામાં આવ્યું છે. વજ્રસ્વામી પદાનુસારી વિદ્યા અને આકાશગામિની વિદ્યા ઉપર પ્રભુત્વ મેળવે છે. આર્યાવર્તના ઉત્તર ભાગમાં મોટો દુકાળ પડે છે. વજ્રસ્વામી જાદુઈપટ ઉપર આખા સંઘને બેસાડી તેનો બચાવ

કરે છે; અને પુરી નામે નગરમાં બધાને ઉતારે છે. ત્યારપછી વજ્રસ્વામી પર્યુષણપર્વ પુરીમાં ઊજવે છે.

સર્ગ : ૧૩ : : આ સર્ગમાં આર્યરક્ષિતનું વૃત્તાન્ત આવે છે. આર્યરક્ષિત દશપુરમાં 'દૃષ્ટિવાદ' નામે બારમા અંગનું અધ્યયન કરે છે; પછીથી ઉજ્જયિનીમાં વજ્રસ્વામીના ગુરુ ભદ્રગુપ્ત પાસે પૂર્વોનું અધ્યયન કરે છે. વધારે જ્ઞાન માટે ભદ્રગુપ્તના મરણ પછી, આર્યરક્ષિત વજ્રસ્વામી પાસે જાય છે. તેમની પાસે નવ પૂર્વનો અભ્યાસ કરે છે. દશમા પૂર્વનો અભ્યાસ થોડોક થાય છે એટલામાં આર્યરક્ષિતને જવાનું થાય છે. વજ્ર દક્ષિણ-પ્રદેશમાં જાય છે. વજ્રસેન પટ્ટધર થાય છે અને વજ્રસ્વામી તેમના શિષ્યો સહિત વિદ્યાપિંડ નામની ટેકરી ઉપર અનશન કરીને દેહોત્સર્ગ કરે છે. વજ્રસ્વામીમાંથી બધાય જૈન સંપ્રદાયના વંશો ઉત્પન્ન થયા છે :

ये केचिन्नयनातिथित्वमगमन्ये वा श्रुतेर्गोचरं
वंशास्तेषु तनुत्वमप्रमभजन्मूलं पुनः स्थूलताम् ।
नव्योऽसौ दशपूर्विणो मुनिपतेः श्रीवज्रसूरेर्गुरोः
वंशो यः प्रथमं दधाति तनुतां स्फातिं पुरस्तात्पुनः ॥[10]

પરિશિષ્ટપર્વમાં આ પ્રમાણે જમ્બૂસ્વામીથી આરંભી વજ્રસેન સુધીના પટ્ટધરોની કથા તથા તેને અનુષંગી પ્રવર્તમાન થયેલાં ઐતિહાસિક કથાનકોનો સંભાર શ્રીહેમચંદ્રાચાર્યે રચ્યો છે. હેમચંદ્રાચાર્યે આ ગ્રંથની રચના પોતાના જીવનના ઉત્તરકાલમાં

૧૦. પરિ. પર્વ. સર્ગ ૧૩ શ્લો. ૨૦૩

કરી હતી. પદ્યરચના કરવાનું તેમનું કૌશલ અદ્દ્ભુત હોવું જોઈએ. કેટલેક સ્થળે પ્રો. યાકોબી[૧૧] બતાવે છે તેમ ત્વરિતરચનાની અપૂર્ણતાઓ તેમાં દૃષ્ટિગોચર થાય છે. પણ આ વિશાળ પુરાણની રચનામાં તે તો માત્ર બિંદુસમાન છે. તે જોવા બેસવું એ ચંદ્રના અપૂર્વ અને આહ્લાદક જ્યોતિને માણવી મૂકી દઈ તેની કલંક-રેખાઓનું દર્શન કરવા માટે બેસવા સમાન છે. અનુષ્ટુભની રચનામાં પણ આચાર્યશ્રીએ એક પ્રકારની પ્રવાહિતા સિદ્ધ કરી છે.

પરિશિષ્ટપર્વની રચના પૂર્વે ભદ્રેશ્વરે 'કહાવલી' માં ત્રેસઠ શલાકાપુરુષો ઉપરાંત, પટ્ટધરો તથા કાલકથી હરિભદ્રસૂરિ સુધીના યુગપ્રધાન આચાર્યોની કથાઓ આપવા યત્ન કર્યો છે. પરંતુ તેમાં હેમચંદ્રાચાર્યે રચેલા ત્રિ. શ. પુ. ચ. અને પરિશિષ્ટપર્વના સરખાં સુશ્લિષ્ટતા, એકસૂત્રતા, પ્રવાહિતા અને પ્રસાદ નથી. ભદ્રેશ્વરસૂરિના ગ્રંથમાં કથાનકોનો માત્ર સંગ્રહ છે; એકસૂત્રતા નથી તેમજ સાહિત્યિક સૌષ્ઠવ નથી.

પરિશિષ્ટપર્વમાં કેટલીક લોકકથાઓ અને દૃષ્ટાન્તો ખરેખર આકર્ષક છે; અને લોકવાર્તા – Folk Talesની દૃષ્ટિએ તે કથાઓ ખરેખર ઉપયોગી છે.[૧૨] ખાસ કરીને જમ્બૂ-

---

૧૧. પરિ. પર્વ. (પ્રો. યાકોબી) Introduction P. xxiv.

૧૨. પરિ. પર્વ. (પ્રો. યાકોબી) Introduction P. xxxvii ff. માં પાદ-નોંધમાં કથાઓને કથાસરિત્સાગર, મહાભારત, Gesta Romanorum, એરેબીયન નાઈટ્સ વગેરેની કથાઓ સાથે સરખાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

સ્વામી પ્રભવ આગળ કથાનકો કહે છે તેમાં એ કથાઓનો સમાવેશ થાય છે. આ ઉપરાંત પરિશિષ્ટપર્વ જૈન પટ્ટધરોના ઇતિહાસ માટે અગત્યનો ગ્રંથ છે. સ્થવિરાવલીઓ, પ્રાચીન પૂરાવાઓ અને આ પ્રકારના અન્ય ગ્રંથો સંપ્રદાયની ઐતિહાસિક સ્થિતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખી શકે છે.

પરિશિષ્ટપર્વની બે સારી આવૃત્તિઓ મુદ્રિત સ્વરૂપમાં વિદ્યમાન છે. એક પ્રો. યાકોબી સંપાદિત બિબ્લિઓથેકા ઇન્ડિકા સીરીઝ નં. ૯૬. ( આવૃત્તિ બીજી ) અને બીજી ભાવનગરની પં. હરગોવિંદદાસની વિસ્તૃત પ્રસ્તાવના સહિત સંપાદિત થયેલી આવૃત્તિ. પં. હરગોવિંદદાસે, પ્રો. યાકોબીના કેટલાક આક્ષેપોનો રદિયો આપવા પ્રયત્ન કર્યો છે. નિષ્પક્ષ અભ્યાસ માટે અભ્યાસકે બન્નેય આવૃત્તિઓની પ્રસ્તાવનાનો અભ્યાસ કરવો ઘટે છે. એ તો દેખીતું જ છે કે અનેક વિવાદગ્રસ્ત પ્રશ્નો માટે આ નાનકડા પ્રકરણમાં સ્થાન ન હોય

શ્રી હેમચંદ્રાચાર્યની યોગશક્તિ, ઉપદેશશક્તિ, બુદ્ધિની પ્રખરતા, કાવ્યના જ્યોતિર્મય ઉન્મેષો જીવનના સંધ્યાકાલ સુધી એટલાજ પ્રબલ અને લોકોત્તર હતા. હેમચંદ્રાચાર્ય જેવા યુગપ્રધાન આચાર્યનું આખું વ્યક્તિત્વ અનેરું હતું. તેમનું સાહિત્ય-સર્જન અનોખું હતું : તેમના કીર્તિદેહને મૃત્યુ ક્યાંથી હોય ? પોતાના યુગને ઊષ્મા અને જ્યોતિ આપવાનું કાર્ય એજ આ મહાપુરુષોનું જીવન છે. વિશ્વમાં વ્યાપેલાં અંધકારપડોને પોતાના વ્યક્તિત્વથી, પ્રતિભાથી, કર્તવ્યશીલતાથી તેઓ ભેદી નાખે છે, પરિસ્થિતિમાં સર્વવ્યાપી પરિવર્તન આણી દે છે અને પોતાના સંચારપ્રદેશોને યુગો સુધી ઉજમાળી દે છે. તેઓ યુગપ્રધાન છે.

પોતાના કાર્યની પૂર્ણાહુતિ થતાં, એટલી જ સ્થિતપ્રજ્ઞતાથી શાંતિથી અને સહજ સ્મિતથી તેઓ દેહત્યાગ કરે છે, મહાયોગિરાજ હેમચંદ્રાચાર્યે સહજ સમાધિથી ચોરાશી વર્ષની વયે પોતાની ઐહિક જીવનકલાને સંકેલી લીધી. મહાપુરુષોનું સમસ્ત ચરિત અલૌકિક હોય છે.

अन्या जगद्धितमयी मनसः प्रवृत्ति-
रन्यैव काऽपि रचना वचनावलीनाम् ।
लोकोत्तरा च कृतिराकृतिरेव हृद्या
विद्यावतां सकलमेव गिरां दवीयः ॥[१३]

" જગતને હિતકારક એવી તેમના મનની પ્રવૃત્તિ અનેરી જ હોય છે: તેમની વચનાવલીઓની રચના પણ અનેરી હોય છે: તેમની કૃતિ લોકોત્તર હોય છે: તેમની આકૃતિ રમ્ય હોય છે: વિદ્યાવાનનું બધુંય વાણીને દૂર–અત્યંત અગમ્ય હોય છે!"

---

૧૩. પંડિતરાજ જગન્નાથઃ રસગંગાધર.

૧૫

# શેષપ્રશ્નો

शब्दप्रमाणसाहित्यच्छन्दोलक्ष्मविधायिनाम् ।
श्रीहेमचन्द्रपादानां प्रसादाय नमो नमः ॥

—રામચંદ્ર અને ગુણચંદ્ર.

'શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, અને છંદઃશાસ્ત્રનાં લક્ષણોને રચનાર પૂજનીય શ્રીહેમચંદ્રાચાર્યના પ્રસાદને વારવાર નમસ્કાર હજો.'

પ્રાચીન સાહિત્યમાં નામે ચડેલા ગ્રંથો ગ્રંથકર્તાની કૃતિઓના નિર્ણય કરવાના જટિલ કોયડાને વધારે જટિલ બનાવે છે. કેટલીકવાર શિષ્યો ગુરુના નામે ગ્રંથરચના કરી આચાર્ય-ઋણ ભક્તિપૂર્વક અદા કરે છે. કેટલાક સામાન્ય ગ્રંથકારો પોતાની રચનાઓનાં મૂલ્ય અને પ્રચાર ભવિષ્યમાં બહલાવવા માટે, તેમને મોટા લેખકોને નામે ચઢાવી દે છે. કેટલાક અનુપલબ્ધ ગ્રંથોનાં બે નામોનો ઉલ્લેખ, તે લેખકના એ બે ગ્રંથો હશે એવી ભ્રમણા ઉત્પન્ન કરે છે. કેટલીકવાર અન્ય-લેખકો પ્રમાદને લીધે પોતાના ગ્રંથમાં અવતરણ આપતી

વેળા તેના ગ્રંથકર્તાનો ખોટો નામોલ્લેખ કરે છે. આ પ્રકારની અનેક મોહજાળો ઇતિહાસના ગવેષકને, પ્રાચીન સાહિત્યના અભ્યાસકને, કોઈ પ્રખ્યાત લેખકની કૃતિઓના ચિકિત્સકને ફસાવી દે છે. કાલિદાસના નામે અનેક કૃતિઓ ચઢી ગયેલી છે. વિદ્વાનોએ તેની ચાર પાંચ કૃતિઓને નગદ ગણી બીજી કૃતિઓને બાતલ કરી દીધી છે. હેમચંદ્રાચાર્યને નામે પણ અનેક કૃતિઓ ચઢી ગયેલી છે. હેમચંદ્રાચાર્યના સાહિત્યના અભ્યાસક માટે તેમની સાચી કૃતિઓ તારવી કાઢી રજુ કરવી જોઈએ; અને માત્ર નામે ચઢી ગયેલી હોય, તેમનો વ્યાપક પ્રતિભાને ન શોભે તેવી હોય તેમને જૂદી તારવી કાઢવી જોઈએ.

હેમચંદ્રાચાર્યની કૃતિઓનો નિર્ણય કરવા માટે, હેમચંદ્રાચાર્યના પોતાના ઉલ્લેખો આપણે માટે પ્રથમ સહાયક છે. તે ઉપરાંત તેમની ગ્રંથાવલિની નોંધ સોમપ્રભાચાર્યે[1] અને પ્રભાચન્દ્રસૂરિએ[2] પણ આપી છે. એ તો ઉચિતજ કે હેમચન્દ્રાચાર્યના

---

૧. જુઓ હેમસમીક્ષા પા. ૨૩ પાદનોંધ : સોમપ્રભના શ્લોક માટે.

૨. પ્રભાચંદ્રઃ પ્ર. ચ. (સિંધી ગ્રંથમાલા) હેમસૂરિપ્રબંધ શ્લો. ૮૩૪,

व्याकरणं पंचांगं प्रमाणशास्त्रं प्रमाणमीमांसा
छंदोऽलंकृतिचूडामणी च शास्त्रे विभुर्व्यधित ॥
एकार्थानेकार्था देश्या निर्घण्ट इति च चत्वारः ।
विहिताश्च नामकोशाः शुचिकवितानटथुपाध्यायाः ॥
त्र्युत्तरषष्टिशलाकानरेतिवृत्तं गृहिव्रतविचारे ।
अध्यात्मयोगशास्त्रं विदधे जगदुपकृतिविधित्सुः ॥

ઉલ્લેખોના પોષક હોય તેમ સોમપ્રભાચાર્યના તથા પ્રભાચન્દ્ર-સૂરિના ઉલ્લેખોને ગણવા જોઈએ.

ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ અંત્યપ્રશસ્તિ શ્લો. ૧૮માં કહેવામાં આવ્યું છે :

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया।
साङ्गं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय–
च्छंदोऽलंकृतिनामसंग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥

ઉપરના શ્લોક ઉપરથી એ ફલિત થાય છે. કે સિદ્ધરાજની વિજ્ઞપ્તિથી શ્રીહેમચંદ્રાચાર્યે અંગો -પાંચ અંગો - અને વૃત્તિસહિત વ્યાકરણની રચના કરી. કુમારપાલને માટે નિર્મલ યોગશાસ્ત્રની તથા લોકોને માટે દ્વયાશ્રય, છંદોઽનુશાસન, કાવ્યાનુશાસન, તથા નામસંગ્રહ વગેરે અન્યશાસ્ત્રોની પણ રચના કરી હતી. કુમારપાલની માગણીથી તેમણે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતની રચના કરી. તેમની પ્રથમ રચના તરીકે સિદ્ધરાજના સમયમાં સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન નામે સંસ્કૃત અને પ્રાકૃત વ્યાકરણની રચના કરી.

---

लक्षणसाहित्यगुणं विदधे च द्व्याश्रयं महाकाव्यम्।
चक्रे विंशतिमुच्चैः स वीतरागस्तवानां च ॥
इति तद्विहितग्रन्थसंख्यैव नहि विद्यते।
नामापि न विदन्त्येषां मादृशा मन्दमेधसः ॥

(૧) સિદ્ધહેમચંદ્ર શબ્દાનુશાસન.

**સૂત્રો :**

(अ) સંસ્કૃત વ્યાકરણ ( અધ્યાય ૧–૭ )

(आ) પ્રાકૃત વ્યાકરણ ( અધ્યાય ૮ )

**વૃત્તિઓ :**

(૨) વ્યાકરણ લઘુવૃત્તિ.

(૩) વ્યાકરણ બૃહદ્વૃત્તિ; પ્રાકૃત વ્યાકરણના અધ્યાયની બીજી વૃત્તિ ઉપલબ્ધ નથી.[3]

(૪) બૃહન્ન્યાસ : પાતંજલ મહાભાષ્યની સરસાઈ કરતો આ ગ્રંથ પણ આખો ઉપલબ્ધ નથી.[4]

**અંગો :**

(૫) ઉણાદિગણ સૂત્ર (अ) વિવરણ

(૬) ધાતુપરાયણ

(अ) વિવરણ (आ) ધાતુપાઠ.

(૭) ગણપાઠ :

ગણપાઠનો સમાવેશ બૃહદ્વૃત્તિમાં કરી દેવામાં આવ્યો છે.

(૮) લિંગાનુશાસન (अ) વૃત્તિસહિત.

---

૩. જુઓ આ ગ્રંથની પ્રસ્તાવના. મુનિશ્રી પુણ્યવિજયજીએ આ આ બાબત ઉપર આપેલી નોંધ માટે.

૪. જુઓ આ ગ્રંથની પ્રસ્તાવના મુનિશ્રી પુણ્યવિજયજીની આ ઉપરની નોધ. હેમચંદ્રાચાર્યે પોતાના લિંગાનુશાસન ઉપર સ્વોપજ્ઞ ટીકા લખી છે. પરંતુ આ ગ્રંથમાં તેના ઉપર સમીક્ષા લખી શકાઇ નથી, કારણ કે આ ગ્રંથ તૈયાર થતો હતો તે સમયે તે ટીકા છપાયેલી મળી શકી નહતી.

પરંપરા પ્રમાણે સવાલાખ શ્લોકનું સાંગોપાંગ વ્યાકરણ હેમચંદ્રાચાર્યે રચ્યું હતું.[5] સિદ્ધહેમચન્દ્રાશબ્દાનુશાસન પછી લોકહિત ખાતર, ગૂજરાતના ગૌરવ ખાતર અને સરસ્વતીની સેવા ખાતર તેમણે બીજાં ત્રણ અનુશાસનો રચ્યાં.

(૯) કાવ્યાનુશાસન (સૂત્રપાઠ) (अ) અલંકારચૂડામણિ-લઘુવૃત્તિ (आ) વિવેક-બૃહદ્‌વૃત્તિ.

(૧૦) છંદોનુશાસન (સૂત્રપાઠ) (अ) છંદશ્ચૂડામણિવૃત્તિ.

(૧૧) પ્રમાણમીમાંસા (સૂત્રપાઠ) (अ) સ્વોપજ્ઞવૃત્તિ.

આ ગ્રન્થ અધૂરો મળે છે. પ્રભાચન્દ્રાચાર્યે વાદાનુશાસનનો ઉલ્લેખ કર્યો છે. તે આ ગ્રન્થ હશે કે કેમ? શ્રીહેમચંદ્રાચાર્યે ચાર અનુશાસનોની રચના કરી. તેના અનુક્રમનો ઉલ્લેખ પણ આચાર્યશ્રીએ પ્રમાણમીમાંસાની ટીકાની ઉત્થાનિકામાં કર્યો છે. આ એક પ્રશ્ન અત્યારે અનુત્તર રહે છે, પણ ઉપર મૂકેલું અનુમાન સાચું હોવા સંભવ છે.

શ્રીહેમચંદ્રાચાર્યના આગળ ટાંકેલા શ્લોકમાં 'નામસંગ્રહ'નો ઉલ્લેખ આપી, શબ્દકોશોના રચયિતા તરીકે તેમનો ખ્યાલ આપણને આપવામાં આવ્યો છેઃ આ કોશો નીચે પ્રમાણે ઉપલબ્ધ છે.

(૧૨) અભિધાનચિંતામણિ (સૂત્રપાઠ) (अ) સ્વોપજ્ઞ ટીકા. (आ) એ ઉપરાંત 'શેષનામમાલા' નામે પાછળથી પરિશિષ્ટરૂપે ઉમેરેલો કોશ.

---

૫. મેરુતુંગઃ પ્ર. ચિ. પા. ૬૦. પં. ૧૨-૧૫ (સિંઘી ગ્રંથમાલા) **श्रीहेमचन्द्राचार्यैः श्रीसिद्धहेमाभिधानमभिनवं पंचाङ्गमपि व्याकरणं सपादलक्षग्रन्थप्रमाणं संवत्सरेण रचयांचक्रे ।**

(૧૩) અનેકાર્થકોશ (સૂત્રપાઠ)

આ કોશ ઉપરની ટીકા હેમચંદ્રાચાર્યના વિદ્વાન શિષ્ય મહેન્દ્રે લખી હતી અને પોતાના ગુરુના નામ ઉપર ચઢાવી હતી. શ્રી હેમચંદ્રાચાર્યના નામ ઉપર હોવા છતાં પણ આ ટીકા તેમની ન ગણી શકાય એ દેખીતું છે.

(૧૪) નિઘંટુકોશ (શ્લોકપાઠ)

આ ગ્રન્થ વનસ્પતિકોશ છે.

(૧૫) દેશીનામમાલા : સ્વોપજ્ઞવૃત્તિ સાથે આ ગ્રંથની રચના દેશ્યશબ્દોનો કોશ આપવાની પ્રવૃત્તિને અંગે કરવામાં આવી હતી.

કોશરચનાની પ્રવૃત્તિ માટે અનુક્રમ, અભિધાનચિંતામણિ, અનેકાર્થ કોશ, દેશીનામમાલા અને નિઘંટુશેષ એ પ્રમાણે છે. એ તો નિશ્ચિત જ છે કે આ કોશોનું વારંવાર પુનરાવર્તન કરવામાં આવતું તથા સુધારાવધારા પણ થતા.

સિદ્ધહેમશબ્દાનુશાસનના સૂત્રપાઠ, લઘુવૃત્તિ વગેરેની રચના સિદ્ધરાજના અમલ દરમિયાન થઈ હોય એ સંભવ છે. ડૉ. બુલ્હરના કહેવા પ્રમાણે સંસ્કૃતદ્વયાશ્રયની રચના પણ સિદ્ધરાજના રાજ્યકાલ દરમ્યાન સર્ગ ૧–૧૬ સુધી થયેલી.

(૧૬) સંસ્કૃત દ્વયાશ્રયમહાકાવ્ય :

આ ગ્રંથ ઉપર આચાર્યશ્રીની વૃત્તિ નથી.

(૧૭) પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય :

આ ઉપર પણ આચાર્યશ્રીની વૃત્તિ નથી; આ ગ્રંથનું

અપરનામ કુમારપાલચરિત છે. કુમારપાલના રાજ્ય દરમિયાન આ ગ્રંથની રચના થઈ હતી.

(૧૮) સ્તવનો :

(अ) અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા.

(आ) અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા

(इ) વીતરાગસ્તોત્ર

(ई) મહાદેવસ્તોત્ર

'વીતરાગસ્તોત્ર'ની રચના કુમારપાલ માટે અને કુમારપાલના અમલ દરમિયાન થયેલી એ તો આંતરિક પૂરાવા ઉપરથી સિદ્ધ થાય છે.

(૧૯) યોગશાસ્ત્ર :

આ ગ્રંથ પણ કુમારપાલ માટે રચવામાં આવ્યો હતો. તેના ઉપર બૃહદ્‌વૃત્તિ રચવામાં આવી હતી, આ વૃત્તિની રચના ત્રિ. શ. પુ. ચ. અને પરિશિષ્ટપર્વની રચના પછી અથવા તો એ ગ્રંથો પૂરા થતા હશે તે અરસામાં થઈ હોવી જોઈએ. યોગશાસ્ત્ર સ્વોપજ્ઞટીકા સાથે ૧૨૫૭૦ શ્લોક જેટલા વિસ્તારવાળું છે.

(૨૦) ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત :

આ વિશાળ ગ્રંથ યોગશાસ્ત્ર પછી રચવામાં આવ્યો હતો. તેનું શ્લોક પ્રમાણ ૩૨૦૦૦ શ્લોક છે.

(૨૧) પરિશિષ્ટપર્વ :

આ ગ્રંથ ૩૫૦૦ શ્લોકપૂર છે અને પૂરાવાઓ પ્રમાણે આ છેવટનો ગ્રંથ હોય તો એમાં અસંભવ નથી.

વૃત્તિઓની રચના, ગ્રંથોનું પુનરાવર્તન, વગેરે પ્રવૃત્તિઓ તો જીવનની છેલ્લી પળ સુધી હેમચંદ્રાચાર્યે ચાલુ રાખેલી. આ કારણને લીધે તેમના ગ્રંથોના આંતરિક પૂરાવાઓ ઉપરથી આનુપૂર્વીનો સૂક્ષ્મ નિર્ણય કરવો મુશ્કેલ છે. છતાંય તેનો સામાન્ય નિર્ણય તો કરી શકાય છે અને તેનો વિચાર પ્રત્યેક ગ્રંથનું વિવેચન કરતી વેળા કરવામાં આવ્યો છે.

ઉપર જણાવેલા ગ્રંથો હેમચંદ્રાચાર્યના સ્વોપજ્ઞ ગ્રંથો છે. આંતરિક પૂરાવાઓથી અને વિદ્વજ્જનોના પ્રમાણથી તે માન્ય છે. તે ગ્રંથોની શ્લોક સંખ્યા મુનિશ્રી પુણ્યવિજયજીએ નોંધી છે. હેમચંદ્રાચાર્યવિરચિત સાગરસમી શ્લોકસંખ્યાનો વાચકને સારી રીતે ખ્યાલ આવી શકે તે માટે તે નોંધવી ઉચિત છે :[૬]

૧. સિદ્ધહેમલઘુવૃત્તિ શ્લો. ૬૦૦૦
૨. સિદ્ધહેમબૃહદ્વૃત્તિ શ્લો. ૧૮૦૦૦
૩. સિદ્ધહેમબૃહન્નયાસ શ્લો. ૮૪૦૦૦
૪. સિદ્ધહેમપ્રાકૃતવૃત્તિ શ્લો ૨૨૦૦
૫. લિંગાનુશાસન સટીક શ્લો. ૩૬૮૪
૬. ઉણાદિગણપાઠ, વિવરણ સહિત શ્લોક ૩૨૫૦
૭. ધાતુપારાયણ વિવરણ સહિત શ્લો. ૫૬૦૦
૮. અભિધાનચિંતામણિ સ્વોપજ્ઞ ટીકા સહિત શ્લો. ૧૦૦૦૦

૬. શ્રીહેમસારસ્વતસત્ર: ગુજરાત સાહિત્ય પરિષદનું ખાસ સંમેલન પાટણ: અહેવાલ અને નિબંધસંગ્રહ: મુનિશ્રી પુણ્યવિજયજીનો લેખ: મહાન આચાર્યશ્રી હેમચંદ્રસૂરિ પા. ૭૬–૮૫.

૯. અભિધાનચિંતામણિપરિશિષ્ટ શ્લો. ૨૦૪
૧૦. અનેકાર્થકોષ શ્લો. ૧૮૨૮
૧૧. નિઘંટુશેષ શ્લો. ૩૯૬
૧૨. દેશીનામમાલા સ્વોપજ્ઞવૃત્તિ સાથે શ્લો. ૩૫૦૦
૧૩. કાવ્યાનુશાસન સ્વોપજ્ઞ અલંકારચૂડામણિ અને વિવેક સાથે શ્લો. ૬૦૦૮
૧૪. છંદોડનુશાસન સ્વોપજ્ઞછંદશ્ચૂડામણિટીકા સાથે શ્લો. ૩૦૦૦
૧૫. સંસ્કૃતદ્વયાશ્રયમહાકાવ્ય શ્લો. ૨૮૨૮
૧૬. પ્રાકૃતદ્વયાશ્રયમહાકાવ્ય શ્લો. ૧૫૦૦
૧૭. પ્રમાણમીમાંસા સ્વોપજ્ઞવૃત્તિ સાથે શ્લો. ૨૫૦૦ (અપૂર્ણ.)
૧૮. વેદાંકુશ [દ્વિજવદનચપેટા][૭] શ્લો. ૧૦૦૦
૧૯. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત મહાકાવ્ય–દશપર્વ શ્લો. ૩૨૦૦૦
૨૦. પરિશિષ્ટપર્વ શ્લો. ૩૫૦૦
૨૧. યોગશાસ્ત્ર સ્વોપજ્ઞટીકા સાથે શ્લો. ૧૨૫૭૦
૨૨. વીતરાગસ્તોત્ર શ્લો. ૧૮૮
૨૩. અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા શ્લો. ૩૨

૭. મુનિશ્રી પુણ્યવિજયજી ઉપરના લેખમાં તેને હેમચંદ્રાચાર્યની કૃતિ માને છે. શ્રી. હીરાલાલ કાપડિયા: 'કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ એટલે ?' એ નામના ફાર્બસ સભા ત્રૈમાસિક વર્ષ, ૬. અં. ૪ પા. ૫૬૧–૬૦૪ નામે લેખમાં તેને સંદિગ્ધ કૃતિ માને છે. શ્રી. મોતીચંદ. ગિ. કાપડિયા "શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ" હેમસારસ્વતસત્ર: અહેવાલ અને નિબંધસંગ્રહ પાન. ૧૯૧ ઉપર આ ગ્રંથ વિષે નોંધે છે: "લાલબાગના ભંડારમાં એની પ્રતિ છે. મારા જોવામાં એ ગ્રંથ આવ્યો નથી." મેં પણ એ ગ્રંથ જોયો નથી.

૨૪. અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા શ્લો. ૩૩.

૨૫. મહાદેવસ્તોત્ર શ્લો. ૪૪.

ઉપર જણાવેલા ગ્રંથો ઉપરાંત તેમને નામે ચઢેલા, બીજા ઉલ્લેખોથી માલમ પડતા અને સંદિગ્ધ ગ્રંથો અનેક છે. આ સમીક્ષામાં તેમનું સ્થાન ન હોય તે સ્વાભાવિક છે. નીચે જણાવેલા ગ્રંથો સંદિગ્ધ છે.

૧. અર્હન્નામસમુચ્ચય

૨. અર્હન્નીતિ[૮]

૩. ચંદ્રલેખાવિજયપ્રકરણ[૯]

૪. દ્વિજવદનચપેટા ( વેદાંકુશ )

૫. નાભેયનેમિદ્વિસંધાનકાવ્ય

---

૮. 'અર્હન્નીતિ' હેમચંદ્રાચાર્યનો ગ્રંથ નથી જ એ પ્રમાણે શ્રીજિનવિજયજી વગેરે વિદ્વાનોનું માનવું છે. તેના સાર માટે; Prof. Winternitz: History of Indian Literature : The Jains P. 164 હીરાલાલ કાપડિયાનો લેખ: કલિકાલસર્વજ્ઞ એટલે ?' પા. ૫૩૭ ઉપર પ્રો. વીન્ટનીટ્ઝને અનુસરી આ ગ્રંથનો સાર આપવામાં આવ્યો છે. આ ગ્રંથમાં રાજા અમાત્ય વગેરેની ફરજો, રાજનીતિની ચર્ચા છે.

૯. 'ચંદ્રલેખાવિજયપ્રકરણ' એ કૃતિ શ્રી. કાપડિયાએ સંદિગ્ધ તરીકે જણાવી છે. એટલે જ અહીં નોંધી છે. ખરી રીતે તો તે નામનું નાટક હેમચંદ્રાચાર્યના શિષ્ય દેવચંદ્રે રચ્યું હતુ. જુઓ : જેસલમેર ભંડારની સૂચિ. ( G. O. S. ) પૃ. ૬૪; ભોગીલાલ સાંડેસરાનો લેખ 'હેમચદ્રાચાર્યનું શિષ્યમંડળ' હેમ-સારસ્વત સત્ર : અહેવાલ પાન. ૧૩૬.

૬. ન્યાયબલાબલસૂત્ર

૭. બલાબલસૂત્રબૃહદ્વૃત્તિ

૮. બાલભાષાવ્યાકરણસૂત્રવૃત્તિ

ઉપરના ગ્રંથોની યાદી શ્રી. હીરાલાલ કાપડિયાની[10] નોંધ ઉપરથી આપેલી છે. તેનું વિવેચન તેમણે તેમના લેખમાં કરેલું છે. વિશેષ જિજ્ઞાસુ તે લેખમાં તે સંબંધી ચર્ચા જોઈ શકે છે.

અનુપલબ્ધ કૃતિઓમાં શ્રી. કાપડિયાએ નીચેની કૃતિઓ ગણાવી છે :

૧. અનેકાર્થશેષ
૨. દ્વાત્રિંશદ્-દ્વાત્રિંશિકા
૩. નિઘંટુ
૪. પ્રમાણમીમાંસાનો અવશિષ્ટ ભાગ
૫. પ્રમાણમીમાંસાની સ્વોપજ્ઞવૃત્તિનો અવશિષ્ટ ભાગ
૬. પ્રમાણશાસ્ત્ર
૭. આઠમા અધ્યાયની લઘુવૃત્તિ
૮. બૃહન્નયાસનો અવશિષ્ટ ભાગ
૯. વાદાનુશાસન
૧૦. શેષસંગ્રહનામમાલા
૧૧. શેષસંગ્રહનામમાલાસારોદ્ધાર

૧૦. હીરાલાલ કાપડિયા 'કલિકાલસર્વજ્ઞ એટલે ?' ફા. ગુ. સભા. ત્રૈમાસિક વર્ષ ૩. અ. ૪ પૃ. ૫૯૭. મુનિ શ્રી. કલ્યાણવિજયજીએ સંદિગ્ધ તથા ઉલ્લિખિત ગ્રંથોની યાદી 'પ્રભાવકચરિત'ના ભાષાંતર (ભાવનગર જૈન સભા)ની આદિ-પ્રસ્તાવનામાં આપી છે.

### ૧૨. સમસંધાનમહાકાવ્ય[૧૧]

પ્રમાણમીમાંસા, પ્રમાણશાસ્ત્ર અને વાદાનુશાસન એ એકજ ગ્રંથના પર્યાયો હોય એ સંભવિત છે. જુદે જુદે સ્થળે એ ગ્રંથનો ઉલ્લેખ જૂદે જુદે નામે થયાને લીધે તેને માટે આ પ્રકારની સંદિગ્ધતા સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય. અનેકાર્થશેષ અને શેષસંગ્રહનામમાલા પણ એક હોય એ સંભવિત છે. જ્યાં સુધી અમુક કૃતિ ચોક્કસ અને અબાધિત દૃષ્ટિએ શ્રીહેમચંદ્રાચાર્યની પૂરવાર ન થાય ત્યાં સુધી તેના વિવેચનમાં ઊતરવું એ અનુચિત છે. આ સિદ્ધાંતને અનુસરી ઉપરના ગ્રંથોનો માત્ર નિર્દેશ કરીને જ સંતોષ માન્યો છે.

હેમચંદ્રાચાર્યની વિદ્વત્તા સર્વશાસ્ત્રોમાં વ્યાપક અને ઊંડી હતી. પોતાની પ્રતિભાથી તેઓ પ્રાચીન તથા સમકાલીન ગ્રંથોનું દોહન કરી શાસ્ત્રમાં નવો જ ઝોક આણતા, નવાં જ દૃષ્ટિબિંદુઓ રજુ કરતા અને વિશિષ્ટ પ્રકારની યોજકતાથી તે દોહનને જનતા સમક્ષ તેજસ્વી ગ્રંથો મારફતે રજુ કરતા. હેમચંદ્રાચાર્યની વ્યુત્પત્તિ અને પ્રતિભા–બન્નેય અમેય અને અનન્ય હતાં. કલિકાલસર્વજ્ઞનું તેમનું બિરુદ યથાર્થ છે.

હેમચંદ્રાચાર્યના સારસ્વતના અભ્યાસકને તો કેટલા સવાલો જરૂર ચમકાવે. તે જમાનામાં તેમણે ક્યાં ક્યાંથી અને કેટલા વિશાળ પ્રમાણમાં ગ્રંથો કેવી રીતે મેળવ્યા હશે? તે મેળવીને

૧૧. મોતીચંદ ગિ. કાપડિયા: 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની કૃતિઓ' હૈ. સા. સત્ર. અહેવાલ. પા. ૧૦૦ "આ નામનું કાવ્ય શ્રી હેમચંદ્રાચાર્યે બનાવ્યુ છે એવો ઉલ્લેખ મળે છે. ગ્રંથ પ્રાપ્ત થતો નથી."

તેમનું પરિશીલન કરવાનો સમય શી રીતે પ્રાપ્ત કર્યો હશે ? ક્યારે પોતાના ગ્રંથોની તેમણે રચના કરી હશે ? પાટણના, જેસલમેરના, ખંભાતના—એમ અનેક ભંડારોમાં તેમનો વિશાળ ગ્રંથરાશિ, કહે છે કે, વહેંચાઈ ગયો. તેનો મોટો ભાગ તો વિનાશ પામ્યો હોવો જોઈએ. તેમના કાળની હાથપ્રતો હજુ પણ પ્રાપ્ત થાય છે. ગ્રંથપ્રાપ્તિની સુગમતા તેમને રાજ્યાશ્રયને લીધે મળતી. સિદ્ધરાજે અને કુમારપાલે દેશપરદેશથી ઇષ્ટગ્રંથોની હસ્તલિખિત તાડપત્રની પ્રતો તેમને ચરણે ધરી હતી. તે અનેક ગ્રંથોના પરિશીલનમાં, ગ્રંથોની યોજનાના કાર્યમાં અને રચનાના કાર્યમાં પણ રામચંદ્ર, ગુણચંદ્ર, મહેંદ્ર વગેરે વિદ્વાન શિષ્યોનો સમુદાય તેમને સહાયક થયો હશે. હૈમસારસ્વતનું આ પ્રકારના વાતાવરણમાં સર્જન થયું હશે.

અનુકૂળ સંજોગો અને માનવનું વ્યકિતત્વ–એ બન્નેનો મેળ અસાધારણ તેજને જન્માવે છે. હેમચંદ્રાચાર્યનું વ્યકિતત્વ અદ્ભુત હતું. તેમના સંજોગો પણ વ્યકિતત્વને બહલાવે અને જ્યોતિર્મય બનાવે તેવા હતા. હેમચંદ્રાચાર્યનું સમસ્ત જીવન તેજસ્વી હતું. તેમનું સાક્ષરજીવન જ આ કૃતિનો વિષય છે; પણ એ તો તેમના જીવનનો એક ભાગ માત્ર છે. આચાર્યશ્રીમાં આધ્યાત્મિક ઉજ્જવલતા સાથે અપૂર્વ માનવતા પણ હતી. અનેકાન્તવાદ તો તેમના જીવનનાં ગહનતમ ઊંડાણોમાં ઊતર્યો હતો. માનવસ્વભાવના ઉદ્દામ વિરોધોને તે પોતાની આધ્યાત્મિક શક્તિથી ઘટાવી શકયા હતા. આચાર્યશ્રીના સૌમ્ય ઉપદેશ આગળ, તેમના નિર્મળ વ્યકિતત્વ આગળ, સિદ્ધરાજની ઉદ્દામ મહત્ત્વાકાંક્ષા અને તેનો તેજસ્વી સ્વભાવ ઓસરી જતાં.

સિદ્ધરાજે ગૂજરાતને ઊજમાળે તેવા જ્યોતિર્ધરને પરખ્યા અને તેમણે તે રાજાને પરખ્યો. તેના પરિણામે સિદ્ધહેમચંદ્ર-શબ્દાનુશાસનનું સર્જન થયું. સિદ્ધરાજ જયસિંહના આ પ્રકારે મિત્ર અને આચાર્ય હોવા છતાંય, કુમારપાલને તે પોતા તરફ આકર્ષી શક્યા. કુમારપાલને તેમણે સામાજિક સુધારણાનો વિધાયક બનાવ્યો. શ્રીહેમચંદ્રાચાર્યે પોતે જ તેને વર્ણવ્યો છે :

कुमारपालश्चौलुक्यो राजर्षिः परमार्हतः
मृतस्वमोक्ता धर्मात्मा मारिव्यसनवारकः ॥[१२]

હેમચંદ્રાચાર્યની અપૂર્વ ઉપદેશશક્તિથી કુમારપાલના મનનું સમાધાન થયું; તેમની વીતરાગસ્તુતિઓથી તેનું ચિત્ત સત્ત્વપ્રધાન બન્યું; અને યોગશાસ્ત્રના અભ્યાસે તેની પાછલી અવસ્થાને પ્રસાદ આપ્યો. વીતરાગસ્તુતિમાં એક સ્થળે તેમણે સંતોષના અનુભવસિદ્ધ ઉદ્ગાર કાઢી જણાવ્યું છે :

श्राद्धः श्रोता सुधीर्वक्ता युज्येयातां यदीश तत् ।
त्वच्छासनस्य साम्राज्यमेकच्छत्रं कलावपि ॥[१३]

"હે પ્રભુ, જો પરમ શ્રદ્ધાવાન શ્રોતા અને સુબુદ્ધિવાન વક્તાનો યોગ મળે તો કળિકાળમાં પણ આપના શાસનનું સામ્રાજ્ય સર્વત્ર પ્રસરી રહે છે."

કુમારપાળ અને હેમચંદ્રાચાર્યનો યોગ થતાં ગૂજરાત સામાજિક દૃષ્ટિએ અને ધાર્મિક દૃષ્ટિએ અત્યંત નિર્મળ તેજસ્વી

૧૨. શ્રીહેમચંદ્રાચાર્ય : અભિધાનચિંતામણિ : કાંડ. ૩. શ્લો. ૩૭૬–૩૭૭.

૧૩. શ્રીહેમચંદ્રાચાર્ય : વીતરાગસ્તવ : પ્રકાશ૦ ૯. શ્લો. ૩.

અને પ્રશાન્ત બન્યું. સંસ્કૃતિનો પ્રકાશ નિર્મળ બન્યો. તેમાંથી તામસ ભાવ ઘટી ગયો. હેમચંદ્રાચાર્યની સર્વધર્મ પ્રત્યે સમાન-ભાવની લાગણીને લીધે પ્રજાના જૈન તેમજ જૈનેતર સમાજમાં તેમના તરફ એક સરખો આદર હતો. ધાર્મિકતત્ત્વ જનતામાં ઊતર્યું છે કે કેમ તે જોવાનું તેમનું પ્રથમ ધ્યેય હતું. આથી જ બીનવારસનું ધન જપ્ત ન કરવા માટે, અમારિ માટે અને બીજાં અનેક લોકહિતાર્થી સામાજિક કાર્યો માટે કુમારપાલને હેમચંદ્રાચાર્ય પ્રેરી શકયા. એક સ્થળે આચાર્યશ્રીએ વર્ણન કર્યું છે :

"ચૌલુકય કુલમાં ચંદ્રસમાન, વિશાળબાહુવાળો, પ્રચંડ અને અખંડ શાસનવાળો કુમારપાળ નામે રાજા થશે. ધર્મ, દાન અને યુદ્ધમાં વીર તે મહાત્મા પોતાની પ્રજાને પિતાની માફક પાળી પરમ સમૃદ્ધિએ લઇ જશે. સરળ હોવા છતાં પણ અત્યંત ચતુર, શાંત હોવા છતાં પણ આજ્ઞામાં ઇન્દ્ર સમો, ક્ષમાશીલ હોવા છતાં પણ અધૃષ્ય તે રાજા લાંબો સમય પૃથ્વીનું રક્ષણ કરશે. ઉપાધ્યાય જેમ પોતાના શિષ્યને વિદ્યાપૂર્ણ કરે તેમ તે પોતાની પ્રજાને પોતાના જેવા ધર્મનિષ્ઠ કરશે. શરણેચ્છુઓને શરણ કરવા લાયક અને પર-નારીસહોદર તે રાજા પ્રાણથી અને ધનથી પણ ધર્મને બહુ માનશે. પરાક્રમ, ધર્મ, દયા, આજ્ઞા અને બીજા પુરુષગુણોથી તે અદ્વિતીય થશે."૧૪

---

૧૪. શ્રીહેમચંદ્રાચાર્ય : ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત : પર્વ. ૧૦.

कुमारपालो भूपालश्चौलुक्यकुलचन्द्रमाः ।
भविष्यति महाबाहुः प्रचण्डाखण्डशासनः ॥
स महात्मा धर्मदानयुद्धवीरः प्रजां निजाम् ।
ऋद्धिं नेष्यति परमां पितेव परिपालयन् ॥

કલિકાલમાં ધર્મરાજસમા કુમારપાલના વ્યક્તિત્વના વિધાયક કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય હતા. સર્વધર્મસમાનભાવથી પ્રશાન્ત વારિ સમું તેમનું હૃદય સમસ્ત જનતાને આકર્ષી શકતું; સર્વના ચિત્તને શાંતિ આપતું; સર્વના ચિત્તકષાયોને નિર્મળ કરી દેતું.

હેમચંદ્રાચાર્ય અને કુમારપાળનો મેળ ગૂજરાતની સંસ્કૃતિ માટે એક અવિસ્મરણીય પ્રસંગ છે. હેમચંદ્રાચાર્ય સિદ્ધરાજના મિત્ર બન્યા. તેનાથી જે કાર્યનો આરંભ થયો, જે સુવર્ણયુગનું પ્રભાત ગૂજરાતને ઉજ્જવલ કરવા લાગ્યું, તે કુમારપાલના રાજ્ય દરમિયાન તેજસ્વી મધ્યાહ્ન સમું બન્યું. કુમારપાલ અને હેમચંદ્રાચાર્ય–રાજા અને યોગી–કર્તા અને પ્રેરક–એ બંનેયના પ્રકૃતિ અને પુરુષના યોગ સમા સુભગ મેળે ગૂજરાતનું નવસર્જન થયું અને ગૂર્જરસંસ્કારો તેની પરમ કોટિએ પહોંચ્યા.

---

ऋजुरप्यतिचतुरः शान्तोऽप्याज्ञादिवस्पतिः ।
क्षमावानप्यघृष्यश्च स चिरं क्ष्मामविष्यति ॥
स आत्मसदृशं लोकं धर्मनिष्ठं करिष्यति ।
विद्यापूर्णमुपाध्याय इवान्तेवासिनं हितः ॥
शरण्यः शरणेच्छूनां परनारीसहोदरः ।
प्राणेभ्योऽपि धनेभ्योऽपि स धर्मं बहु मंस्यते ॥
पराक्रमेण धर्मेण दानेन दययाज्ञया ।
अन्यैश्च पुरुषगुणैः सोऽद्वितीयो भविष्यति ॥

# ભરતવાક્ય

तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥[1]

"તેના પ્રકાશતાં તેની પાછળ સર્વે પ્રકાશે છે. તેના પ્રકાશથી જ આ સર્વ ઉજ્જવલ છે."

સંસ્કૃતિની પરાકાષ્ઠાનું માપ તેના સંસ્કારસ્વામીઓ છે. તેમની ઊર્ધ્વગામી કલ્પનાઓ, બુદ્ધિની ચમકતી કોટીઓ અને ઉત્તમ કૃતિઓ તેમના જીવનકાલની પ્રજાનું,—ભવિષ્યની પ્રજાનું પણ,—અમૂલ્ય ધન છે. કાલસંયોગો મહાપુરુષોને આગળ લાવે છે. પરંતુ તે મહાપુરુષો જ કાલના મુકુટમણિ બની તેને દીપાવે છે. તેમના ગૌરવે પ્રજા ગૌરવશીલ બને છે; તેમના પરાક્રમે પરાક્રમી બને છે; તેમના તેજે તેજસ્વી બને છે. તેમના પ્રકાશથી તે યુગની સંસ્કૃતિનો પ્રકાશ અનુપમ બને છે. શાસકો, વિચારકો, સમાજસેવકો, ધર્મગુરુઓ—બધાય તેમના પ્રકાશમાંથી તેજનાં કિરણો ઝીલે છે. મહાપુરુષો અને તેમના યુગનો આ સંબંધ છે. યુગ તેમને જન્માવે છે એ વાત ખરી; પણ એમનું વ્યક્તિત્વ તે યુગની જ્યોત બને છે.

કાલની ગતિ અનંત છે. તેની અનંત ગતિ વિશ્વની સમસ્ત વસ્તુઓના સનાતન સર્જન અને પ્રલયને વશવર્તી છે. સર્જન પ્રલયનાં બીજ લઈને અવતરે છે અને પ્રલયમાં સર્જનનાં બીજ રહેલાં છે. સુવર્ણયુગનું મહાસર્જન જેટલા

---

૧. કઠોપનિષદ્. અધ્યાય. ૨. વલ્લી. ૨. શ્લો. ૧૫.

પ્રમાણમાં તેજસ્વી છે, તેટલા જ ભયંકર પ્રમાણમાં તેમાં ઘોર પ્રલયનાં બીજ પણ સભર ભર્યાં છે. શાંતિના પ્રીરસ્તા ઇસુ ખ્રિસ્તના મરણને એક શતક ન વીત્યું, એટલામાં તો એના જ નામે ભયંકર કતલો અને સંહારો ચાલ્યાં. બુદ્ધના મરણ પછી ધર્મને નામે તેમના શિષ્યોના કલહો જ અવશિષ્ટ રહ્યા. આમ કેમ ? શિષ્યોમાં ગુરુ પ્રત્યે ભક્તિભાવ રહે છે. પરંતુ સામાન્ય રીતે ગુરુની વિશાળતા નથી રહેતી. ભક્તિ, સિદ્ધાંતપ્રચાર, તે સિદ્ધાંતોનું તાર્કિક સમર્થન, ગુરુના કાર્યને સંકુચિત બનાવીને તેને ટકાવી રાખવાની વૃત્તિ વગેરે અનેક બાબતો શિષ્યોમાં આંતરિક તથા બાહ્ય કલહનાં બીજ જન્માવે છે. મહાપુરુષનો ઉજ્જ્વલ સજીવન ઉપદેશ નિર્જીવ સંપ્રદાય બને છે. શિષ્યોમાં સત્તાનો લોભ જાગે છે. આચાર્યપદ માટે તકરારો ઊભી થાય છે. અતાત્ત્વિક વિભેદો સંપ્રદાયનાં મૂળભૂત આદિતત્ત્વોનો ભેદછેદ કરી નાખે છે. માનવ સમાજની બધીય ઉત્તમ સંસ્થાઓનાં સર્જન અને પ્રલય આ રીતે સનાતન ચાલી રહેલાં હોય છે.

વિ. સં ૧૨૨૯ મું વર્ષ હતું. ગૂજરાતની સંસ્કૃતિનું તે કટોકટીનું વર્ષ હતું. શ્રી હેમચન્દ્રાચાર્યની વય ચોરાશી વર્ષની હતી; મહારાજા કુમારપાળની વય એંશી વર્ષની હતી. ગૂજરાતમાં સંસ્કારોની સ્થિરતા વ્યાપી હતી. કુમારપાલના રાજ્યનો વિસ્તાર અર્વાચીન ગૂજરાતની બહાર ચારેય દિશામાં વિસ્તૃત બન્યો હતો. તે કોંકણ, કર્ણાટક, ખાર, ગૂર્જર સૌરાષ્ટ્ર, કચ્છ, સિંધુ, ઉચ્ચા, ભંભેરી, મારવાડ, માલવા, મેવાડ, કીર, જાંગલ, સપાદલક્ષ, દીલ્હી, જાલંધર અને રાષ્ટ્ર એટલે મહારાષ્ટ્ર એમ અઢાર દેશોનો કુમારપાલના રાજ્યમાં

સમાવેશ થતો.[2] પાટણની વિદ્યારસિકતા ભોજની ધારાને આંજી નાખે તેવી બની હતી. ધનસમૃદ્ધિએ તો ક્યારનોય ભોજના સેનાપતિ કુલચંદ્રને છક્ક કર્યો હતો. તેનાં ધર્મમંદિરો, રોનકદાર ધવલગૃહો શત્રુઓના દિલમાં ઈર્ષ્યા જન્માવે એવાં હતાં. કુમારપાલનાં છેલ્લાં વર્ષો ધર્મચિંતનનાં વર્ષો હતાં. તે ભોજ જેટલો વિદ્વાન ન હતો, પરંતુ સાધક તો જરૂર જ હતો. તેના અંતરની ગૂંચે તેને હેમચંદ્રાચાર્યના ઉપદેશ તરફ દોર્યો હતો;[3] અને એ આચાર્યે જ તેના હૃદયની ગ્રંથી ભેદી હતી. કુમારપાલને તેની વૃદ્ધાવસ્થામાં એક ચિંતા હતીઃ વિશાળ સામ્રાજ્યનો, ગૂજરાતના અભિનવ અને ઉન્નત સંસ્કારોનો,

---

૨. પ્ર. ચિ. (સિંધી ગ્રંથમાલા) પાન. ૯૫.

कर्णाटे गूर्जरे लाटे सौराष्ट्रे कच्छसैन्धवे
उच्चायां चैव भंभेर्यां मारवे मालवे तथा ॥
कौंकणे तु तथा राष्ट्रे कीरे जांगलके पुनः ।
सपादलक्षे मेवाढे ढील्यां जालन्धरेऽपि च ॥
जन्तूनामभयं सप्तव्यसनानां निषेधनम् ।
वादनं न्यायघण्टाया रुदतीधनवर्जनम् ॥

૩. સોમપ્રભ : કુમારપાલપ્રતિબોધ. (G. O S. XIV) પા. ૨૨.

तो जइ तुमं पि वंछसि धम्मसरूवं जहाट्ठियं नाउं
तो मुणिपुंगवमेयं पुच्छसु होऊण भत्तिपरो ॥
इय सम्मं धम्मसरूवसाहगो साहिओ अमच्चेणं
तो हेमचंदसूरिं कुमरनरिंदो नमइ निच्चं ॥
सम्मं धम्मसरूवं तस्स समीवंमि पुच्छए राया
मुणियसयलागमत्थो मुणिनाहो जंपए एवं ॥

તેનાં બુદ્ધિનો અને લક્ષ્મીનો, કોણ વારસ થશે ? આ ચિંતાનો તોડ પણ તેને તો આચાર્યશ્રી પાસેથી મેળવવો હતો. આચાર્યશ્રીનો અભિપ્રાય એવો હતો કે કુમારપાલનો દૌહિત્ર પ્રતાપમલ્લ ગાદી ઉપર આવે. તેના થકી જ ગૂજરાતની સંસ્કૃતિ સચવાશે એમ આચાર્યશ્રીની ધારણા હતી. પરંતુ આમ્રભટ્ટની ઇચ્છા તો પિતૃપક્ષમાં જ ગાદી રહે અને તેના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ ગાદીએ આવે તેમ હતી.

હેમચંદ્રચાર્યના શિષ્યોમાં તેમનો પટ્ટશિષ્ય રામચંદ્ર હતો. તે આચાર્યશ્રીના અભિપ્રાયોને ચિવટથી જાળવનાર અને ટકાવનાર, નીડર અને સ્વાતંત્ર્યપ્રિય હતો. તેનામાં તેજસ્વી પ્રતિભા અને વિશાળ વિદ્વત્તા હતાં. પરંતુ તેના સ્વભાવમાં રાજસ પ્રકૃતિની ભભક હતી. એ કેટલાક ઉલ્લેખો ઉપરથી પૂરવાર થાય છે.[૪] હેમચંદ્રાચાર્યની વિશાળતા, સત્ત્વશીલતા અને સહિષ્ણુતા તેનામાં ન હતાં. હેમચંદ્રાચાર્યે રામચંદ્રને પોતાનો અનુગામી નીમ્યો. શિષ્યોમાંથી કેટલાકને એ ન પણ ગમ્યું. આ અસંતુષ્ટ અનુયાયીઓનો નેતા બાલચંદ્ર હતો. રામચંદ્રે તો આચાર્યશ્રીની ઇચ્છાને અનુવર્તી પ્રતાપમલ્લનો પક્ષ બહુ બળપૂર્વક લીધો હતો અને મંત્રી કપર્દીને પોતાના પક્ષમાં લઈ પ્રતાપમલ્લને ગાદી મળે તે માટે સક્રિય પ્રયત્નો પણ કર્યા હતા. આમ્રભટ્ટ પણ પાછળથી આમાં ભળ્યા લાગે છે. બાલચંદ્ર, અજયપાલના પક્ષમાં ભળ્યો, તેનો મિત્ર બન્યો,

---

૪. શ્રીહૈમસારસ્વતસત્ર : નિબંધસંગ્રહ : શ્રી. ભોગીલાલ સાંડેસરા : હેમચંદ્રાચાર્યનું શિષ્યમંડળ : પાન ૧૨૯. રામચંદ્રના સ્વાતંત્ર્ય પ્રેમ અને માની સ્વભાવ માટે.

અને રાજગાદી માટે પાછળ થઈ રહેલા કાવાદાવાઓનો તે જાસુસ પણ થયો.

હેમચંદ્રાચાર્યનો દેહવિલય સં. ૧૨૨૯ માં થયો અને કુમારપાલ પ્ર. ચિં. ના કહેવા પ્રમાણે છ માસ પછી કાલ પામ્યો. રાજ્યના વારસ માટે એક બાજુએ કુમારપાલની આસપાસ કાવતરાં થઈ રહ્યાં હતાં. વૃદ્ધાવસ્થા અને રોગે તેને અસહાય બનાવ્યો હતો. હેમચંદ્રાચાર્યનો દેહવિલય થતાં તેમનું સમર્થ વ્યક્તિત્વ અદૃશ્ય થયું. દ્વેષ, ઈર્ષ્યા અને કઢાપાનાં બીજ કુમારવિહારમાં ક્યારનાંય વવાઈ રહ્યાં હતાં. ધર્મ, સાહિત્ય અને સંસ્કાર ગૌણ બની ગયાં. રાજખટપટ અને સત્તાનાં ઝેર ધાર્મિક સ્થાનોને ઘેરવા લાગ્યાં. પ્રબંધકારના કહેવા પ્રમાણે, પરિણામ તો એ આવ્યું કે અજયપાલે કુમારપાલને ઝેર આપ્યું.[5] શોક વ્યાધિ અને જરાનો ભોગ બનેલા કુમારપાલે આચાર્યવર્યના દેહવિલય બાદ છ માસે દેહ છોડયો.

અજયપાલ ગાદીએ આવ્યો. પ્રતાપમલ્લના હિમાયતી રામચંદ્રસૂરિને તપાવેલા ત્રાંબાના પાટલા ઉપર બેસારી મારી નાખ્યા; આમ્રભટને લશ્કરથી ઘેરી દેહાન્ત આપ્યો; અને મંત્રી કપર્દીને તેલની કઢાઈમાં નંખાવ્યો. પોતાના કુલના આમ ખેદજનક ભેદછેદથી શરમાયલો બાલચંદ્ર ગૂજરાત છોડી ચાલી નીકળ્યો. હેમચંદ્રાચાર્યરૂપી તેજદીપિકા

---

૫. રાજશેખર: પ્રબંધકોશ (સિંઘી ગ્રંથમાલા) પાન ૯૮: આભડ-પ્રબંધ : श्रीहेमसूरेः स्वर्गगमनं जातम् । ततः दिनद्वात्रिंशता राजा कुमारपालोऽजयपालदत्तविशेण परलोकमगमत् । આ પ્રબંધમાં ગાદી વારસની ચર્ચા શ્રીરાજશેખરસૂરિએ કરેલી છે.

વિલય પામતાં ગૂજરાતના સંસ્કાર ઉપર ભયંકર અંધકાર આવ્યો. જે સંસ્કૃતિ સ્થાપવા, સ્થિર કરવા, અને સાચવવા સિદ્ધરાજ, કુમારપાલ, અને તેમના પ્રેરક આચાર્ય શ્રીહેમચંદ્રાચાર્યે સતત પ્રયત્નો અને સાવધાનતા સેવ્યાં હતાં, તે જ સંસ્કારમાંથી વિનાશના વિષપ્રરોહો ફાટી નીકળ્યા.

આ આંધીમાં પણ શ્રીહેમચંદ્રાચાર્યની તેજસ્વી પ્રતિમા સર્વજનોને વંદનીય હતી. તેમની સામે દ્વેષનાં વિષ કોઈએ ઠાલવ્યાં નથી. અજયપાલના મંત્રી યશઃપાલે હેમચંદ્રાચાર્યની તેના 'મોહરાજપરાજય'માં ભારોભાર પ્રશંસા કરી છે. એ નાટક તે સમયે ભજવાયું હતું એ પણ બતાવે છે કે હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ લોકોના હૃદયમાં દિવ્ય મૂર્તિ તરીકે પ્રસ્થાપિત થયા હતા. એમની પ્રશંસામાં અજયપાલને પણ કાંઈ વાંધો લેવા જેવું લાગ્યું નહિ એ વસ્તુ પણ સૂચક છે.

હેમચંદ્રાચાર્યની મૂર્તિ અત્યારે પણ સોલંકી યુગનાં દિવ્ય સ્મરણોને જાગ્રત કરે છે. તેમની પ્રતાપી મૂર્તિ અગોચર થતાં ગૂજરાતમાં ધીમે ધીમે સંસ્કારપતન આવવા લાગ્યું. વસ્તુપાલ–તેજપાલના સમયમાં છેવટની સંસ્કારજ્યોત જેવું દેખાઈ આવે છે. પણ પછીથી ગૂજરાતનું સ્વમાન સંસ્કારિતા અને સ્વાયત્ત રાજ્યતંત્ર પણ અદૃશ્ય થાય છે. પરદેશીઓનો અમલ ગૂજરાત ઉપર આવે છે. ગૂજરાતના પૂર્વ સંસ્કારોનાં માત્ર સ્મરણો રહે છે. વિદ્વત્તાનો પણ હ્રાસ થાય છે. સોમેશ્વર કહે છે તેમ શ્રી હેમસૂરિનો સ્વર્ગવાસ થતાં વિદ્વત્તા આશ્રયવિહોણી બની જાય છે.[૬]

૬. સોમેશ્વર : કીર્તિકૌમુદી : वैदुष्यं विगताश्रयं श्रितवति श्री-

જેમ કોઈ અંધારી સાંકડી ગલીમાં દૃષ્ટિ નાખતો મુસાફર દૂર–અત્યંત દૂર કોઈ દીપકનું તેજ જોઇ હરખાય અને સર્વ-વ્યાપી અંધકારને ભૂલી જાય તેમ આપણા અંધારા, પરાયત્ત, ભગ્નાદર્શ સંજોગોમાં રહીને દૃષ્ટિનિક્ષેપ કરતાં દૂર દૂર અનેક શતક દૂર હેમચંદ્રાચાર્યની દિવ્ય મૂર્તિ દેખાય છે. એ મૂર્તિને નિરખવા, તેની કૃતિઓને વિમર્શવા, તેના જીવનનો ખ્યાલ બાંધવા માટે અટવાતા મુસાફરો અનેકાનેક યત્નો કરી રહ્યા છે. પણ એ દિવ્યમૂર્તિનું સૌમ્યસ્મિત એ તો દૂરને દૂર રહ્યું છે. દેખાય છે, અનુભવાય છે, પણ પકડાતું નથી. સંસ્કારપ્રેરણાને તે બહલાવી રહ્યું છે. સારસ્વતસર્જનના આદર્શ રજુ કરી રહ્યું છે. જીવનને પ્રેરણા પાતું અને સંપ્રદાયોને ગૌણ લેખતું એ સ્મિત ગૂર્જર સંસ્કૃતિના ઊંડા ઘેરા આકાશે શુક્રતારા સમું પ્રકાશી રહ્યું છે.

---

हेमचन्द्रे दिवम् । એ ઉપરાંત સોમેશ્વર હેમચંદ્રાચાર્યની વિદ્વત્તાની પ્રશંસા કરતાં જણાવે છે.

सदा हृदि वहेम श्रीहेमसूरेः सरस्वतीम्
सुवत्या शब्दरत्नानि ताम्रपर्णी जिता यया ॥

# સૂચિ

●

# ટીપ્પણ

# અંગ્રેજી પુસ્તકો ઇ૦: ટિપ્પણ